૨૬૩૦

# વીરમંડળ.

## પ્રથમ ભાગ.

# આર્યવીર.

દોહરો.

"જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિતો રેહેજે વાંઝિણી, રખે ગમાવે નૂર."

શ્રીનારાયણ હેમચંદ્રકર્તૃક
પ્રણીત.

મુંબઈ,
નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત.

સંવત્ ૧૯૪૨. સન ૧૮૮૬.

२५३०

# વીરમંડળ.

પ્રથમ ભાગ.

## આર્યવીર.

દોહરો.

"જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિતો રેહેજે વાંઝિણી, રખે ગમાવે નૂર."

શ્રીનારાયણ હેમચંદ્રકર્તૃક

પ્રણીત.



મુંબઈ,
નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત.

સંવત્ ૧૯૪૨. સન ૧૮૮૬.

# અર્પણ પત્રિકા.

## કચ્છાધિપતિ મહારાજાધિરાજ મિરઝાં મહારાવ
## શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર.

મહાશય—મહારાજ!

આપ ભારતવર્ષના શ્રેષ્ઠ રાજાઓની પંક્તિમાં છો. વિદ્યાજ્ઞાન મેળવી તેનો યોગ્ય ઉપયોગ કરો છો. પ્રજાના હિતસારૂ પ્રયાસ કરો છો, આપની પ્રજાને પરદેશ મોકલી વિવિધ વિદ્યાકળા શિખવવામાં ઉત્સાહથી તેમને આશ્રય આપો છો, કેટલાંક ઐતિહાસિક વગેરે અન્યભાષાનાં ઉપયોગી પુસ્તકોનું ભાષાન્તર કરાવીને ગુર્જરભાષાની શ્રીવૃદ્ધિને પુષ્ટિ આપો છો. સાંપ્રત કાળમાં આપ ઉદાર મહારાજાધિરાજના દ્વારથી વિદ્વાનોને યોગ્ય ઉત્તેજન વિશેષ મળે છે, તેમજ આ ગ્રંથકર્તાને પણ કેટલેક પ્રસંગે આશ્રય દેઈ તેના ઉત્સાહને રંગિત કર્યો છે, એ આદિ આપના પ્રશંસનીય શુભ ગુણોથી આકર્ષાઈ આ **વીરમંડળ** નામક લઘુ ગ્રંથ અનુરાગ રસાભિષિક્ત અંતઃકરણથી, આપ શ્રીમન્તના કરકમલ પ્રાન્તે સમર્પ્યો છે.

મુંબઈ,
તા. ૧૫ એપ્રિલ ૧૮૮૯.

વિનયાવનત
**નારાયણ હેમચંદ્ર.**

# અનુક્રમણિકા.

૨૬૩૦

# વીર-મંડળ.

## પ્રથમ ભાગ.

# આર્ય-વીર.

## પૃથ્વીરાજ અને સમરસિંહ.

સંવત્ ૧૨૦૬ માં સમરસિંહે જન્મ લીધો. ચિતોડના રાજભવનના ભાટોએ સમરસિંહના જીવનચરિત્રનું ઘણા વિસ્તારથી વર્ણન કર્યું છે ખરૂં, તથાપિ અમે મહાકવિ ચંદભાટના પૃથ્વીરાજ રાસામાંથી સમરસિંહ અને પૃથ્વીરાજનું વર્ણન લખવામાં પ્રવૃત્ત થઈએ છિયે. અને આ ચરિત્ર લખવાની પહેલાં અમે એક અતિ પ્રયોજનીય ઐતિહાસિક વૃત્તાન્ત આપવાને દુરૂસ્ત ધારીએ છિયે. તેથી પૃથ્વીરાજ કોણ હતો તે જણાશે. અને તે વેળાએ ભારતવર્ષના કયા પ્રદેશમાં કયો હિંદુ નરપતિ રાજ્ય કરતો હતો તે જણાશે, તેથી ચંદભાટના પ્રસિદ્ધ પૃથ્વીરાજ રાસામાંથી તેનું યથાર્થ ભાષાન્તર કરી મૂકીએ છિયે. "મહાકાય ચાલુક્યરાજ ભોળોભીમ અણહિલપુર પાટણ નગરમાં રહેતો હતો, આબુ પર્વતમાં પરમાર વંશનો જિત્ રહેતો હતો. તે રણના મેદાનમાં ધ્રુવનક્ષત્રના જેવો અચલ હતો; મેવાડમાં સમરસિંહ, તે ઘણો પરાક્રમી માણસોની પાસેથી પણ કર લેતો અને દિલ્લીશ્વરના શત્રુ દુરંત યવનોનો માર્ગ રોકનાર તે પ્રચંડ લોઢાના શળિયાની પેઠે બિરાજતો હતો. મરૂભૂમિના પ્રતાપ સ્વરૂપ પોતાના બલથી બળવાન નિડર તેજસ્વી મંડોર રાજમાં નાહરાય, એઓની વચમાં રહેતો હતો, દિલ્લી નગરમાં સર્વનો અધીશ્વર રાજાધિરાજ મહારાજ અનંગપાલ રહેતો હતો; એનો હુકમ મંડોર, નાગોર, સિંધુ, જલાવત્ અને તેની આસપાસના શેહેરોના રાજા, પેશાવર, લાહોર, કાંગડા અને પર્વતના અધિનાયકો, તથા કાશી, પ્રયાગ ને ગડ દેવગિરિના અધિપતિયો અતિ વિનીતભાવથી શિરોધાર્ય કરતા હતા અને તે પ્રમાણે ચાલતા. તે સર્વે રાજાઓ અનંગપાળના પ્રચંડ પરાક્રમના ભયથી સર્વદા વિપદાશંકા કરતા હતા." દિલ્લીનો છેલ્લો

તોમાર સમ્રાટના રાજત્વની વેળાએ જે સઘળા હિંદુરાજાઓ ભારતના અન્યાન્ય ભાગમાં પોતપોતાના રાજ્યમાં રહેતા હતા; તે મહીપતિમાં અનંગપાળ સર્વથી ઉંચ આસનનો અધિકારી હતો તે કહેવું બાહુલ્ય છે.

જે દિવસે ભટીઓ જાબાલિસ્થાનથી માર ખાઇને ભારત ભૂમિમાં પાછા આવ્યા; તે દિવસથી થોડા વખતની અંદર પંજાબમાંના શાલિવાહનપુર, તન્નોટ અને મરૂભૂમિમાંનો લદુર્વાપઠન તાબે કરી લેવાને સમર્થ થયા; અને દેરયાલ નગર સ્થાપન કરીને પ્રસિદ્ધ જશલ્મીર નગર સ્થાપવાની કોશેશ કરવા લાગ્યા. જે વેળાએ ચહુઆણવીર પૃથ્વીરાજ દિલ્લીના તખ્ત ઉપર બેઠો, તે વેળાએ ભટીઓ જશલ્મીર નગર વસાવવાને મંડયા હતા. તે વખતે તે નગર ખ્યાતિને પામ્યું નહોતું. જશલ્મીર વસાવવાની આગમજ તેઓ તે અપ્રશસ્ત ભાગમાં રહીને ખલિફાના આરોરસ્થ સેનાપતિની સાથે લઢાઈ કરવાને પ્રવૃત્ત હતા. બંને પક્ષમાં ઘણુંખરૂં ભયંકર યુદ્ધ થતું. તે સર્વ લઢાઈમાં ભટીલોકો સમયે સમયે જય મેળવીને સિંધુનદીના કિનારા ઉપર તક્ષક રાજાની રાજધાની પર્યંત પોતાનું પૂર્વપુરૂષોનું વિસ્તૃત રાજ્ય પાછું ઉદ્ધાર કરી શકત.

જે વેળાએ મુસલમાનોના બળને લીધે ભારતવર્ષમાં એક મોટી ગડબડ મચી રહી હતી, ભટીલોકો તે વેળાએ સંકીર્ણ રાજ્યમાં રહીને રાજનીતિ સંબંધી જગતમાં ઘણીજ થોડી ઉન્નતિ કરી શકયા હતા. ચહુઆણરાજ દિલ્લીશ્વર પૃથ્વીરાજના શાસનની વેળાએ તેઓની ઉન્નતિ શરૂ થઈ. એ વખતથીજ તેઓનું વીરવિક્રમ ધીમે ધીમે વધવાની શરૂયાત થઈ. ભારતવર્ષના ઈતિહાસમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, પૃથ્વીરાજના આધીનમાં અખિલેશ નામનો એક પ્રસિદ્ધ સેનાપતિ હતો, તે ભટી રાજાનો ભાઈ હતો.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે, મહારાજ અનંગપાલ તે વખતમાં ભારતવર્ષનો સાર્વભૌમ અધિપતિ હતો. તે દિલ્લીનો પ્રથમ તોમાર વીલનદેવથી લઈને ઓગણીશમો રાજા હતો. મહારાજ વિક્રમાદિત્યથી ભારતવર્ષનું પ્રધાન રાજપીઠ ઉજ્જયિની નગરીમાં જવાથી યુધિષ્ઠિરનું લીલાસ્થલ પ્રાચીન ઈન્દ્રપ્રસ્થ નગર ( જુની દિલ્લી ) શેકડો વર્ષથી શોચનીય શ્મશાન ભૂમિ બની ગઇ હતી. તે દીર્ઘ કાલ રહેલી અરાજકતાંના પછી જે મહાપુરૂષના મૃતસંજીવન મંત્ર બળથી તેને પાછી જીવતી કરી મૂકી, તેનુંજ નામ વીલનદેવ હતું. વીલને અસાધારણ યત્નથી અને અધ્યવસાય અવલંબન કરીને ઈન્દ્રપ્રસ્થની પ્રથમની શોભા પાછી આણી. તેના વંશનો

અનંગપાળ યુધિષ્ઠિરના રાજસિંહાસન ઉપર બેઠો હતો તેને કોઈ પુત્ર ન હોતો માત્ર બે પુત્રીઓ હતી, તેમાંની એક કમળાદેવી અજમેરના રાજા સોમેશ્વરને આપી હતી. જેને પેટે પૃથ્વીરાજનો જન્મ થયો. બીજી કનોજના રાઠોડ વિજયપાલને આપી હતી તેને પેટે જયચંદ થયો. જયચંદ અને પૃથ્વીરાજ બંને દિલ્લીશ્વર અનંગપાલના દૌહિત્ર હતા; તેમાં જયચંદ પૃથ્વીરાજના કરતાં ઉમરે મોટો હતો. માટે બંને માતામહના સમાન સ્નેહ અને આદર પાત્ર હોવા જોઇએ, પરંતુ જયચંદ પોતાના દુર્ભાગ્યથી તે સ્નેહ અને આદરને પ્રાપ્ત થઈ શક્યો નહિ. મહારાજ અનંગપાળ અપુત્ર હતો, તે નાના દૌહિત્ર પૃથ્વીરાજના ઉપર વિશેષ આદર કરતો હતો, તેથી પોતાની વૃદ્ધાવસ્થામાં તેના હાથમાં પોતાના વિશાલ રાજ્યનો ભાર મૂકીને બદરીનાથ ગયો.

જયચંદ નિરાશ થયો. માતામહનું સિંહાસન મેળવીશ એ જે તેના મનની આશા હતી, તે આશા પૂર્ણ કરવાની ન્યાયનો સત્તાધિકાર પણ હતો; કેમકે તે મોટી છોકરીનો કુંવર હતો; પરંતુ દુર્ભાગ્યથી જયચંદની તે આશા પૂર્ણ થઇ નહિ. તે વેળાએ પૃથ્વીરાજની ઉમર ફક્ત આઠ વર્ષની હતી; તથાપિ મહારાજે ઉમરમાં મોટા જયચંદને સિંહાસનમાં સ્થાપન ન કરતાં પૃથ્વીરાજનેજ સામ્રાજ્યમાં અભિસીક્ત કર્યો! આવા અન્યાય પક્ષપાતથી જયચંદનું હૃદય ઘણું દુઃખિત થયું. ભયાનક ઈર્ષ્યા અને દ્વેષની આગમાં પોતાનું હૃદય હમેશાં બાળવા લાગ્યો. તે વિષમ હૃદયની જ્વાલા નિવારણ કરવા જતાં તેણે પોતાના પગમાં કુવાડો માર્યો અને સમસ્ત ભારતભૂમિનો સર્વનાશ કરી ગયો. પૃથ્વીરાજ દિલ્લીના તખ્ત ઉપર બેઠાથી તેણે તેનું સાર્વભૌમત્વ સ્વીકાર કર્યું નહિ; અને જેનાથી પોતે સમસ્ત ભારતભૂમિનો એકલો જાણીને ગણાય એવી રીતનો આયોજન કરવા લાગ્યો. મંડોરનો પુરીહર રાજા અને અણહિલપુર પાટણના અધિપતિયો ચહુઆણ કુલના હમેશાંના દુશ્મન હતા. આ ભીષણ અંતર્વિપ્લવની વેળાએ તેઓ જયચંદનો પક્ષ અવલંબન કરીને પૃથ્વીરાજની સામે તેને ઘણો ઉત્તેજિત કર્યો. તે સર્વ પૃથ્વીરાજ જાણી શક્યો હતો; તથાપિ તે પાટણ અને મંડોરના બંને રાજાઓને પ્રથમ કંઈજ કહ્યું નહિ; પરંતુ પુરીહર રાજે છેલ્લે તેનું એવું વચન ભંગ અને અપમાન કર્યું હતું કે તે તેની સામે તરવાર લઈને આવ્યા સિવાય રહી શક્યો નહિ. પૃથ્વીરાજ દિલ્લીની ગાદીઉપર બેઠા પછી મંડોરનો રાજા પોતાની કુંવરી તેને અર્પણ કરવાની ઈચ્છા પ્રકાશ કરીને ઉદાર હૃદયનો પૃથ્વીરાજ તેમાં સંમત થયો. અને વિવાહની તૈયારી થવા લાગી;

પરંતુ દુષ્ટમતિ પુરીહર રાજે તેને પ્રપંચ કરીને પોતાની પુત્રી તેના હાથમાં આપી નહિ. એનાથી પૃથ્વીરાજ ઘણો અપમાનિત થયો, અને તે અપમાનનો બદલો લેવાને માટે તેની સામે ચઢાઈ કરી. એ લઢાઈથીજ ચહુઆણ પૃથ્વીરાજની આવતા વખતના ગૌરવની સૂચના થઈ હતી, અને ત્યારથી તેનું વિપુલ વીરત્વ ધીમે ધીમે વધવા લાગ્યું. તેની તે ઉન્નતિ ક્રૂર-ચરિત્ર જયચંદના હૃદયમાં ઝેરના બાણ જેવી ખુચવા લાગી. તેથી તેનું પાપી હૃદય સહન કરી શક્યું નહિ. તે ઉન્નતિનો બદલો દેવામાટે તેને બીજા ઉપાય ન માલમ પડતાં છેલ્લીવારે તે રણમાં કુશલ તાતાર સૈનિકોને પોતાની સેનામાં દાખલ કરવા લાગ્યો. એનાથી તેની પડતીનો માર્ગ સાફ થયો—તેના ભવિષ્યભાગ્ય ગગનમાં ઘનઘોર થઈ પડયું. તે પોતાના પાપી હૃદયને તૃપ્ત કરવાને માટે જે ખરાબ ઉપાય પકડ્યો, તેમાંજ તેનું પોતાનું અને સર્વ ભારતભૂમિનું સર્વ નાશ થયું. કેમકે હિંદુવૈરી મહમદગોરીએ તે ટાંકણામાં ભારતભૂમિમાં આવીને ભારત સંતાનોની સ્વાધીનતા હરણ કરીને ભારતવર્ષના પવિત્ર હૃદયમાં ઈસલામનો વિજય પતાકો રોપ્યો હતો.

ચિતોડના અધિપતિ સમરસિંહે દિલ્લીશ્વર પૃથ્વીરાજની બહેન પૃથાની સાથે લગ્ન કર્યું હતું. એ મંગલમય સંબંધને લીધે તેઓ બંનેમાં જે પ્રીતિની ગાંઠ બંધાઈ હતી, તે હજારો આપદ વિપદમાં પણ એક ઘડીપણ તે બંધનથી છુટી પડી નહોતી. એટલુંજ નહિ પણ તેઓ એક પળ પણ પરસ્પરના ઉપર કદીપણ અમિત્રભાવ રાખતા નહોતા. જે દિવસે દૃષદ્વતીને કીનારે બંને સ્વદેશ પ્રેમિકના પવિત્ર મંત્રમાં ઉત્તેજિત થઈને અનંતધામમાં ચાલ્યા ગયા, તે દિવસે તેઓ પરસ્પરમાં આ લોકથી જુદા પડ્યા હતા ખરા; પરંતુ તે કહેવું કે, તેઓ અનંતસુખના ધામમાં બંને એકઠા થયા નથી તે કોણ કહી શકે? હાય! કેવે ખરાબ વખતે ભારતમાં પાપી ગૃહવિછેદની શરૂયાત થઈ હતી! કેવે ખરાબ વખતે હતભાગ્ય ભારત સંતાનો સ્વજાતીય ભાઈઓના હૃદયશોણિત પાન કરવા શીખ્યા હતા! તે દુર્દિનથીજ ભારતનું સર્વ નાશ થવાનો આરંભ થયો છે; સુખનું ભારતવર્ષ અસીમ દુઃખનું કેદખાનું અને અનંત દુઃખમય અંધ–નરક કૂપમાં ગયું છે! કુરૂક્ષેત્રની ભીષણ સ્મશાનભૂમિ આર્યોના ગૃહવિછેદની લોહીવાળી નમુનાની જગા બિરાજ્ય કરેછે! તે જાણી સાંભળીને હતભાગ્ય ભારત સંતાનોએ શાવાસ્તે પાછો તે અનર્થકર અંતર્વિપ્લવ ઉત્પન્ન કર્યો, તે સમજવું કઠણ છે!

પૃથ્વીરાજના મોટા શત્રુ પાટણ અને કનોજના રાજાઓએ મહારાજ સમરસિંહ પ્રતિ શત્રુતાચરણ કરવામાં કંઈ બાકી રાખ્યું ન હોતું. તેને માટે બંને રાજાની સામે તેને તરવાર ધારણ કરવી પડી હતી. તેના સિવાય પોતાના પ્રિયતમ બંધુ પૃથ્વીરાજની મદદને માટે તેને ઘણીવાર લઢાઇના મેદાનમાં જવું પડયું હતું. નગરકોટની કોઈ જગાપરથી સાત કરોડ સોનાની મોહોર પૃથ્વીરાજને મળી. કહેવામાં આવે છે કે એ વિપુલ મોહોર અતિપ્રાચીન કાળમાં ત્યાં કોઇએ જમીનમાં દાટી હતી. પૃથ્વીરાજે તે મોહોર પોતાના ખજાનામાં નાખી. તેથી કનોજ અને પાટણના રાજાઓના મનમાં વિશેષ આશંકા પેદા થઈ; એકતો પૃથ્વીરાજનું વિશાલ સેનાબળ હતું તેમાં વળી તેને એટલું વિપુલ અર્થ પ્રાપ્ત થયું; તેથી તેની સામે ચઢાઈ કરવાથી બંને રાજાઓને જય કેમ મળી શકે ? એવી આશંકામાં પડીને તેઓએ પૃથ્વીરાજના પ્રચંડ બલને રોકવાની ઈચ્છાથી શાહાબુદ્દીનની મદદ માગી. જે દિવસે તેઓના હૃદયમાં સર્વ નાશ કરનારી કલ્પનાની ઉત્પત્તિ થઈ, તે દિવસથી ભારતના ભવિષ્યગગનમાં એક અંધકાર મેઘનું આવરણ થઈ રહ્યું;—ભારતેશ્વર પૃથ્વીરાજનું સિંહાસન એકાએક કંપાયમાન થઈ પડયું ! શાહાબુદ્દીનની દ્વેષની આંખ આગળથીજ ભારતના ઉપર પડી હતી ? એટલાસુધી પોતાની અભિલાષા પૂર્ણ કરવાને માટે વાટ જોતો હતો. હમણા તે લાગ પોતાની મેળે આવેલો જોયો, તે શું તેને છોડી શકે ! કનોજરાજ જયચંદની સાથે મળવાને માટે જલદીથી તે એક મોટી સેના એકઠી કરીને તેની રાજધાનીની તર્ફ નીકલ્યો.

દુરાચારી જયચંદ ભાઇ સર્વ નાશ કરવાને માટે તૈયાર છે તેવું પૃથ્વીરાજે સાંભલ્યું. તેથી તે દુરાચારની દુરભીષ્ટ દૂર કરવાને અને તેને તે દુષ્કર્મનો લાયક બદલો આપવાને માટે તે પણ તૈયારી કરવા લાગ્યો અને સર્વ વાતની ખબર પોતાના પ્રિયતમ બંધુ સમરસિંહની આગળ આપવાને માટે દૂત મોકલ્યો. ચંદપુન્દીર નામનો એક સામંત રાજા તે વેળાએ લાહોરમાં રાજ્ય કરતો હતો. પૃથ્વીરાજે તેનેજ સમરસિંહની આગળ દૂત સ્વરૂપે મોકલ્યો. તેનું પ્રચંડ પરાક્રમ, અદ્ભુત દેશહિતૈષણા અને બહુ ઉદ્યમી અને અધ્યવસાયશીલતાનું વર્ણન મહાકવિ ચંદ ભાટે ઘણી સારી રીતે લખ્યું છે. જે દિવસે તે ગૌરવસૂચક દૂતના કામમાં લાગ્યો હતો તે દિવસથી ને તેના જીવનના છેલ્લા કાલ સુધી લાહોરરાજ ચંદપુન્દીર ભારતવર્ષના ઈતિહાસમાં જે મહાન ચરિત્ર રાખી ગયોછે, તે વાંચ્યાથી સ્પષ્ટ જણાશે કે, તેણે સ્વદેશને માટેજ જીવન ધારણ કર્યું હતું, અને સ્વદેશને મા-

ટેજ જીવન ઉત્સર્ગ કરીને અનંત સુખના ધામમાં ગયો હતો. જ્યારે શાહાબુદ્દીન મોટું લશકર લઇને ભારતવર્ષમાં આવ્યો, ત્યારે એ રજપૂત વીર ચંદપુન્દિરજ તેની પ્રચંડ ગતિ રોકવાને માટે રાવીનદીને કીનારે પોતે લાંબા શૂલદંડો ઉભા કર્યાં હતા. પણ તે પોતાની ઈચ્છા પારપાડી શક્યો નહિ, તથાપિ તે વખતે તેને જે અજાયબ ભરેલું વીરપણું પ્રકાશ કર્યું હતું, તેથી તેનું નામ ઇતિહાસમાં હમેશાંનેમાટે કાયમ રહ્યું છે.

દૂતવર ચંદપુન્દિર દિલ્લીશ્વરની આગળથી વિપુલ ભેટો લઇને મોટી ધુમધામની સાથે ચિતોડ નગરમાં ગયો. મહારાજ સમરસિંહ તેને માનથી મલ્યો અને તેને રહેવાને માટે ઉત્તમ મહેલ આપ્યો. થોડીક આશાએશ લીધા પછી ચંદપુન્દિરે યથાસમય મહારાજની સાથે મુલાકાત કરવાની ઇચ્છા દેખાડી. તરત તેની ઈચ્છા સફલ થઈ. ચિતોડના અધિપતિના હુકમ પ્રમાણે તેને તરત સામે લઈ ગયા. તે વેળાએ સમરસિંહ પોતાના વિશ્રામના ઓરડામાં બેઠો હતો, તેનું આસન વાઘના ચામડાનું હતું, રક્તાંબર પહેરેલું હતું, સર્વ શરીરમાં વિભૂતિ લગાડી હતી, ગળામાં પદ્મબીજનો હાર હતો–માથા ઉપર લાંબી જટાનો બોજો હતો. દૂતવર ચંદપુન્દિર આવતાંજ તેને સાદરથી માન આપીને સામેના આસન ઉપર બેસવાનો અનુરોધ કર્યો. તેની તે વેળાની શાંત ગંભીરમૂર્ત્તિ; તાપસજનોચિત, પોશાક અને ઘણો ઉદાર વ્યવહાર જોયાથી ચંદપુન્દિરનું હૃદય અપૂર્વ ભક્તિ રસમાં પૂર્ણ થયું. તેને તે વેળાએ યોગીન્દ્ર નામને સંબોધને કરીને ભક્તિ ગદગદ સ્વરથી કહેવા લાગ્યો "આપ ખરેખર ભગવાન મહાદેવના પ્રતિનિધિ છો" એ સર્વ વૃત્તાંત અને તેની પરસ્પરમાં જેવી વાત ચીત અને આલાપ સંભાષણ થયું, તેનું ખરૂં વિવરણ ચંદવર્દ્દાઈ ગ્રંથમાં ઘણી તેજસ્વિ ભાષામાં વર્ણન કરેલું છે.

એક બે દિવસમાં મહારાજ સમરસિંહ પોતાના શાળાના નિમંત્રણ રક્ષાને માટે સેનાની સાથે દિલ્લીતર્ફ જવા નીકળ્યો. પૃથ્વીરાજ સાદરથી અને માનની સાથે લેવા ગયો, મળ્યા પછી એકમેકના કુશલ સમાચાર પૂછીને તેઓપાસે આવેલું કર્ત્તવ્યના અવધારણમાં તત્પર થયા. જલદીથી બે કર્ત્તવ્ય સ્થિર કર્યાં. પહેલું અણહિલપુર પાટણનો ગર્વ તોડવો, બીજું મુસલમાનોની ચઢાઈમાં વિઘ્ન નાખવું. સમરસિંહ અણહિલપુર પાટણના રાજાની સાથે વૈવાહિક-સૂત્રમાં બંધાયલો હતો, તેથી તેને તેનીસામે ચઢાઈ ન કરતાં યવનની ચઢાઈમાં હરકત કરવાને માટે દિલ્લીમાં રહ્યો. પૃથ્વીરાજ પાટણની તર્ફ લશ્કરની સાથે ગયો. થોડીવારમાં રણોન્મત્ત યવન સેનાની

ભિકટ ધ્વનિ દિલ્લીથી દૂર સંભલાઇ; તરત રજપૂતો ગગનભેદી ભીમ રવથી તેઓની ગતિ રોકવાને મહોત્સાહની સાથે તેઓની સામે થયા. થોડાવારમાં બંને પક્ષમાં મોટું યુદ્ધ થયું. પરંતુ તે લઢાઈમાં બંને પક્ષના જય પરાજયનું કંઈ લક્ષણ દીઠામાં આવ્યું નહિ. એવી રીતે ઉપરા ચાપરી લઢાઈ થયા છતાં વિજયલક્ષ્મી કોઈની પણ અંકશાયિની થઇ નહિ. એટલામાં પૃથ્વીરાજે પાટણ રાજાનો ગર્વ તોડીને જયોલ્લાસિત હૃદયથી બંધુવરને આવીને આલિંગન કર્યું. ત્યારે બંને વીરનું પ્રચંડ વિક્રમ એકઠું થઇને ભીમ-તેજથી પ્રજ્વલિત થઈ પડયું. તે જ્વલંત વિક્રમની આગમાં અસંખ્ય મુસલમાન સૈનિક તૃણવત્ દગ્ધ થઈ ગયા. મુસલમાન વીર શાહાબુદ્દીન ઘણી મહેનતે પોતાનો પ્રાણ બચાવીને ભાગી ગયો. અને તેનો સેનાપતિ વિજય રજપૂતના હાથ બંદીવાન થયો.

પૃથ્વીરાજ જય પામ્યો. તેની સઘળી વિઘ્નવિપત્તિ સંપૂર્ણ ભાવે ગઈ. નગરકોટની જમીનમાંથી જે વિપુલ ધનસંપત્તિ તેના હાથમાં આવી હતી, તેમાંથી તેનો અડધોભાગ પોતાની બહેનના પતિને આપ્યો; પરંતુ સમરસિંહે પોતે તે ન લેતા પોતાના સૈન્યસામંતને ઇનામ સ્વરૂપ આપી દીધો. તે સિવાય પૃથ્વીરાજે બીજી ઘણીક ભેટ સૈન્યસામંતોને આપી. પછી મહારાજ સમરસિંહ શાળાની આગળથી વિદાય લઈને સેનાનીસાથે પાછો પોતાની રાજધાનીમાં આવ્યો.

ત્યારબાદ કેટલાક વર્ષ સુખથી ગયાં. સામાન્ય સામાન્ય લઢાઇમાં જય મેળવીને પૃથ્વીરાજ અને સમરસિંહે થોડા વર્ષ શાંતિ સુખ ભોગવ્યું. થોડાં વર્ષમાં ભારતના ભવિતવ્યતાની કાળરજની ભયંકર વેશથી આવી પોંહોચી. યવનના ઉપર જય મેળવીને પૃથ્વીરાજે વિચાર કર્યો હતો કે તે ગૌરવની સાથે તે હમેશાં અતિવાહિત કરશે. તેથી તે નિશ્ચિંત થઈને પ્રિયતમા સંયુક્તાની સાથે પરમાનંદથી કાલ ગાળવા લાગ્યો. પરંતુ વિધિલિપિના કઠોર અનુશાસનમાં તેના સુખના દિવસ ધીમે ધીમે કમ થવા આવ્યા;—ધીમે ધીમે તેનો કાળ પૂર્ણ થયો. તેને આળસુ અને મોજશોખમાં જાણીને શાહાબુદ્દીન પાછો ભીષણ સેનાદલ લઇને ભારતવર્ષમાં આવ્યો. પાછું તેનું રણોન્મત્ત લશ્કર ગગનભેદી સિંહનાદથી ભારતભૂમિ કંપાવવા લાગ્યું. તેની સાથે પૃથ્વીરાજનું સિંહાસન એકાએક જાણે બદલવાની તૈયારી કરતું હોય એવું જણાયું! તેથી પૃથ્વીરાજની મોહનિંદ્રા ભાંગી ગઈ. તે સમજ્યો કે આ વખતે તેને વિષમ સંકટ આવશે તેથી તે સંકટથી નિવૃત્તિ થવાને માટે ઉપાય શોધવામાં યત્નવાન થવું જોઇએ માટે પોતાના પ્રિયતમ બંધુ સમર-

સિંહને સાનુકુલ્ય પ્રાર્થના કરી. પ્રથમ જે મનોમોહિનીના અનુપમ પ્રેમાલાપમાં વિમુગ્ધ થઈને તે સંપૂર્ણ રીતે આળસુ થઇને કાળ ગાળતો હતો, તે આજે સુપ્તોત્થિતાના પ્રમાણે સચકિતથી ઉભો થયો અને તેની સ્ત્રીએ ખરી વીરનારી પ્રમાણે જ્વલંત ઉત્સાહમાં ઉત્સાહિત થઈને પ્રાણપતિને લડાઈના મેદાનમાં જવાને કહ્યું.[1] એ વિષે મહાકવિ ચંદભાટે જે વર્ણન કર્યું છે તેનું યથાયથ ભાષાન્તર નીચે આપવામાં આવેછે. જે દિવસે શાહાબુદ્દીન સેનાને લઈને છેલ્લીવારે પૃથ્વીરાજની સામે લઢવાને આવ્યો હતો, તે દિવસની રાતે પૃથ્વીરાજને એક ભયંકર સ્વપ્ન આવ્યું હતું. તેથી તેનું હૃદય ઘણું વ્યાકુળ અને મનમાં ઘણી ચિંતા ઉત્પન્ન થઈ હતી. તે સ્વપ્ન સવારે પોતાની પ્રિયતમા સંયુક્તાની આગળ તે અદ્દ્ભુત સ્વપ્નાનું વર્ણન પ્રકાશ કરીને બોલ્યો.

ગઈ રાતે જ્યારે નિદ્રાના સુકોમળ ખોળામાં વિરામ ભોગવતો હતો, તે વેળાએ મેં જોયું કે રંભાની પેઠે એક રૂપવાન સ્ત્રીએ આવીને કઠોર ભાવથી મારો હાથ પકડયો. ત્યાર પછી તેણે મને આક્રમણ કર્યો; હું આત્મરક્ષાને માટે ઘણી કોશેશ કરવાલાગ્યો; એવી વેળાએ—અહા ! ભયાનક ! ભીમદર્શન રાક્ષસ પ્રમાણે એક ઘણોજ મોટો મદમત્ત હાથી દોડતો ને શુંડ ફેકતો ફેકતો મારીતર્ફ દોડયો; ભયથી નિદ્રાભંગ થઇ; ભયભીત, સચકિત આંખથી ચારે બાજુએ જોયું-સર્વ શરીરને કાંટો આવ્યો ! બંધ થયલા ગળામાંથી "હર ! હર !" બોલતો પથારીમાંથી ઉઠયો. ને બોલ્યો "જો હમણાં પણ મારૂં હૃદય થરથરે છે;—હમણાં સુધી સર્વ શરીરને કાંટો આવેલો છે.—નશીબમાં શું છે, તે દેવતાજ જાણે."

---

૧. સંયુક્તા એ જયચંદની કુંવરી હતી તેના સંબંધી સંયુક્તાનું વર્ણન જોવું. કોઈ કોઈ કહેછે કે સંયુક્તાના પ્રેમમાં પૃથ્વીરાજ એવો તો મોહિત થઇ ગયો હતો કે તે શેહેરમાં શું થાયછે તેપણ જાણતો નહોતો. તવેળાએ ચિતોડના મહારાજા સમરસિંહે સાંભલ્યું કે પૃથ્વીરાજ રાજનું કંઈ કામ પણ જોતો નથી અને શાહાબુદ્દીન ગોરી દિલ્લી જીતવામાટે આવ્યોછે તેથી તરત તે દિલ્લીમાં સૈન્ય લેઈને ગયો. ત્યાં ગયા કેડે પૃથ્વીરાજને ખબર કહેવાડવાને માણસો મોકલ્યા પરંતુ સંયુક્તાએ એવી યુક્તિયો કરેલી હતી કે કોઈનો પણ સંદેશો પૃથ્વીરાજને મળતો નહોતો તેથી ત્રણદિવસ સુધી સમરસિંહે વાટ જોઈ. ત્યારબાદ તેણે જાણ્યુંકે સંયુક્તાની યુક્તિયી તેને પત્તો મળતો નથી તેથી તેણે એક પક્ષીને દ્વારે કાગળ મોકલ્યો તે વેળાએ પૃથ્વીરાજ અને સંયુક્તા જલક્રીડા કરતાં હતાં. પૃથ્વીરાજના હાથમાં કાગળ આવ્યો તે તેને વાંચ્યો. કાગળ વાંચતો જોઈને સંયુક્તાએ કહ્યું કે એ કંઈ મંતરેલું છે તેથી તેને નાખીદો તે વાંચવું નહિ તેમ કરીને તેને ઝુંટાવીને ફાડી નાખ્યું. પરંતુ તે પૃથ્વીરાજે પહેલાથી વાંચ્યું હતું તેથી તે સાવધ થયો. ત્યારબાદ સમરસિંહને મળવા ગયો. અને ત્યારબાદ સંયુક્તાનીપાસે આવ્યા પછી સંયુક્તાએ હિંમત આપીને લઢાઈમાં જવાને કહ્યું તેનું વર્ણન સંયુક્તામાં આપ્યુંછે તે વાંચવું.

સાંભળતાં સાંભળતાં સંયુક્તાના પ્રભાત કમલના જેવા મોઢાઉપર એક અપૂર્વ જ્યોતિ પ્રકાશિત થઈ; તેણે મૃદુગંભીર સ્વરથી કહ્યું–"હે ચહુઆણુ કુલના ગૌરવ સૂર્ય ! આ જગતમાં આપના જેવા કોણ એટલું વિપુલ સુખ-સંપદ અને ઐશ્વર ગૌરવ ભોગવે છે ? તથાપિ આપની તૃષાની શાંતિ ક્યાં છે ? તથાપિ આપ સામાન્ય સ્વપ્ન જોઇને ભવિષ્યત્ ચિંતામાં શાવાસ્તે વ્યાકુલ થાઓ છો ? પ્રાણેશ્વર ! મૃત્યુજ જીવનો એકમાત્ર નિત્ય જનારોછે; એ દુર્નિવારસાથે જનારના હાથથી દેવતાપણ છુટી શક્યા નથી. જુનુ છોડીને નવું રહેઠાણ બદલવાની કોની ઈચ્છા ન થાય ? પરંતુ નાથ ! વિચાર કરીને જુઓ જે સારા કામમાં જીવન ગાલેછે તેજ ગૌરવનીસાથે મૃત્યુને ભેટેછે. તે મરીજશે તોપણ તે હમેશાં જીવતો રહેશે. હું સ્ત્રીજાત છું, હું આપને શું કહી શકું ? આપ સ્વાર્થના ઉપર કંઈ પણ જોતા ના; જેનાથી આ દુનિયામાં અમરત્વ મેળવી શકાય તેના લાયક ઉપાય પકડો. આપની આ કરાલ તરવાર લઇને શત્રુકુળનો નાશ કરો; મારે માટે વિચાર કરશો ના; હું હમણાં પણ આપની અર્દ્ધાંગનાનું કામ કરૂંછું."

પૃથ્વીરાજે સભામાં જઈને ભાટોને બોલાવીને સઘળું વૃત્તાન્ત જણાવ્યું. ભાટોએ તેનો ભાવાર્થ ભાંગી બતાવ્યો, અને રાજકુલગુરૂએ એક જયકવચ લખી આપ્યું. દિલ્લીશ્વરે તે મંત્રપૂર્ણ કવચ પોતાની પાઘડીમાં ખોસીયું. ત્યાર પછી ભાટોના કહેવા પ્રમાણે ગ્રહોની શાંતિને માટે હજારો હાંડા વિશુદ્ધ દૂધ સૂર્ય અને ચંદ્રદેવને અર્ઘ ચઢાવવામાં આવ્યા, દશદિકપાલના ઉદ્દેશથી દશ ભેંસની બલી આપવામાં આવી. અને ગરીબ ગુરબાને સોનારૂપાનું દાન આપવામાં આવ્યું. પરંતુ લોહી તથા દૂધ આપ્યાથી અથવા દાન ધ્યાન કર્યાથી કોઈ શું કદી થનારની ગતિરોકી શકશે ? જો થઈ શકત તો નલ અને પાંડવોને સખ્તદુઃખ કદી ભોગવવું પડત નહિ." ઘણું સંકટ આવી પડચાથી પૃથ્વીરાજે પોતાના પ્રિયતમ બંધુ સમરસિંહની મદદ માગી. મહારાજ સમરસિંહ શું તેથી નિશ્ચિંત રહી શકે ? તેણે વધારેવાર ન લગાડતાં જલદીથી પોતાની સેના લઇને દિલ્લીમાં જવાની તૈયારી કરવામાં રોકાવ્યો. પૃથ્વીરાજે પણ પોતાના સેનાપતિ અને સામંતોને બોલાવીને લઢાઈ વિષે વિચાર કરવાલાગ્યો. એ ભીષણ વિગ્રહની વખતે ભારતવર્ષના સર્વ રાજાઓએ દેશવૈરી યવનની ચઢાઈથી સ્વદેશનો ઉદ્ધાર કરવો એ તેઓનું મોટું કામ હતું અને સ્વદેશાનુરાગમાં ઉત્સાહિત થઇને પૃથ્વીરાજની મદદનેમાટે તરવાર લઈને આવવું જોઇતું હતું પણ તેઓ સઘળા નિઃસમ્પર્કીય ભાવથી ચુપચુપ કાળ ગાળવા લાગ્યા ! વિશેષ કરીને કનોજ,

પાટણ અને ધારાનગરના રાજાઓ હીનજનોચિત કુટિલ ઇર્ષ્યાના વશીભૂત થઇને અંદરને અંદર તેઓનો સર્વનાશ કરવાના અભિપ્રાયમાં છુપો યત્ન કરતા હતા. રજપૂત–પાંસન હતભાગ્ય રાજાઓએ પાપમોહના વશીભૂત થઈને જે કાયરપુરૂષોચિત કામ કર્યુંછે તેનું માઠું ફલ થોડા વખતમાં તેઓને ભોગવવું પડયું. થોડાવખતમાં યવનની કઠોરતર દાસરૂપી સાંકલમાં તેઓને એકઠા બંધાવું પડયું.

દિલ્લીમાં જવાની સર્વે તૈયારી થઇ ચુકી. રાજકામનો ભાર પોતાના નાના પુત્ર કરણના હાથમાં સોંપીને મહારાજ સમરસિંહ પોતાના સગાવાહાલા અને સૈન્ય સામંતોને સાથે લઈને દિલ્લીમાં જવા નીકળ્યો. ચિતોડ છોડવાની વેળાએ તેનું હૃદય એકદમ કંપાયમાન થયું,–એકદમ જાણે કોઈએ તેના કાનમાં અતિમૃદુસ્વરે કહ્યું હોય એવું સાંભલ્યું " સારીપેઠે ચિતોડને એકવાર જોઈ લે હવે તને તે જોવું પડશે નહિ. " તેનાથી સમરસિંહ ચલકિત થયો; પરંતુ તેનાથી કોઇ રીતે નિરૂત્સાહ ન થતાં ઈષ્ટદેવને યાદ કરતો પોતાના જવાના રસ્તાઉપર આગળ થવા લાગ્યો. ચંદવર્દાયના "મહાસમર" નામના છેલ્લા સર્ગમાં મહારાજ સમરસિંહનું એ છેલ્લું દિલ્લી આવવાનું વર્ણન લખ્યું છે. પેલી બાજુએ દિલ્લીશ્વર પૃથ્વીરાજ પ્રધાન અને સામંતો લઈને ૩ કોશ ઉપર સમરસિંહને લેવાને આવ્યો. મહાસંમાન અને સંભ્રમનીસાથે પોતાના બંધુને ભેટયો. સમરસિંહ આવ્યાથી દિલ્લીના રહેવાસીઓ ઘણા ખુશ થયા. દિલ્લીમાં ઘરેઘેર ગીત વાદ્ય થવા લાગ્યાં; દરેક ઘરની બાહર તોરણ અને મંગલ ઘટ સ્થાપિત થયા; નગરીએ સંખ્ય નીશાન અને ફુલની માળાઓથી શોભિત થઈને પરમ રમણીય મૂર્તિ ધારણ કરી. બ્રાહ્મણો પવિત્ર હૃદયથી સ્તવન કરવાલાગ્યા અને બંદીજન સ્તુતિપાઠ કરતા કરતા સમરસિંહને માન આપવાને આગળ આલ્યા. મતલબ કે તે દિવસ પરમ આનંદનો દિવસ હોય તેવો દેખાતો હતો. તે આનંદને દિવસે અસીમ આનંદમાં ઉત્ફુલ્લ થઈને દિલ્લીના વૃદ્ધથી લઈને બાલક પર્યંતના સાનંદ અને માનનીસાથે ચિતોડનો સમરસિંહે પાંડવના પવિત્ર લીલા નિકેતનમાં પ્રવેશ કર્યો. આજે અનેક દિવસ વિત્યા પછી હૃદયના પ્રિયતમ ભાઇ બહેન, શાળા બનેવી અને બંધુબાંધવમાં એકત્ર પાછું મળવું થયું, આજે બંનેપક્ષના સૈન્યસામંતો ઘણાદિવસના ઓલખીતા પ્રાણુ-સુહૃદયને મલ્યાથી આનંદાશ્રુવાળી આંખથી છાતીનીસાથે છાતી ભેટીને સ્વર્ગસુખ અનુભવ કર્યું.

થોડું વિશ્રામસુખ ભોગવીને સમરસિંહ પ્રિયતમ મિત્રની સાથે લડાઈના બંદોબસ્તની વાતો કરવા બેઠો. અને શત્રુકુલની ગતિ રોકવાને માટે પૃથ્વી-

રાજે આગળથી કોઈ રીતનો બંદોબસ્ત કર્યોછે કે નહિ. તે પૂછ્યું. જવાબમાં જે કંઈ સાંભળ્યું, તેનાથી પ્રબલ વિસ્મયનો ઉદ્રેક થયો; તેણે સાંભળ્યું કે પૃથ્વીરાજે હજીસુધી કોઈ વિશેષ ઉપાય પકડ્યો નથી. એથી સમરસિંહે તેને સુમિષ્ટ ઉત્સેના કરી અને જેથી ઉપયોગી કૌશલ જણાય તેને માટે વિચાર કરવા લાગ્યા. એનું વર્ણન અતિ સુંદરરૂપથી મહાકાવ્ય વર્દાઈ ગ્રંથના છેલ્લા સર્ગમાં વર્ણવ્યું છે. એ મનોહર વિવરણાવલિ પાઠ કર્યાથી પાઠકના હૃદય બંને રજપૂતવીરના મહાન ચરિત્રના ઉપર સમભાવે આકૃષ્ટ થશે.

યુદ્ધોપયોગી સર્વ તૈયારી થઈ રહી. મહારાજ સમરસિંહના હુકમથી વિશાલ રજપૂત સેના દિલ્લીનો દરવાજો છોડીને શત્રુની તર્ફ પ્રચંડ પર્વતની નદીની પેઠે આગળ ચાલી. હથિયારના અવાજ પ્રમત્ત રણમાતંગ અને ઘોડાઓનો ભયંકર અવાજ અને રણોન્મત્ત રજપૂત વીરોના ગંભીર શ્રવણ ભૈરવ ચીત્કાર અને વિરાટપગના ભારથી ધરતી કાંપવા લાગી. કયા રસ્તા ઉપરથી જવું અને કેવીરીતે શ્રેણીબદ્ધ થઇને રજપૂત સેનાએ આગળ જવું, રસ્તામાં કયી કયી જગાપર વિશ્રામ લેવાની જરૂર છે, તે સર્વ વ્યાપારમાં સમરસિંહની સલાહ લેવામાં આવતી. તેની સલાહ સિવાય પૃથ્વીરાજ કંઈ કામ કરતો નહોતો. મહાકવિ ચંદભાટે તેને રજપૂત સેનાનો એકયુલીઝ કહીને વર્ણન કર્યું છે. તે સાહસી, ધીર સ્વભાવ, અને લઢાઈમાં કુશળ હતો; તે પરમપંડિત, શાસ્ત્રવિશારદ, અને સલાહ આપવામાં નિપુણ હતો. તે ધર્મનિષ્ટ, સત્યપ્રિય અને શુદ્ધ ચરિત્રનો હતો. તે શિયાલ વિહંગાદિની ગતિ અને બીજા લક્ષણ જોઈને કોઇ પણ જોશી જોશ જોવામાં તેના જેવો ભાવી ફલાફલ ગણના કરી શકતો નહોતો મતલબ કે તે શકુન જોવામાં તથા જોશ જોવામાં ઘણોજ કુશલ હતો. સંગ્રામસ્થલમાં, સેના ગોઠવવામાં અને લઢાઈની વેળાએ ઘોડા અને ભાલો ચલાવવામાં તેના જેવો બીજો રજપૂત વીર તે વેળાએ કોઈ નહોતો. સમરસિંહના એ સર્વ અપ્રતિમ ગુણ ગૌરવને માટે ગિહ્લાટ ચહુઆણ વગેરે સર્વ સૈનિક અને સામંતો તેની અતિશય શ્રદ્ધાભક્તિ કરતા. પ્રાતઃકાલે યુદ્ધયાત્રા અથવા રણાભિનય સમાપિત થયાથી રજપૂત સેના અને સામંતો છાવણીમાં આવતા સમરસિંહ તેઓની સાથે સાદર અને સ્નેહથી વાતો કરીને નાનાપ્રસંગની નીતિમાન શિક્ષા અને ભાષણ આપતો. તે સર્વ મનોહારિણી શિક્ષા અને ભાષણ શ્રવણ કરતા કરતા છાવણીના સર્વે પરમાનંદમાં પુલકિત થઈ જતા. મહાકવિ ચંદભાટે મુક્તકંઠથી સ્વીકાર કર્યુંછે કે તેના મહાકાવ્યમાં જે સર્વ

શાસન વિષયિની નીતિશિક્ષા દાખલ કરીછે તેનો ઘણો ખરો ભાગ ખોમાન કુલમણિ સમરસિંહના મોઢેથી નીકલ્યો છે. ધર્મનીતિ, રાજનીતિ, સમાજનીતિ, મંત્રીને પારખવાની રીતિ અને રાજદૂતના આચાર, વિશેષકરીને રાજા પ્રતિ રજપૂતના મોટાં મોટાં કર્ત્તવ્ય સંબંધમાં જે સર્વ સુંદર સુંદર વાર્ત્તા અને રૂપક અલંકાર તેના કાવ્ય ગ્રંથમાં દાખલ કર્યાછે તે સર્વેનો વક્તા ચિતોડનો અધિપતિ સુપંડિત મહારાજ સમરસિંહ હતો.

પુણ્યભૂમિ બ્રહ્માવર્ત્તની પ્રાંતવાહિની પવિત્ર નદી દૃષદ્વતીના[1] વિશાલ કીનારા ઉપરના મેદાનમાં ક્ષત્રિય અને મુસલમાન વચ્ચે ત્રણ દિવસસુધી મોટી લઢાઈ થઈ હતી. પ્રથમ બે દિવસસુધી બંને પક્ષનું જયપરાજયનું કંઈપણ લક્ષણ જોવાંમાં આવ્યું નહિ. ત્રીજે દિવસે કાળ નિશારૂપે ભારતના પ્રાચીદ્વારમાં જોવામાં આવ્યો. ભગવાન મરીચિમાલા જાણે એકવાર અનંતકાલને માટે ભારતસંતાનોનો ગૌરવ જોવાને ધીરે ધીરે ઉદયાચલે આવ્યો હોય તે જોઇને રજપૂતો દૃષદ્વતીના પવિત્ર પાણીમાં નાહીને પ્રાતઃકૃત્યાદિ કરવા લાગ્યા. બીજી બાજુએ પૃથ્વીરાજ પ્રિયતમા રાણી સંયુક્તાની આગળ ઉભોછે ને સંયુક્તા સ્વહસ્તે તે દિવસે તેને રણસજ્જાને સારૂ સજ્જિત કરવા લાગી. ને કવચથી સજ્જીકૃત કરીને તે પ્રાણપતિની કમર ઉપર તરવાર લટકાવવામાં લાગી છે. તે વખતે ગગનમંડલ વિદીર્ણ થઇને રણના ડંકા પ્રચંડ શબ્દથી વાગી ઉઠયા. તે ગંભીર વાદ્યધ્વનિ પ્રતિધ્વનિમાં વિલીન થતા ન થતામાં રજપૂતો શ્રવણ ભૈરવ અવાજથી સિંહનાદ કરી ઉઠયા. તેનાથી પૃથ્વીરાજ ચમકિત થયો. એટલી વારમાં વિશ્વાસ ઘાતક યવનો ચઢાઈ કરશે તે તેના મનમાં વિચાર પણ કર્યો ન હોતો. તેથી તે પળપણ ન થોભતા દોડતો રણના મેદાનમાં ગયો. અને જોયછે તો તે છેલા સમરાભિનયમાં ભારતના તે છેલ્લા ગૌરવને દિવસે ભારતનો અદ્વિતીય મહાવીર સમરસિંહ અને તેનો પુત્ર કલ્યાણ ભીમ વિક્રમથી અગણ્ય યવન સૈન્યને સંહાર કરીને સ્વદેશ પ્રેમિકતાનું અને અદ્‌ભુત વીરત્વનું જ્વલંત ઉદાહરણ દેખાડીને પોતાની તેર હજાર રજપૂત સેના અને પ્રસિદ્ધ સામંતોનીસાથે લઢાઈના મેદાનમાં અનંતકાળને માટે સુતો છે. તે દિવસ–તે દુર્દિવસે દૃષદ્વતીની તે લોહીની નદીમાં ભારતનો ગૌરવતપન હમેશાંને માટે અસ્તમિત થયો. ભારતની આશા વિલુપ્ત થઈ ગઈ! વીરશેખર સમરસિંહની પતિવ્રતા રાણી પૃથાએ જ્યારે એ ભયંકર ખબર સાંભળી, જ્યારે સાંભળ્યું કે યવનોએ કપટાચરણથી તેના જીવનનું જીવન સ્વામીરત્ન સમરસિંહ લઢાઇના મેદાનમાં

---

૧ એનું હાલનું નામ કાગ્ગાર છે.

મરણ પામ્યો છે; પ્રિયતમ ભાઈ પૃથ્વીરાજ યવનના હાથમાં બંદીવાન થયો છે. ભારતનો આશાભરૂસો આર્યવીરો કાગ્ગારને કીનારે ભીષણ સમર ક્ષેત્રે શરની પથારીમાં અનંત કાળને માટે સુતો છે. ત્યારે તે વખત ન લગાડતાં, આત્મીય સ્વજન બંધુબાંધવના સાંત્વના વાક્ય ન માનતી તરત ચિતાનલમાં શરીર ત્યાગ કરીને પ્રાણપતિનીસાથે રહેવાના ઉદ્દેશથી બળી મુઈ, અને પૃથ્વીરાજને શાહાબુદ્દીને મારી નાંખ્યો* તેની ખબર જ્યારે સંયુક્તાને પડી ત્યારે તે પણ ચિતા ખડકાવીને મરી ગઈ. દૃષદ્વતીની રેતીવાળી જમીન આજે ભીષણ શ્મશાનમાં આવી છે. જે પવિત્ર તટ ઉપર બેસીને આર્યગૌરવ બ્રહ્મર્ષિયો સુધામય સામગાનથી દેવતાઓને આનંદિત કરતા હતા, જેઓના શ્રવણ મોહન વેદગાનથી વિમોહિત થઈને સ્વચ્છ સલિલા દેવતરંગિણી તાલેં તાલેં નૃત્ય કરતી કરતી સમુદ્રમાં જતી હતી; તે આજે તેની પુણ્યમયી રેતાળ જમીન ભીમદર્શન સ્મશાન થઈ ગઈ છે. તેના ઉપર અસંખ્ય શિયાલ કુતરા અને ગીદર ભયાનક ચીત્કાર કરેછે. આજે તે સ્વચ્છબક્ષ નરના લોહીથી પ્લાવિત થયું છે. તે બીભત્સ શ્મશાન ભૂમિનો ભીષણ દેખાવ બમણો વર્દ્ધિત કરીને પિશાચના જેવા યવન સૈન્યો પતિત આર્યવીરોના અંગરાગને ચોરવા લાગ્યા છે. હાય! હવે તેઓની પ્રચંડ ગતિને કોણ રોકશે! કોણ સ્વદેશ પ્રેમિકતાના પવિત્ર મંત્રમાં ઉત્તેજિત થઈને હાથમાં તરવાર લઇને યવનોને દૂર કરશે?–કોઈ નહિ! પ્રકૃતિ ચીત્કાર કરીને કહેછે–કોઈ નહિ! ભારતની રાજલક્ષ્મી યવનની સાંકળમાં બંધાઈને રડતી કહેછે–કોઈ નહિ! ભારતભૂમિ આજ અનાથિની છે–પતિ પુત્ર વગરની છે.–આજ શત્રુના હાથમાં બંદીવાન છે!

---

# સતી વીરાંગના.

## સંયુક્તા.†

સંયુક્તા કાન્યકુબ્જના‡ રાજા જયચંદની કુંવરી હતી, ૧૧૭૦ ઈસવીસનમાં એનો જન્મ થયો હતો. પ્રખ્યાત ચંદ કવિએ ચહુહાણરાસના કનોજ

---

* કોઈ કોઈ કહેછે કે પૃથ્વીરાજને શાહબુદ્દીન ગોરીએ કાબુલમાં લઈ જઈને આંખ ફોડી નાંખીને અને કહ્યું કે સાત તવા વીંધી નાંખ ત્યારે પૃથ્વીરાજે સાત તવા વીંધીને શાહબુદ્દીન જોવા બેઠો હતો તેને તે તીર માર્યું અને શાહાબુદ્દીન મરી ગયો. ત્યારબાદ પૃથ્વીરાજ સાથે ચંદભાટ આવ્યો હતો તેઓ એકમેકને તરવાર મારીને મરી ગયા અને ચંદભાટ એવું પણ કહેછે કે પૃથ્વીરાજે સાતવાર શાહાબુદ્દીન ગોરીને કેદ કરીને છોડી મૂકયો. પરંતુ પૃથ્વીરાજને એક વખત પકડીને મારી નાંખ્યો. એ કેવું કૃતઘ્નપણું!!

† કોઈ કોઈ એને "સંજોગતા" નામ બતાવેછે એટલુંજ નહિ પણ "રાજાવળીમાં" એનું નામ "અનંગમંજરી" લખ્યું છે. ‡ હાલ કનોજ કહેવાય છે.

ખંડમાં એના વિષે લખ્યું છે. સંયુક્તા તે વખતની સ્ત્રીઓમાં સર્વોત્તમ રૂપ-વાન હતી, તેનું કેવળ અનુપમ સૌંદર્ય હતું એટલુંજ નહિ પરંતુ તેનામાં અ-સાધારણ ઉદારતા પણ હતી. સંયુક્તાના સદ્‌ગુણ એટલા બધા હતા કે ચં-દ કવિએ તેને કાન્યકુબ્જની લક્ષ્મી કહીને વર્ણન કરવામાં કંઈ પણ ખામી કરી નથી.

જયચંદ્ર રાઠોડ વંશના રજપૂતોમાં અને સુપ્રસિદ્ધ દિલ્લીપતિ પૃથ્વી-રાજ ચહુહાણ વંશના રજપૂતોમાં પ્રધાન હતા. આ રાઠોડ અને ચહુહાણ કુલમાં ઘણો દ્વેષ હતો. પૃથ્વીરાજે અતુલ સૌભાગ્ય સંપત્તિનો અધિકાર સ્વાધીન કર્યા પછી એક વેળાએ સુપ્રસિદ્ધ અશ્વમેધ યજ્ઞ કરવાનો આરંભ કર્યો. આ મહાયજ્ઞનો આરંભ જોઇને તેના પરમ શત્રુ જયચંદ્રના હૃદયમાં શૂળ ઉત્પન્ન થયું. જયચંદ્ર ક્રોધથી અને દ્વેષથી ઉત્તેજિત થઈને પોતાનું ગૌરવ અને મોટપણું બતાવવા માટે તરત રાજસૂય મહાયજ્ઞનો આરંભ કરવામાં ગું-થાયો. એ યજ્ઞમાં કામ કરનારા સઘળા રાજાઓ જોઈએ, એવો પ્રાચીન કાળથી રવઈઓ ચાલ્યો આવતો હતો, તેથી ભારતના મોટા મોટા રાજાઓને આ યજ્ઞમાં નિમંત્રણ કરવામાં આવ્યાં. અને સઘળા રાજાઓ આવ્યા પરંતુ દિલ્લી-નો રાજા પૃથ્વીરાજ અને મેવાડનો રાજા સમરસિંહ આવ્યા ન હોતા. એઓ-એ પોતાની હયાતીમાં જયચંદ્રને એવો મહાયજ્ઞ કરવામાં અયોગ્ય સમજીને તેડું અગ્રાહ્ય કર્યું તેથી જયચંદ્રે એ માટે અભિમાની થઈને પૃથ્વીરાજ અને સમરસિંહની સોનાની મૂર્ત્તિ બનાવીને તેઓને યથાક્રમે દ્વારપાળને ઠેકાણે અને એઠાં વાસણોની દેખરેખ કરવા ઉપર મૂક્યા.એક તર્ફથી આડંબરની સાથે રાજસૂયના કામનો આરંભ થઇ રહ્યો છે. યજ્ઞના પછી કાન્યકુબ્જની લક્ષ્મી સંયુક્તાનો સ્વયંવર કરવાનો વિચાર હતો. સ્વયંવરની રીતિ એ ઉંચકુલને પસંદ આવે એવો વર શોધી લેવાને સારો ઉપાય છે. પહેલાં આ સ્વયંવર સઘળાઓના ગુણોની અદ્વિતીય ઓળખાણ કરવાની જગ્યા હતી. તે વ-ખતે આ હમેશની ચાલતી આવેલી રીતિ આર્યસમાજમાંથી એકીવેળા-એ જતી રહી ન હોતી. આ ચાલના અનુવર્ત્તી થઈને ગુણ-ગૌરવ શ્રેષ્ઠ બાહુબલથી શોભિત ક્ષત્રિય રાજાઓ એકએકના પછી કાન્યકુબ્જના સ્વ-યંવરની સભામાં આવવા લાગ્યા. સઘળા રાજાઓ આવી ચુક્યા તે વેળાએ સંયુક્તા સ્વયંવરના લાયક પોશાક પેહેરી હાથમાં ફુલની વરમાળા લઈને દાસીની સાથે સભામાં આવી.

જે ગુણ હૃદયમાં ઉદ્દીપ્ત થાયછે તે માણસની ખાશિયતને દેવભાવ-ના પ્રમાણે જુવેછે, તેને કદિ બહારના સામાન્ય વસ્ત્રથી નિવારિત કરાતું

નથી. સંયુક્તા એ સ્વયંવરની આગમચ પૃથ્વીરાજના પ્રકાશવાળા ગુણો, હિંમત અને વીરત્વ સાંભળીને એના ઉપર આસક્ત થઈ પડી હતી. હાલ પણ પિતાના શત્રુ ઉપરથી તે આસક્તિ દૂર થઈ નહોતી, તેણે હિંમતની સાથે પૃથ્વીરાજનેજ વરમાળા પેહેરાવવાનો નિશ્ચય કર્યો હતો. સુશોભન સભામંડપમાંના સુસજ્જિત રાજાઓના તર્ફ ન જોતાં સંયુક્તાએ સઘળાઓને છોડીને દ્વારપાલની જગ્યા પર જે સોનાની મૂર્ત્તિ પૃથ્વીરાજની હતી તેના ગળામાં વરમાળા પેહેરાવી, જયચંદ્ર છોકરીનું આવું કામ જોઇને ગભરાયો; સ્વયંવરમાં આવેલા રાજાઓ એવી રૂપ–ગુણવાળી લલના રૂપી રત્નના લાભમાં આશા વિનાના થયાથી પોતાને ધિક્કાર આપવા લાગ્યા.

સંયુક્તાની વરમાળા નાંખવાની વાત દિલ્હીના રાજાએ સાંભલી. સ્વસૈન્યનીસાથે કાન્યકુબ્જમાં આવીને સંયુક્તાનું તેના બાપના ઘરમાંથી હરણ કરી ગયો. જયચંદ્રે કન્યારત્નનો ઉદ્ધાર કરવાને માટે ઘણીક મેહેનત કરી. કાન્યકુબ્જથી દિલ્હીના જવાના રસ્તાઉપર પાંચ દિવસ સુધી બંનેની વચ્ચે યુદ્ધ થયું, પરંતુ છેલ્લે પૃથ્વીરાજનો જય થયો અને જયચંદ્ર યુદ્ધમાં પરાજય પામીને ખેદથી કાન્યકુબ્જમાં પાછો ગયો.*

કોઈ કોઈ પૃથ્વીરાજે સંયુક્તાનું હરણ કરવાનો કાલ ૧૧૭૫ ઈસવી સનનો કહેછે, અને વળી કેટલાકો ઉપલા વખતના પછી ૧૫ વરસ બતાવેછે.† ચાહે તેમ હો પણ પૃથ્વીરાજ આ સામાન્ય લલના રત્નનો અધિકારી થઇને હમેશાં સારીં રીતે કાળ ગાળતો હતો, સંયુક્તાના અસાધારણ ગુણથી સ્વર્ગનું સુખ પણ તેની આગળ તુચ્છ જણાતું હતું. સંયુક્તા થોડા કાળમાં ભર્ત્તાની પ્રિયપત્ની થઈ પડી હતી.

પૃથ્વીરાજ જ્યારે એવો ઉત્તમ દાંપત્ય પ્રેમ ભોગવતો હતો, સંયુક્તા જ્યારે આ પ્રમાણે પતિસોહાગિની થઈને સૌભાગ્યના હીંડોળામાં હીંચકા ખાતી હતી, ત્યારે દુરંત શાહાબુદ્દીન ઘોરી ભારતને દરવાજે આવ્યો હતો. સંયુક્તા આ વેળા શત્રુના હાથથી માતૃભૂમિની રક્ષા કરવાને યત્નવાન્ થઈ.

---

* કોઈ કોઈ કહેછે કે જયચંદ્રે પૃથ્વીરાજની સોનાની મૂર્ત્તિને દ્વારપાલની જગ્યા ઉપર રાખ્યાથી પૃથ્વીરાજને ઘણો ક્રોધ ચઢયો તેથી સૈન્ય સામંતોને સાથે લઈને કાન્યકુબ્જમાં આવીને જયચંદ્રને યુદ્ધમાં હરાવ્યો. આ વખતે સંયુક્તાએ પૃથ્વીરાજને જોઈને મનમાં ને મનમાં તેને પતિ નિર્ધાર્યો હતો. એના પછી સંયુક્તાને બાપે પૂછયું ત્યારે તેણે જવાબ આપ્યો કે હું પૃથ્વીરાજની સાથે લગ્ન કરીશ. પૃથ્વીરાજે લોકથી આ વાત સાંભળ્યા પછી પાછો સ્વસૈન્યથી કાન્યકુબ્જમાં આવીને સંયુક્તાને રાજધાનીમાં લઇ ગયો.

† મારા વિવેચનથી આ છેલ્લો ( ૧૧૯૦ ઈસવી સનનો ) સમય ઠીક જણાયછે. ૧૧૭૦ ઈસવી સનમાં જ્યારે સંયુક્તાનો જન્મ થયો છે ત્યારે ૧૧૭૫ ઈ૦ સ૦ માં કેવી રીતે તે સ્વયંવર થાય ? પાંચ વર્ષની બાલિકા કદિપણ પોતાનો પતિ શોધી શકે નહિ.

કેવી રીતે યવન સૈન્યનો પરાભવ થાય, કેવી રીતે યવન ગ્રાસથી ભારત ભૂમિની રક્ષા થાય આ ચિંતાથી હાલ તેનું મન વ્યગ્ર થવા માંડયું, તેણે ભર્ત્તાને ચતુરંગ સેનાના દળનો સેનાપતિ થઈને જલદી રણક્ષેત્રમાં જવાની પ્રાર્થના કરી. સંયુક્તાના યત્નથી કેવળ પ્રાર્થના સફળ થઈ નહિ. તેણે સઘળાં યુદ્ધ પ્રકરણ એકઠાં કરીને ગંભીરોન્નત અવાજથી પૃથ્વીરાજને કહ્યું. "જગત્‌માં કંઈ ચિરસ્થાયી નથી. આપણે આજે જે જીવનના પ્રવાહમાં દેહ તરતી રાખીને પાર્થિવ સુખ ભોગવીએ છિએ, ચાહાય તો કાલે તે અનંત સાગરમાં જતું રહેશે, એવા ક્ષણભંગુર દેહને મમતામાં ખેંચીને યશનું હમેશનું સુખ જતું મૂકવું વિધેય નથી. જેઓ મોટાં કામ બજાવવા જતાં આત્મ પ્રાણ વિસર્જન કરેછે, તેઓ હમેશાં આ જગતમાં રહેલા છે. હું આશા રાખુંછું કે તમે પોતાના વિષે વિચારતાં આ મહત્તાની તર્ફ મન લગાડશો. તમારા હાથની તરવારથી શત્રુના શરીરના બે કડકા કરો, તમારા બેસવાના તેજસ્વિ ઘોડાને શત્રુના લોહીના પ્રવાહમાં તરતો કરો. તમો અને તમારૂં ચતુરંગ સૈન્ય "હર હર" ધ્વનિથી ચોતર્ફ પ્રતિધ્વનિ કરો. આ મોટા કામમાં મરણનો ભય કરશો ના, રણની જગ્યા ઉપર ભયંકર મૂર્તિ જોઈને ડરશો ના અથવા ફરજથી વિમુખ થશો ના. હિમ્મત, ઉદ્યમ અને યત્નનીસાથે સ્વદેશની સ્વાધીનતાની રક્ષા કરજો. હું પરલોકમાં તમારી અર્દ્ધભાગિની થઈશ." વીર રજપૂતાણીને મ્હોડેથી આવાં શૌર્યનાં વાક્ય નીકળ્યાથી તે વાક્યોએ તેજસ્વિ પૃથ્વીરાજના હૃદયમાં પ્રવેશ કરીને તેને ઉત્સાહિ કરી મૂક્યો.

જલદીથી સૈન્યોને એકઠાં કર્યાં અને યુદ્ધ કરવાને વાસ્તે નીકળ્યો. ભારતના ઘણા ખરા સઘળા વીરોએ આ મહાયુદ્ધમાં શરીર અને મન અર્પણ કર્યાં. આર્યાવર્ત્તના રાજ્યકુલના "હર હર" ધ્વનિથી ચારે તરફ પૃથ્વી કંપવા માંડી. હિંદુરાજ–ચક્રવર્ત્તિ પૃથ્વીરાજે આ સેનાનો સેનાપતિ થઈને શાહાબુદ્દીનને રણક્ષેત્રમાં બોલાવ્યો. ઉત્તર ભારતના નારાયણપુર ગામના તિરોહી ક્ષેત્રમાં બંને પક્ષમાં મોટું સંગ્રામ થયું. યવન–સૈન્ય ક્ષત્રિય વીરોના બળથી ભાગવા માંડયું. શત્રુનાં નિશાન, વાવટા, શત્રુનાં હથીઆરો પૃથ્વીરાજના હાથમાં આવ્યાં. શાહાબુદ્દીન ઘોરી પરાજિત ભૂમિમાંથી જતો રહ્યો. પૃથ્વીરાજ વિજયી થઈને મહોત્સાહની સાથે દિલ્લીમાં પાછો આવ્યો.

પરાજિત થયા પછી બે વર્ષે પાછો શાહાબુદ્દીન વળી દળબળની સાથે ભારતભૂમિમાં આવ્યો. એ વખતે પણ પૃથ્વીરાજે લઢાઇની તૈયારી કરવા માંડી. જલદીથી લઢાઇને વાસ્તે ઉમરાવોની સભા બોલાવવામાં આવી.

ઘણીક જગ્યાપરથી સૈન્યો એકઠાં થવા લાગ્યાં, ક્ષત્રિય રાજાઓ એક એકના પછી આવીને સંગ્રામમાં જવા ભેગા મળ્યા. અને ટૂંકવખતમાં પાછો દિલ્લીમાં વિશાલ સૈન્યસાગરનો દેખાવ જોવામાં આવ્યો.

લઢાઈમાં જનારાઓએ પોતપોતાના કુટુંબની છેલ્લી મુલાકાત કરી. મા, છોકરી, સ્ત્રી સઘળાંઓએ તેઓને "રણમાંથી ભાગી આવવાના કરતાં રણભૂમિમાં દેહ ત્યાગ કરવો શ્રેય છે." બોલીને વિદાય કર્યા. એક તર્ફ સંયુક્તાએ ભર્ત્તાને વીરના સાજમાં સજાવ્યો. સજાવતાં સજાવતાંમાં તેના ત્દદયમાં એકદમ અમંગળની આશંકા થવા લાગી, અને તેથી વ્યાકુળ થઈ પડી તરત જમણી આંખ ફરકવા માંડી. સંયુક્તાએ એક ધ્યાનથી પૃથ્વીરાજની તર્ફ જોવા માંડ્યું. એકદમ કેટલોક પશીનો કપાળ ઉપરથી વહીને છાતીપર પડ્યો. પૃથ્વીરાજ વખત ન લગાડતાં સૈન્યમાં સામેલ થઈને નગરથી બહાર નીકળ્યો. સંયુક્તા ભર્ત્તાનો જવાનો રસ્તો જોતી જોતી દીર્ઘ હાય મારીને બોલી "સ્વર્ગ સિવાય જણાય છે કે હવે આ યોગિનીપુર ( દિલ્લી )માં પાછું મળવું થશે નહિ."

સૌભાગ્યની લક્ષ્મી હમેશાં એક માણસની પાસે રેહેતી નથી. હમેશાં કોઈના દહાડા સરખા જતા નથી. નશીબ ચાકના પ્રમાણે એક વખત ઉપર જાય છે તો એક વખત નીચે જઈને આ લોકમાં સંસારનું ચાંચલ્ય બતાવે છે. પૃથ્વીરાજે તિરોરીક્ષેત્રમાં જે વિજયનું નીશાન શોભિત કર્યું હતું. તે મુસલમાનની ચતુરાઈથી અને કાલના નીતિબલથી બીજી લઢાઈમાં તેને પાડ્યું હતું. ૧૧૯૩ ઈસવી સનમાં કારાર નદીના કિનારે મહમદ ઘોરીની સાથે આ બીજી લઢાઈ થઈ હતી. તે વખતે હિંદુ સૈન્યોએ શત્રુની સાથે લઢાઈ કરી હતી, પરંતુ છેલ્લે તેઓનાં શરીર રત્ન ભારતભૂમિમાં લૂટાયાં. પૃથ્વીરાજ ઘણી હિમ્મતથી યુદ્ધ કરીને શત્રુના હાથમાં સપડાયો. અનંત પ્રવાહક્ષત્રિયના લોહીથી ભારતનું દેહ કલંકિત થયું, અનંત પ્રવાહ લોહીના સાગરથી ભારતના સૌભાગ્યનો સૂર્ય અસ્ત થવા લાગ્યો. અને સંયુક્તાની અમંગળની આશંકા ફળી.

તરત આ સાંઘાતિક ખબર દિલ્લીમાં પોહોંચી. ખબર મળતાંજ સંયુક્તાએ ચિતા ખડકાવી, તરત ચિતાની આગની શિખા ગગન સ્પર્શિત થઈ. સંયુક્તાએ રત્નમય અલંકાર દૂર ફેંકીને લાલ વસ્ત્ર અને લાલ રંગના ફુલથી ભૂષિત થઈને આ આગમાં પ્રવેશ કર્યો. ક્ષણમાત્રમાં તેનું અનુપમ લાવણ્યભૂમિ, ઉત્તમ શરીર ભસ્મરાશિ થઇ ગયું. સંયુક્તાના જીવનનો આ છેલ્લો ભાગ કેવો ભયંકર અને કેવો રૂવાટાં ઉભાં કરે તેવો છે!

પૃથ્વીરાજ સંયુક્તાને છોડીને જ્યાં સુધી રણભૂમિમાં હતો ત્યાં સુધી કેવળ પાણીથી સંયુક્તાએ જીવનની રક્ષા કરી હતી. ચંદકવિના ગ્રંથમાં એક જુદા પ્રકરણમાં સંયુક્તાના આ અસાધારણ પતિવ્રતનું વર્ણન કરેલું છે. સંયુક્તા પતિવ્રતના દૃષ્ટાંતની ભૂમિ છે, સ્વર્ગની દેવી સમાન વર્ણવવા યોગ્ય છે. પતિવ્રતાશિરઃસ્થાનીય સાવિત્રીની શ્રેણીમાં તેનું નામ મૂકવા જેવું છે.

હાલની જુની દિલ્લીમાં સંયુક્તાનાં બનાવેલાં ઘણાંક ચિન્હો જોવામાં હજી આવેછે, જે કિલ્લામાં સંયુક્તાની વિલાસ ભૂમિ હતી, તેની ભીતો આજ પણ જોવામાં આવેછે. જે દિવાનખાનામાં સંયુક્તા પતિસોહાગિની થઇને રેહેતી હતી તેના થાંભલાઓ ભાગેલા સુશોભિત છે. કાલના કઠોર આક્રમણથી એક વખતે આ ભાગેલા સ્થંભો માટીની સાથે મળી જશે. એક વખત આ નાશ થનાર ઇટોથી બનાવેલા દિવાનખાનાં દેહ પરિપુષ્ટ કરશે, પરંતુ એની અધિષ્ઠાત્રી સંયુક્તા કદિ પણ આ જગત્માંથી અંતરિત થશે નહિ. તેનો પતિ ઉપર પ્રેમ, તેનું પતિવ્રતાપણું અને તેનું કુલિનપણું એ હમેશાં તેના પવિત્ર ઇતિહાસમાં પ્રકાશિત રહેશે.

---

# વીરાંગના.

## કર્મદેવી.

દુરંત શાહાબુદ્દીન ગોરી જ્યારે ભારતવર્ષમાં આવ્યો, ત્યારે વીર્યવંત આર્યપુરૂષો ગરીયસી જન્મભૂમિની રક્ષાને માટે તૈયાર થયા. દિલ્લીશ્વર પૃથ્વીરાજ સ્વદેશની સ્વાધીનતા રક્ષાને માટે આફ્ગાન શત્રુને ભારત ભૂમિમાંથી હાંકી કાઢવાને વાસ્તે લઢાઇની તૈયારી કરી; મેવાડનો અધિપતિ પરાક્રમી સમરસિંહ, પ્રિયતમ પુત્ર અને ઘણુંક હિમતવાન સૈન્ય લઈને તેનો સાથી થયો. દિલ્લી અને મેવાડના યોદ્ધાઓ એકઠા થઇને એક પવિત્ર ઉદ્દેશ્ય રક્ષાને માટે પુણ્ય સલિલા દૃષદ્વતીના કીનારે આવ્યા. જે પ્રશસ્ત હૃદયા તટિનીની મનોહર ભૂમિમાં બેસીને પ્રાચીન આર્યો જલદ-ગંભીર મધુર સ્વરથી વેદ ગાન કરતા હતા, જ્યાં યોગાસનમાં બેસીને યોગરત આર્યતાપસો પરમ શક્તિના ધ્યાનમાં નિમગ્ન રહેતા હતા, આજ તે પવિત્ર સ્રોતસ્વતીને કીનારે વીર્યવાન આર્યો જીવનનાં મોટાં કામો કરવાને એકઠા થયા છે. પરંતુ એ મોટું કામ સફળ થયું નહિ. દુરંત આફ્ગાનની ચાતુરીથી હિંદુઓનો પરાજય થયો અને દૃષદ્વતીના કીનારા ઉપર ક્ષત્રિયોના અનંતપ્રવાહના લોહીના સાગરમાં ભારતનો સૌભાગ્ય રવિ ડુબ્યો. પૃથ્વીરાજ

માર્યો ગયો. ત્રણ દિવસ ઘોરતર યુદ્ધ પછી પવિત્ર રણક્ષેત્રમાં પરાક્રમી સમરસિંહનું મરણ નીપજ્યું. તેના પ્રિયતમ પુત્રનું અને તેના હિમ્મતવાન સૈન્યનાં દેહ–રત્ન નદીની રેતીમાં રોળાવા લાગ્યાં. આફ્ગાનોએ દિલ્લી પોતાના કબજામાં લીધી, કનોજમાં જયનો વાવટો ઉડાડયો, છેલ્લે પુણ્ય-ભૂમિ રજપૂતાનામાં આવ્યો.

પવિત્ર રણુમા પવિત્રાત્મા સમરસિંહે દેહ છોડયો છે. આજે મેવાડ અંધારામાં છે. દુરંત શત્રુ દરવાજામાં આવ્યા છે, આજે વીરભૂમિ શોકસાગરમાં નિમગ્ન છે. રજપુતાનાના દરેક સ્થાનમાં નર–શોણિતનો સ્ત્રોત પ્રવાહિત થાયછે, પ્રત્યેક સ્થાન વિધર્મી યવનની ચઢાઇથી ખરાબ થતું જાય છે. તેજસ્વિતાનું–પવિત્રતાનું–સ્વાધીનતાનું આશ્રયસ્થલ આજે વિશૃંખલ અને વિધ્વંસ્ત થતું જાયછે. આજે આફ્ગાનના જુલમથી મહાસ્મશાનમાં આવતું જાયછે. આ વિપત્તિપૂર્ણની વેળાએ એકદમ કયી અનિર્વચનીય શક્તિના મહિમાનો બનાવનો સ્ત્રોત બીજી બાજુએ ધાવિત થયો; એકાએક વીરભૂમિ વીર્યમદમાં ઉત્તેજિત થઈ પડી, મેવાડ પોતાનું ગૌરવ રાખવાને માટે નવા ઉત્સાહની સાથે રંગભૂમિમાં બાહર નીકળી. મેવાડની મહાશક્તિ–રૂપિની યુવતી વીરાંગના વીર પોશાક સજીને યવનનું પરાક્રમ ભાગવાને માટે આગળ પડી.

એ મહાશક્તિ રૂપિણી યુવતી કોણ હતી? મહારાજ સમરસિંહની સ્ત્રી કર્મદેવી હતી. સમરસિંહનો નાનો પુત્ર મેવાડનો ઉત્તરાધિકારી કર્ણ એ વખતે નાની ઉમરનો હતો. એ નાની ઉમરનો છોકરો યવનના પગ નીચે છુદાશે, સંસારના વિષયથી અજાણ્યો નિરીહજીવ શત્રુના હાથથી લાંછના પામશે, શત્રુ વગર હરકતથી હૃદય રંજન ફુલની કળીને ખરાબ કરી નાખશે, એ કર્મદેવી સહન કરી શકી નહિ. તેથી કર્મદેવી આજે શત્રુને દેશમાંથી દૂર કરવાને તૈયારી કરેછે. સમરસિંહ લઢાઇમાં લોકાંતરિત થયો છે, તેની વિધવા રમણીએ આજ સ્વામીના પવિત્ર ધર્મની રક્ષાને માટે દૃઢ નિશ્ચય કર્યો છે. કર્મદેવી વીરસાજ સજી તેનું શરીર કવચથી આચ્છાદિત થયું, તેના હાથમાં સુતીક્ષ્ણ તરવાર શોભા આપવા લાગી; વીર્યવતી વીરાંગનાના અનુપમ લાવણ્યરાશિ આજ અનુપમ ભીષણતાની સાથે મળી ગયા. ઘણા રજપુત વીર વીરાંગનાને અધીન લઢવાને તૈયાર થયા. શાહાબુદ્દીન ઘોરીનો પ્રિયપાત્ર કુતુબદીન ઈબક રાજસ્થાનમાં આવ્યો હતો. તેને કર્મદેવીએ આંબેરની આગળ ઘેર્યો. યુદ્ધમાં વીરાંગનાએ પોતાનું વીરપણું દેખાડયું. તેના ઘેરાથી યવન સૈન્ય નાશ થવા લાગ્યું. યવનનું પરાક્રમ ઓછું થવા લાગ્યું. કુતુબદીન યુદ્ધક્ષેત્રમાં લાવણ્યમયી યુવતીની ભૈરવી મૂર્ત્તિ જોઈને સ્તંભિત

થયો. હવે તેની જયની આશા રહી નહિ. કર્મદેવીએ અસાધારણ હિમ્મત અને પરાક્રમની સાથ યુદ્ધ કરીને શત્રુને નિર્જીવ કર્યા. હમણાં વિજય લક્ષ્મીના મહિમાથી તેની દેહ-લક્ષ્મી વધારે ગૌરવાન્વિત થઇ. કર્મદેવીએ મેવાડના ગૌરવની રક્ષા કરી. દિલ્હીના પેહેલા મુસલમાન બાદશાહને વીરાંગનાના પરાક્રમથી પરાજિત અને જખમી થઈને યુદ્ધસ્થળ છોડવું પડયું. તેરમી સદીની આખેરીએ મેવાડે એવી પોતાની સ્વાધીનતા રક્ષા કરી હતી. મેવાડની વીર રમણીએ એવા પરાક્રમથી શત્રુને પરાજિત કરીને અનંત અક્ષય કીર્ત્તિ રાખી હતી. એ અનંત અક્ષય કીર્ત્તિની કાહાણી પવિત્ર ઇતિહાસમાંથી કદી પણ જશે નહિ. મેવાડ ખરેખર એવા વીરત્વ—ગરિમાની લીલાભૂમિ છે.

---

## બાલકનું વીરત્વ.

તેરમી સદીમાં ખિલ્જી બાદશાહ અલાઉદ્દીન જ્યારે ચિતોડ જીતવા આવ્યો, જ્યારે ચિતોડનો નાબાલક અધિપતિ લક્ષ્મણસિંહનો કાકો ભિમસિંહ પોતાના ભતરીજાના રાજ્યનું રક્ષણ કરવામાં મંડયો હતો, ત્યારે એક વીરબાલકે પોતાના અસાધારણ વીરત્વની ઓળખાણ આપી હતી. આત્મસંમાન—આત્મમર્યાદા રક્ષાને વાસ્તે ગરીયસી વીરભૂમિનું ગૌરવ વધારવાને માટે ભય કર્યા સિવાય રણક્ષેત્રમાં અવતીર્ણ થઈને યવન-સૈન્યને નિપીડિત અને નિર્મૂલ કર્યું હતું. આ વીરબાલક વીરત્વની જવલંત મૂર્ત્તિ હતી; એની વીરત્વની વાર્ત્તા ખરા કવિની રસમયી કવિતામાં ખરા ઐતિહાસિક અપક્ષપાત વર્ણનમાં ગાથવા યોગ્ય છે.

દુરંત યવન વીરભૂમિના દરવાજા ઉપર આવ્યો છે, ભીમવેશથી ભીમસિંહની વનિતાની મર્યાદા નાશ કરવાને હાથ લંબાવ્યા છે. આજે વીરભૂમિ ઉન્મત્ત થઈ છે, આજ રજપૂત વીરો વંશનો ગૌરવ રાખવા વાસ્તે વ્યસ્ત થયલા છે. યવન પદ્મિનીના અસામાન્ય રૂપલાવણ્યની વાતથી મોહિત થયો છે, અલૌકિક ગુણ ગૌરવના વર્ણનથી ઉત્તેજિત થઈ પડયો છે; એ મોહ, એ ઉત્તેજનાના આ વેગમાં તે ચિતોડને ઘેરો નાખવાને આવ્યોછે, અકલંકિત રજપૂત વંશમાં કલંકનો ડાગ લગાડવાને તૈયાર થયો છે. પરંતુ તેની આશા બર આવી નહિ. ચિતોડ આક્રમણમાં પાર ન પડયો ત્યારે અલાઉદ્દીને છેલ્લે પદ્મિનીને એક પળ જોવાનો અભિપ્રાય જણાવ્યો. રજપૂત વીરે, આરીસામાં પ્રતિફલિત પ્રતિબિંબ જોવાડવાને હા કહી એવી રીતે અલાઉદ્દીને જોવાને સંમત થયો, બંધુભાવથી ચિતોડના મહેલમાં આવીને પદ્મિનીની પદ્મ-કાંતિનું પ્રતિબિંબ જોયું. પળમાત્ર તેની બંને આંખ તા-

જુબીમાં ઉઘાડીજ રહી, પળમાત્ર લાવણ્યમયી લલનાના અનુપમ લાવણ્ય સાગરમાં તેનું હૃદય ડુબી ગયું. અલાઉદ્દીનની આશા પાર પડી, પરંતુ તેના હૃદયમાંથી પદ્મિનીની મોહિની મૂર્ત્તિ ગઈ નહિ. અલાઉદ્દીન કપટની બંધુતા દેખાડીને ભીમસિંહને ચિતોડના ગિરિ-દુર્ગમાંથી બહાર લઈ ગયો. સરલ હૃદય રજપૂત યવનની ચાતુરી સમજી શકયો નહિ, બંધુભાવથી અલાઉદ્દીનને સાથે ગયો. ત્યારે અલાઉદ્દીને સમય જોઈને ભીમસિંહને બંદી કર્યો, અને તેને પોતાની છાવણીમાં લઇ ગયો અને ભીમસિંહને કહ્યું, જ્યાંસુધી પદ્મિની મારા હાથમાં આવશે નહિ ત્યાંસુધી તને છોડીશ નહિ.

પરાક્રાંત ભીમસિંહ શત્રુના હાથમાં સપડાયો, યવને વળી પવિત્રકુળની પવિત્રતા નષ્ટ કરવાને માટે દૃઢ પ્રતિજ્ઞા લીધી છે; આજે ચિતોડના સઘળા લોકો અફ્શોસ કરેછે. પરંતુ રજપૂત વીર હમેશાં અફ્શોસમાં રહેતા નથી, અવિલંબથી સઘળાંઓએ પ્રસન્નભાવથી ભીમસિંહનો ઉદ્ધાર કરવાને વાસ્તે દૃઢ નિશ્ચય કર્યો. વીર્યવન્ત રજપૂતની સ્ત્રીઓ યવનના હાથમાં જશે, યવન વગર આનાકાનીથી સૌંદર્યની ગરિમા સતીત્વના ગૌરવની મર્યાદાનો નાશ કરશે, પવિત્ર ફુટેલા ફુલોને યવનો અડકીને કલંકિત કરશે, એ રજપૂત વીર પ્રાણ રહેતા જોઇ શકે નહિ—આવી સંકટની હાલતમાં વીરબાલક બાદલ પોતાની મર્યાદા રક્ષાને માટે આગળ પડ્યો; બાર વર્ષના વીરે અવિચલિત સાહસનીસાથે જીવન પર્યન્ત આપવાને તૈયાર થઈને, દુરંત શત્રુના હાથથી ભીમસિંહનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો. તેનો કાકો ગોરો પ્રફુલ્લ-હૃદયથી આ મહત્ વ્રતમાં ભતરીજાના કામમાં મદદગાર થયો.

અલાઉદ્દીન ભીમસિંહને બંદીવાન કરીને પોતાની વિશ્વાસઘાતકતાથી પોતે ખુશી થવાલાગ્યો, એવી વખતે ખબર આવી કે ચિતોડની લક્ષ્મી પદ્મિની ઘણીક દાસીસાથે લઈને તેને મળવાને તૈયાર થઈછે. ખિલજી બાદશાહ આ ખબર સાંભળીને આનંદથી અધીર થઈ ગયો, અધીર ભાવથી કલ્પનાની આંખથી કેટલું સંમોહન સ્વપ્ન જોવાલાગ્યો. એકના એક પછી સાતસો પાલખી તેની છાવણીની સાંમે આવી. આ સઘળી પાલખીમાં દાસીની જગ્યાપર ચિતોડના બહાદુર વીરો બેઠા હતા. સારા વખતે આ સઘળા વીરોએ પાલખીમાંથી બહાર નીકળીને પોતાના સંમાન રક્ષાને માટે જીવન અર્પણ કર્યાં. પાસે યવનસૈન્ય રહેતું હતું, રજપૂતોનીસાથે તેઓનું મોટું યુદ્ધ થવા લાગ્યું. બાદલ સાહસી રજપૂતોનો અધિનેતા થઈને પોતાનું વીરત્વ દેખાડવા લાગ્યો. બાર વર્ષના વીરબાલકના લોકાતીત પરાક્રમથી પળપળમાં યવનસૈન્યનો નાશ થવાલાગ્યો, પળપળમાં યવનો

બાલકનું અદ્‌ભુત પરાક્રમ જોઈને વિસ્મિત અને સ્તંભિત થવા લાગ્યા. ગોરો ભતરીજાનો મદદગાર હતો. પવિત્રરણક્ષેત્રમાં તેનું પડવું થયું. બાદલ કાકાને રણમાં પડતા જોઇને હતાશ અને હતોદ્યમ થયો નહિ. દ્વિગુણ ઉત્સાહનીસાથે ઘોડો ચલાવીને શત્રુસૈનાધ્વંસ કરવા લાગ્યો. એક બાજુએ દિલ્લીના બાદશાહનું બહુ સંખ્યાવાળું સુશિક્ષિતસૈન્ય હતું, બીજી બાજુએ બાર વર્ષના સ્વાધીનમાં કેટલાક સો રજપૂત વીર હતા. માના કોમલ ક્રોડમાં જે લાલિત થવાને યોગ્ય છે, તે આજ ગરીયસી વીરભૂમિનું સંમાન રાખવા વાસ્તે હથિયારો સજિને અને લોહોડાનું કવચ પેહેરીને ભીમ-પરાક્રમ શત્રુનાસામે ઘોડાઉપર બેસેછે. જેની સુગઠિત દેહ અપરિસ્ફુટ કમલના પ્રમાણે લોકોની આંખોને તૃપ્તિકર હતી, તે આજ કઠોર ખાશિયતના શત્રુના કઠોર હથિયારના ઘાથી જખમી થાયછે. તેરમી સદીમાં મેવાડના પવિત્ર યુદ્ધક્ષેત્રમાં એવો પવિત્ર દેખાવનો આવિર્ભાવ થયો હતો. આ અપૂર્વ દેખાવમાં અપાર પવિત્રતા આજ કોણ સમજશે? કોણ આજ વીરેન્દ્રની સમાજમાં વર્ણન કરવા જેવા આ વીરબાલકની અનંત અક્ષયકીર્ત્તિનોમહિમા હૃદયભેદી કંઠથી નિર્જિવ નિપીડિત ભારતના ગૃહે ગૃહે ગાતા ફરશે? અવિશ્રાન્તભાવથી યુદ્ધ ચાલવા માડયું, વીરબાલક અવિશ્રાંત ભાવથી પોતાના લોકાતીત વીરત્વની ઓળખાણ આપવા લાગ્યો. વિજયલક્ષ્મી બાલકના અપૂર્વવીરત્વથી ખેંચાઇ. ભીમસિંહને શત્રુના હાથથી છુટો કર્યો. દુરંત અલાઉદ્દીને પદ્મિનીને મેળવવાની આશા હાલ છોડી મૂકી. બાદલ જખમી થઈને લોહીથી ખરડાયલા શરીરે ઘરમાં ગયો. માતાએ અપાર આનંદની સાથે પુત્રનું મુખચુંબન કરીને તેને ખોળે લીધો. વીરબાલક જીવનનું પવિત્રવ્રત બજાવીને આવીરીતે ઘરમાં આવીને કાકાની બાયડીની આગળ તેના સ્વામીના અદ્‌ભુત વીરત્વ અને પરાક્રમની વાત કહેવા લાગ્યો. ગોરાની વનિતા સ્વામીના વીરત્વની વાતથી પ્રફુલ્લ થઈ, અને હસતી હસતી પરલોકગત સ્વામીના સાથે રહેવાના ઉદ્દેશથી અગ્નિ-કુંડમાં આત્મ-વિસર્જન કર્યું. ભારતના વીરબાળકે એક વખતે એવા વીરત્વ અને મહાપ્રાણતાની ઓળખાણ આપી હતી. વીરબાળકની આ વીરત્વની કીર્ત્તિ અનંત કાલ જીવલોકને ગભીર ભાવનો ઉપદેશ આપશે. નિસ્તેજ ભારત આજ આ ગભીર ઉપદેશ—વિનશ્વર શરીરમાં આ અવિનશ્વર કીર્ત્તિની વાત કોણ સાંભળશે?

---

## પદ્મિનીને માટે યુદ્ધ અને ઝહરવ્રત.

દુરંત અલ્લાઉદ્દીને પદ્મિનીને મેળવવાને માટે બીજીવાર સંવત ૧૩૪૬ માં ચિતોડને ઘેરો ઘાલ્યો. એ આક્રમણમાં હવે છુટકો નથી, દુર્દ્ધર્ષ અલ્લા-

ઉદ્દીને આ વખતે વિપુલ લશ્કર લઇને ચિતોડને ઘેરી લીધી છે. એ આક્રમણથી ચિતોડપુરીની કોણ રક્ષા કરશે! કોણ સ્વદેશ-પ્રેમિકતાના મહામંત્રમાં ઉત્સાહિત થઇને યવનની ચઢાઇને રોકવાને માટે લઢાઈના મેદાનમાં અવતીર્ણ થશે?—જે મહા પરાક્રમશાલી પ્રચંડવીરો ચિતોડના અલંકાર જેવા હતા, તેઓએ પ્રથમ વારની લઢાઈમાં સ્વદેશ રક્ષાને માટે સમરક્ષેત્રમાં મુવા છે, હાલ ચિતોડ બળ વગરનું થયું છે! આજે તેની કોણ રક્ષા-કરશે? યવન બાદશાહ અલ્લાઉદ્દીને ચિતોડના દક્ષિણ બાજુના પાહાડનો ટેકરો અધિકાર કરીને પોતાની છાવણી સ્થાપી અને તેની ચારે બાજુએ નાળો ખોદીઓ. નિષ્ઠુર હ્રદય યવનરાજે શિશોદીય કુલના અતિ સંકટકાલમાં ચિતોડ નગરને ઘેર્યો. પરંતુ તે કહીને શું ચિતોડપુરી વીર વગરની છે?—તે કહીને શું તે નિર્વિવાદથી, નિર્વિઘ્નથી વીરતાની-સ્વાધીનતાની લીલાભૂમિ ચિતોડને હાથ કરી શકશે?—નહિ, તેમ કદી પણ થઈ શકશે નહિ. વીર્યવાન રજપૂતના ફેફસામાં જ્યાં સુધી લોહીનું એક ટીપું પણ પ્રવાહિત થશે—જ્યાં સુધી તેઓના શરીરમાં જીવન રહેશે, ત્યાં સુધી તે કદી સ્ત્રીનો છેડો પકડીને અંતઃપુરમાં રહેશે નહિ.—ત્યાં સુધી તે કદી જુલમી દેશવૈરીની સામે રણક્ષેત્રમાં અવતીર્ણ થવામાં ભાગશે નહિ. અલ્લાઉદ્દીને ચિતોડપુરીને ઘેરો નાખ્યો કે તરતજ ચિતોડના વીરો પ્રચંડ રોષ અને જિઘાંસાથી એકીવારે ઉન્મત્ત થઈ પડ્યા. અને તેના એ દુરાચરણના યોગ્ય સજા આપવાને માટે તરવાર લઈને તેઓની સામે થયા.

ખોમાનરાસના બનાવનારે એ ભયાનક લઢાઈ લઇને પોતાની મોહીની કલ્પનાને નાના પ્રકારના મનોહર વર્ણમાં ચિત્રિત કરી છે. એ સર્વ ચિત્રમાં કેવળ એક અતિ અદ્ભુત વિવરણ દાખલ કર્યું છે. દિવસે ઘોરતર યુદ્ધ થયા પછી એક અંધારી રાતે રાણા પોતાના વિશ્રામભવનની અંદર બેસીને મોટા વિચારમાં છે. અડધી રાત ગઇ છે; સમગ્ર વિશ્વસંસાર નિદ્રામાં છે. ક્યાં પણ મનુષ્યનો શબ્દ સંભળાતો નથી. કેવળ વાયુ જોરથી આવીને દરવાજા ખડખડ થાયછે; અને તેની સાથે છેટેથી શીઆળની ચીત્કાર ધ્વનિ શાંત ગંભીર પ્રકૃતિની નિસ્તબ્ધતા ભંગ કરેછે. એવી ગંભીર રાતે રાણો પોતાના વિશ્રામના ઓરડામાં બેસીને એક મનથી ચિતોડના ભવિષ્ય ભાગ્યપટનો છુપો લેખ વાંચેછે. ચિતોડના મોટા મોટા વીરો પ્રચંડ યવનાક્રમણથી ચિતોડપુરી રક્ષા કરવાને માટે દરરોજ લઢાઈના મેદાનમાં સુઈ જાયછે,—શિશોદીયકુલની રાજલક્ષ્મી જાણે મ્લાન અને વિષણ્ણ વદનથી ચિતોડપુરી છોડીને જવાની તૈયારી કરેછે.—હમણાં ચોતર્ફ વિપદ-ચોતર્ફ સંકટ-ચારે બાજુએ અસંખ્ય વિભીષિકા જણાય છે! હવે કોણ ચિતોડપુ-

રીની રક્ષા કરશે ? આ ઘોર સંકટમાંથી કોણ શિશોદીયકુલના ગૌરવની રક્ષા કરી શકશે ? આ મહાવિપદના સર્વ-સંહારક ગ્રાસમાંથી કયી રીતે રાણાના બાર છોકરામાં એક પણ પિતૃલોકને પિંડદાન કરવાને માટે છુટી શકશે ?— કેવી રીતે વીરવર બાપાને વંશ રક્ષા થઈ શકે ? રાણો એ સર્વ ઉંડા વિચારમાં નિમગ્ન છે, એવી વખતે તે ઘોરાનિશીથિની ગંભીર શાંતિ ભંગ કરીને કોઇ ગંભીર-કંઠથી કહેછે—" મેં ભુખા હૂં "—રાણાનો પ્રચંડ ચિંતાસ્રોત તરત રોકાયો. તે ચમકિ ઉઠયો,—અજાયબથી તે શબ્દ જ્યાંથી સંભળાતો હતો તે તર્ફ આંખ ફેરવીને જોવા લાગ્યો, તરત એક અપૂર્વ દેખાવ તેની આંખની સામે દેખાયો. તે ક્ષીણ દીવાના પ્રકાશથી વિશ્રામ ભવનના ઓરડાના પત્થરના થામલાની વચમાં તેણે ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની ભીષણ-મૂર્ત્તિ જોઇ. ભગવતીને જોતાંજ રાણાનું હ્રદય ઘણું વિષાદવાળું અને અભિમાનમાં ઉદ્વેલિત થઈ પડયું ? તે વિષાદ-મિશ્રિત સ્વરે ઉચ્ચ કંઠથી બોલ્યો—"હજી પણ તમારી ભુખ મટી નથી ?—આટલામાં મારા રાજવંશના આઠ હજાર પુરૂષોએ લઢાઇમાં જીવનોત્સર્ગ કરીને તમારા ભીષણ ખર્પને પૂર્ણ કર્યું તો પણ શું તમારી ઘણી લોહીની તરસ મટી નથી?" "હું રાજબલિ ચાહુંછું; એટલા માટે રાજમુકુટધારી બાર રાજનંદન જો ચિતોડ રક્ષાને માટે રણક્ષેત્રમાં જીવનોત્સર્ગ ન કરે તો મેવાડનું રાજ્ય શિશોદીયકુલના હાથમાંથી જતું રહેશે." દેવી જવાબ આપીને અંતર્હિત થઈ ગઈ.

રાણો ઘણો સંકટમાં પડયો. તે રાતે જરાપણ ઊંઘ આવી નહિ. સવારે પોતાના સેનાપતિને બોલાવીને સર્વની સાંમે રાતનું તે અદ્ભુત વૃત્તાંત પ્રકાશ કર્યું પરંતુ તેનાથી તેઓને કોઈને પણ વિશ્વાસ થયો નહિ. તેનું તે વર્ણન રાણાની ચિંતાથી મસ્તિષ્કની ભુલ જાણીને ઉડાડી મૂકયું. પરંતુ તેણે તેઓની ઉક્તિ અગ્રાહ્ય કરીને બોલ્યો " તમો અવિશ્વાસ કરો છો ખરા પરંતુ આજે રાતે આ ઓરડામાં રહીને જો જો, દેવી પાછી આવેછે કે નહિ " તેમાં સર્દારો રાજી થયા. અને મુકરર વખતે તેઓ રાણાના વિશ્રામ ભવનમાં એકઠા થઇને તે અદ્ભુત દેખાવ જોયો. દેવી પાછી આવી અને પોતાની પહેલાની પ્રતિજ્ઞા કહીને બોલી " દરરોજ હજારો મ્લેચ્છ લઢાઇના મેદાનમાં મરે છે ખરા, પરંતુ તેથી મને શો લાભ છે ? દરરોજ એક એક રાજકુમારને રાજાસનમાં અભિષેક કરજો; કિરણ, છત્ર અને ચામરથી સુસજ્જિત કરીને તેને યથાયોગ્ય રાજસન્માનથી સન્માનિત કરજો; ત્રણ દિવસ સુધી તેની રાજાજ્ઞા પાળવી, ત્રણ દિવસ થયા પછી ચોથે દિવસે તે રણક્ષેત્રમાં આવીને અદ્દષ્ટની આજ્ઞા પાળે. બાર રાજકુમાર જો એવીરીતે

રણસ્થળમાં આત્મજીવન ઉત્સર્ગ કરે તો હું ચિતોડમાં રહી શકીશ." તે કહીને દેવી અંતર્ધાન થઈ ગઇ. તેથી ચિતોડના સરદારો ઘણા અજાયબ થયા.

આ અદ્‌ભુત વૃત્તાન્ત કેવળ કવિ કલ્પનાની અલીક સૃષ્ટિ છે; અથવા ચિતોડ-રક્ષામાં રજપૂતોને ઉત્સાહિત કરવાને માટે રાણાનું કોઈ રીતનું સુંદર કૌશલ છે; તેની સમાલોચના કરવાની કંઈ જરૂર નથી. એટલું તો કહી શકાય કે, આવી રીતનાં દૈવદર્શન વીરહૃદય રજપૂતના પક્ષે ઘણાં અસંગત નથી. દેવતાના આવા અપૂર્વ બનાવમાં તેઓનો દૃઢવિશ્વાસ હતો, તે વિશ્વાસ કોઈ રીતે પણ નષ્ટ થવાનો નથી. વિશેષતઃ અધિષ્ઠાત્રી દેવીએ ચિતોડનો પાહડી કીલ્લો છોડવાને માટે જે હેતુવાદ દેખાડયો હતો, તે સ્વદેશ પ્રેમિકતેજસ્વી રજપૂત વીરના વીર ચરિત્ર અને સંસ્કારને સંપૂર્ણ લાયક જાણીને ગૃહીત થઇ શકેછે. દેવીનો હુકમ કઠોર હોવા છત્તાં રજપૂતો તે પાળવાને વ્યસ્ત થઇ પડયા. તેઓ જીવતા રહીને દુરાચાર યવનો ચિતોડપુરીમાં પ્રવેશ કરીને તેઓનું સર્વ લુટી લેશે; તેઓની જીવનરૂપિણી સ્ત્રિયોનું સતીત્વધન ચોરશે; તે તેઓ કદી પણ સહન કરી શકશે નહિ. તેથી ભગવાન એકલિંગના સોગન ખાઇને દેવીની આજ્ઞા પાળવાને માટે યુદ્ધક્ષેત્રમાં ગયા અને તે વેળાએ પ્રતિજ્ઞા કરી કે, જ્યાંસુધી તેઓના દેહમાં પ્રાણ રહેશે, ત્યાં સુધી તેઓ કોઇપણ રીતે યવનોને ચિતોડમાં પેસવા દેશે નહિ. ત્યારબાદ કોણ સર્વથી આગળ દેવીનો હુકમ પાળવાને માટે લઢાઇમાં પ્રાણાર્પણ કરશે તે જાણીને રાણાના બાર વીર પુત્રોમાં ઘણી ગડબડ થવા લાગી. અરિસિંહ રાણાનો સર્વથી મોટો કુંવર હતો. તેથી તે પોતે પ્રથમ જન્મનું કારણ દેખાડીને દેવીના આદેશાનુસારે રાજ્યાસનપર બેઠો અને ત્રણ દિવસ સુધી યથાયોગ્ય રાજસંમાન ભોગવીને ચોથે દિવસે યવનયુદ્ધમાં ભીષણ વીરત્વ દેખાડીને આ મરલોકમાંથી ચાલ્યો ગયો. ત્યારપછી તેનાથી નાનો અજયસિંહ મોટાભાઈનું અનુસરણ કરવાનેમાટે તૈયાર થયો! પરંતુ રાણા તેને સર્વ પુત્રકરતાં વધારે સ્નેહ કરતો હતો; તેથી તેને રણક્ષેત્રમાં કોઈરીતે આગળ થવા દીધો નહિ. અજયસિંહે ઘણી જવાની કોશેશ કરી પરંતુ પિતાના આગ્રહાધિક્ય ઉપર ઉપેક્ષા કરી શક્યો નહિ. તે શું કરે પોતાના નાના ભાઇઓને દૈવનિર્દેશ પાળવાનેમાટે લઢાઈમાં જવાની અનુમતિ આપી, તે પ્રમાણે યથાક્રમે અગીઆર રાજકુમાર ચિતોડના સિંહાસનપર બેઠા અને યથાક્રમે યવન—સમરમાં અવતીર્ણ થઈને આત્મોત્સર્ગ અને સ્વદેશ-પ્રેમિકતાનાં જીવંત ઉદાહરણ દેખાડીને ખુશીથી પોતપોતાનું જીવન વિસર્જન કર્યું. હવે રાણાનો એકજ પુત્ર જીવતો રહ્યો હતો. તે પુત્ર તેના પ્રાણકરતા પણ પ્રિય હતો; જો પોતાનો પ્રાણ આપવાથી

તેનો જીવ બચે તો તે પણ આપવાને કદી પણ આનાકાની કરતો નહોતો. પ્રાણ રહેવા છતાં અજયસિંહને જીવન વિસર્જન કરવા દઈશ નહિ. હાય! તેમ થાયતો શિશોદીયકુલ નિર્મૂલ થશે! વીરવરબાપાના પવિત્ર વંશને એઓ પાણી આપવાને કોઇપણ જીવતો રહેશે નહિ! ત્યારે શું થશે?— કોણ દુર્દાન્ત યવનોના ભીષણ આક્રમણથી ચિતોડપુરીનો બચાવ કરશે?— કોણ ગિહલાટકુલનો વિનાશ થતાં બચાવશે? છેલીવારે રાણાએ પોતે યુદ્ધ-ક્ષેત્રમાં જીવનોત્સર્ગ કરવાંના ઇરાદાથી પોતાના સામંતોને પાસે બોલાવીને કહ્યું "આ વેળાએ મારો કાળ પૂર્ણ થયો છે; હું આ વેળાએ ચિતોડરક્ષાને માટે લઢાઇના મેદાનમાં જીવન ઉત્સર્ગ કરીશ."

રાણો છેલીવારે આત્મહૃદયનું લોહી આપીને ચિતોડની અધિષ્ઠાત્રી દેવીનું રહેલું ખપ્પ પૂર્ણ કરવાનેમાટે તૈયારી કરવા લાગ્યો. આ ભીષણ તૈયારી કરવાની આગમજ બીજો એક ભીષણતર વ્યાપાર પુરો કરવાની ઘણી જરૂર જાણી. એ ભીષણતર વ્યાપારનું નામ "જહરવ્રત" છે. રજપૂતકુલની સ્ત્રિયોને જ્વલંત અગ્નિકુંડમાં નાંખીને વિજયી શત્રુકુલના હાથથી તેઓનું સતીત્વ અને સ્વાધીનતા રક્ષા કરવાને માટે એ ભીષણતર "જહરવ્રત" થતું હતું. શત્રુના પ્રચંડ આક્રમણથી રજપૂતો સ્વદેશ અને સ્વાધીનતા રક્ષાનો જ્યારે કંઇ ઉપાય ન જોય જ્યારે તેઓની સર્વ આશા લોપ થઈ જાય ત્યારે તે ભીષણકાળે—આશાની તે છેલ્લી હદ ઉપર રજપૂતવીરો એ ભયાનક વ્રત ઉઘાપન કરવામાં અગ્રસર થાયછે. આજે ચિતોડનો એ ભીષણકાળ આવ્યો છે—આજે ચિતોડરક્ષાનો કંઈ ઉપાય બાકી રહ્યો નથી; તેથી તે ભીષણતમ જહરવ્રતના ઉઘાપનની ઘણી જરૂર છે. રાજપૂરીના અંતઃપુરની વચમાં જમીનની અંદર એક મોટી સુરંગ હતી. તે દિવસમાં પણ ઘણી અંધારી હતી, તે ભીષણ સુરંગમાં મોટાં મોટાં લાકડાં એકઠાં કરીને એક પ્રચંડ ચિતા બાળી. જોતાં જોતાંમાં છુટા-વાળોની સાથે અગણ્ય રજપૂત સ્ત્રિયો હૃદય વિદારક શોક—સંગીતમાં ચિ-તોડપુરી પ્રતિધ્વનિત કરતી કરતી તે ભીષણ સુરંગની તર્ફ જવા લાગી. રૂપ લાવણ્યવતી જે સર્વ ક્ષત્રિય—મહિલા જોઇને દુરાચાર મુસલમાનોની પાશવી પ્રવૃત્તિ થઇ શકત તે સર્વ તે લલનામાલામાં હતી. સુર-મનો-મોહિની પદ્મિની તેઓમાં છેલ્લી જવા લાગી. ચિતોડની વીરમંડળી નિર્વાક, નિસ્પન્દ, વજ્રાહતના જેવા ઉભા થઇને એ હૃદયસ્તંભન ભીષણ-કાંડ જુવેછે,—સ્નેહાધારા જનની, હૃદયની પ્રીતિદાયિની સહધર્મિણી અને આનંદમયી કન્યાબહેનો અનંતકાળનેમાટે વિદાય ગ્રહણ કરીને તેઓની સામે—આંખની ઉપર જ્વલંત આગમાં પ્રાણ વિસર્જન કરવા

જાયછે, તથાપિ તેઓની આંખમાં એકપણ આંસુ નથી. આજે તે આંખ સુકી પડી છે, જાણે તેમાંથી વિશ્વ-દગ્ધ-કરી આગના તણખા નીંકળતા હોય તે પ્રમાણે આંખ લાલ થયલી જણાયછે. જે હૃદય એક વખત પ્રેમ-સુધાના ઉત્સવસ્વરૂપ હતું, આજ તે શુષ્કમરૂ-શ્મશાનમાં આવેલું છે. આજે તે માટેજ તેઓએ આ વિભીષિકામય કાંડનો આરંભ કર્યો છે. જોતાં જોતાંમાં તે સ્રિયો તે વિકટ સુરંગના દરવાજા ઉપર આવી; સામે પાયરી હતી, તેમાં ધીરે ધીરે ઉતરવા લાગી, સર્વ ઉતર્યા પછી ઉપરથી ભીષણ શબ્દથી તે ભયાવહસુરંગનો વિરાટ લોખંડનો દરવાજો બંધ થયો! અસંખ્ય હતભાગિનીના હૃદયવિદારક કરૂણુશોકવાળા શબ્દો થોડીવારમાં વિલીન થઇ ગયા!—બીજું કંઈ સંભળાયું નહિ!—હાય! સર્વ જતું રહ્યું.– રૂપ, યૌવન, લાવણ્ય ગૌરવ સર્વે સર્વસંહારક આગમાં ભસ્મીભૂત થઇ ગયું!

આ ભીષણ રૂવાટાં ઉભાં થાય એવું "જહરવ્રત" પુરૂં કરીને રાણો પોતાના રણાંગનમાં આવીને જીવનોત્સર્ગ કરવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ તેનો પ્રિયતમ પુત્ર અજયસિંહ તે વિષયમાં હરકત આપવા લાગ્યો. તે પિતાને કોઇરીતે યુદ્ધક્ષેત્રમાં જવા દેશે નહિ. પિતાપુત્રમાં ઘણો તર્કવિતર્ક અને વાગ્વિતંડા થયો; પરંતુ છેલ્લે તેમાં રાણાનો જય થયો. અજયસિંહ પિતાની આજ્ઞા પાળવામાં બદ્ધ થઇને ચિતોડનગર છોડીને ચાલ્યો ગયો. અને કેટલુંક લશ્કર લઈને કૈલવાડા પ્રદેશમાં ગયો. રાણાને હવે કંઈ ચિંતા નથી.—પિતૃલોકને પિંડ આપવાને માટે ઉપયુક્ત પાત્ર જીવતો રહ્યો છે, બાપાનો વંશ અનંત વિનાશથી મુક્ત થયો. હવે રાણા નિશ્ચિંત અને ત્રાસવગર રણસ્થલમાં પ્રાણ છોડવાને ઉત્સાહિત થઈ પડ્યો અને પ્રચંડશબ્દથી રણતૂર્ય વગાડીને પોતાના સર્દારોને પાસે બોલાવ્યા. આજે તે સર્દારો ઉન્મત્ત છે; સ્વદેહના ઉપર આસ્થા નથી,—પોતાના જીવનના ઉપર મમતા નથી; કિલ્લાનો દરવાજો ઉઘાડીને પોતાના અધિપતિની સાથે તેઓ પ્રચંડ વિક્રમની સાથે મોટી શત્રુસેનામાં કુદી પડ્યા. કેટલાક હતભાગ્ય યવનો તે કેટલાક રણોન્મત રજપૂતવીરની તરવારથી તૃણવત્ છિન્ન થઇ ગયા. પરંતુ સર્વ તે વૃથા ગયું? સાગરની પેઠે યવનના લશ્કરમાં કેટલાક રજપૂત પાણીના પરપોટા પ્રમાણે થોડીવારમાં વિલીન થઈ ગયા. ચિતોડપુરી આજે જીવવિનાની છે; આજે એ બીભત્સ શ્મશાનમાં થઈ ગઈ છે! એમાં અસંખ્ય શબદેહ જ્યાં ત્યાં પડેલાં છે, આજે એ સર્વ સ્મશાન નરશોણિતમાં ખરડાયલાં છે! કોઈના હાથ પગ કાપેલા છે; કોઈનું માથું ભાગી ગયું છે; કોઇ તો

યવનસૈનિકના તુંડના ઉપર પોતાના બિકટ દશન મૂકીને બીભત્સ-ભાવથી પડેલો છે! જાણે ત્યારે પણ જીવતો હોય; જાણે ત્યારે પણ ભીષણ પ્રતિહિંસા લેવાને માટે ઉન્મત્તભાવથી તેને ચાવવાને તૈયાર છે? આ હૃદય-સ્તંભન શ્મશાનનો ભયાનક દેખાવ સેકડો ગુણે વર્દ્ધિત કરીને યવનલશ્કર પિશાચની પેઠે ફરવા લાગ્યું! પિશાચમતિ અલ્લાઉદ્દીને તે જીવશૂન્ય ચિતોડ શ્મશાનને તાબે કર્યું? તાબે કર્યાં પછી પોતાની જીવનતોષિણી પદ્મિનીની શોધ કરવામાં ઉન્મત્તની પેઠે અહીંથી ત્યાં ફરવા લાગ્યો! હા મૂર્ખ? હજી પણ ભ્રમમાં પડ્યો છે? દુરાચાર હજીસુધી પણ પદ્મિનીની આશા ત્યાગ કરી શક્યો નથી!—પદ્મિની ક્યાં છે? રાક્ષસની ચિત્તવિમોહિની માનસ સરશિર પ્રફુલ્લસરોજિની સતી-સીમંતિની પદ્મિની ક્યાં છે? નૃશંસના-પાપિષ્ટના-નારકીના પૈશાચિક પીડનથી તે સતી-શિરોમણિ સુરસુન્દરીએ આજ જગત્સંસારને રડાવીને ચિતોડને શ્મશાનમાં લાવીને આ પાપ પૃથ્વી છોડી છે. જે ભીષણ સુરંગની પ્રચંડ ચિતામાં તે દેવ-કન્યાનું સજીવ પવિત્ર દેહ બળી ગયું છે, તે વેળાએ પણ તેનો ધુવાડો તે ગહ્‌વર-માંથી આગ્નેયગિરિના ધાતુનિઃસ્રવની પેઠે નીંકળતો હતો. તે ધુવાડો પવિત્ર છે-તે સ્વર્ગીય ઉપકરણથી પરિપૂર્ણ છે-તે સેકડો અનુપમ સૌન્દર્ય, સતીત્વ, ગુણગરિમાના પરમાણુ લઇને ઉચ્ચ સૌર લોકમાં જાયછે. તે ધુવાડાના સ્પર્શથી તે વિકટ સુરંગ તે શોચનીય દિવસથી પવિત્ર જાણીને ગણાઈ છે.

---

# ન્યાય પરાયણ.

## કુંભાજી.

રાજસ્થાનની મેવાડની જમીન વીરકુલની જનેતા છે, ત્યાંનો રાણો કુંભાજી ખરેખરો વીર પુરૂષ હતો. શત્રુના રાજ્યમાં કોઈ રીતથી જયનો વાવટો ઉડાડવો એ કંઈ ખરા વીરત્વનું લક્ષણ નથી. દેશકાળ પાત્રનો વિ-ચાર ન કરતાં જ્યાંત્યાં તરવાર ચલાવવી એ વીરત્વની ખરી ઓળખાણ નથી; ઈનસાફ અને ધર્મને એકકોરે મૂકીને પરાક્રમી શત્રુઓની સ્વતંત્રતા હરણ કરવી એ કંઈ ખરા શૂરપણાનું ચિન્હ નથી. જો કોઈ બળવાન મા-ણુસ એક બળવાન પક્ષનો અધિપતિ થઇને વગર હથિઆરના સામા પક્ષ-વાળાઓનો છુપીરીતે સંહાર કરે; કવખતે અવિચારથી જુલમ ગુજારીને સર્વત્ર ભય અને ત્રાસનું રાજ્ય ફેલાવવા માંડે, ઈનસાફનો ઉપદેશ કાન ઉ-પર ન ધરતાં હમેશાં માણસોના લોહીથી ચોતરફ પૃથ્વીને રંગિન કરી મૂકે,

તો અમે તેને ખરો વીર પુરૂષ ન કહેતાં જંગલી તથા ક્રૂર કહીશું. ખરા વીર પુરૂષો કદિપણ એવી દુર્બળતા દેખાડીને આગળ વધતા નથી. તેમનું હૃદય સર્વદા ઉચ્ચ ભાવથી પૂર્ણ રહેછે. તેઓ યુદ્ધની જગામાં જેવી વીરત્વની ઓળખાણ આપેછે, તેવીજ બીજી વખતે કોમળતા બતાવીને સઘળાઓને પોતાની તરફ પ્રીતિથી ખેંચેછે. કોઇપણ રીતથી તેઓની યોજના નકામી જતી નથી. ભયંકર વિઘ્ન વિપત્તિ આવી પડે તોપણ પોતે ધારેલી યોજનાને વાસ્તે ગેર ઈનસાફ અને ધર્મની અવગણના તેઓ કદિ પણ કરતા નથી. ખરા વીરપુરૂષો સર્વદા દૃઢ નિશ્ચયથી પોતાને સુશુદ્ધ રાખીને ધર્મ રક્ષા કરવામાં તત્પર રહેછે. મેવાડના રજપૂતો એવા વીર પુરૂષો હતા. તેઓએ જેવું વીરત્વ અને મનનું મોટાપણું દેખાડયું છે તેવું જુલમી પઠાણો અને મુગલોએ દેખાડયું નથી. શાહબુદ્દીન ઘોરીએ જો છળભેદ વાપર્યો નહોતતો સિંધુ નદીને કિનારે ક્ષત્રિયોના શોણિત (લોહી) સાગરમાં ભારતના સૌભાગ્યનો સૂર્ય એકદમ અસ્ત ન થાત; અકબરશાહે અંધારી રાત્રે છુપીરીતે પરાક્રમી જયમલ્લની હત્યા ન કરી હોતતો ચિતોડનું રાજ્ય એકાએક મુગલોના હાથમાં આવત નહિ અને ચિતોડની હજારો લાવણ્યવતી લલનાઓ (સ્ત્રીઓ) અગ્નિ-કુંડમાં પ્રાણ ત્યાગ કરત નહિ; ભારતવર્ષમાં ઘણાક વીરપુરૂષોએ પોતાના શૂરપણામાં એવાં કલંક લગાડયાં છે, પરંતુ રજપૂતના વીરત્વમાં ક્યાંઈપણ એવા કલંકની છાયા જોવામાં આવતી નથી. રજપૂત વીરોએ સર્વદા અકલંકિત ભાવથી પોતાની અતુલ વીરત્વવાળી કીર્ત્તિની રક્ષા કરી છે.

કૃતજ્ઞતા, આત્મસન્માન અને ભરોંસો એ રજપૂત વીરોના સઘળા ધર્મના પાયા છે. કોઈ રજપૂતને પૂછીએ કે, પૃથ્વીમાં સઘળા કરતાં મોટું પાપ શું છે? તો તે તરત જવાબ આપશે કે, "ગુણચોર" અને "સત્ચોર" એજ સઘળા કરતાં મોટાં પાપ છે. અકૃતજ્ઞ માણસનું નામ "ગુણચોર" અને વિશ્વાસ ઘાતકનું નામ "સત્ ચોર" છે. જેઓ ગુણચોર અને સત્ ચોર થાયછે તેઓ અનંત કાળ સુધી જમપુરીમાં દુઃખ ભોગવતા રહેછે એમ રજપૂતોનું માનવું છે. અમે મેવાડના એવી રીતના વીરપુરૂષના પવિત્ર ચરિત્રની વાતો લખીશું. વીરત્વની ભયાનક મૂર્ત્તિ અને માધુર્યની ખુબસુરત કાંતિ એકજ જગ્યાપર કેવી રીતે રહેછે, તે આ વાત ઉપરથી જાણવામાં આવશે.

કુંભાજી ૧૪૧૯ ઈસવીસનમાં મેવાડની ગાદીએ બેઠો. સાહસ પરાક્રમ અને રાજનીતિમાં આ રજપૂતવીર મેવાડના ઈતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ થયો છે. કુંભાજી ઘણુંકરીને પચાસ વર્ષ મેવાડની ગાદી ઉપર રહ્યો.

તેટલા વખતમાં તેણે ઘણુંક ઉત્તમ કામ કર્યો છે, પરંતુ તે હમેશાં શાંતિથી રહી શક્યો નથી. દેશની સ્વતંત્રતા રેહેવાને માટે તેને એક પરાક્રમી શત્રુની સાથે લઢાઈ કરવી પડતી હતી. ખિલજી વંશીય રાજાઓનું પરાક્રમ ઓછું થતું આવતું હતું તેથી કેટલાંક મુસલમાન રાજ્ય દિલ્લીના બાદશાહની આધીનતા તોડીને સ્વતંત્ર થયાં હતાં, અને તેમાં માળવા અને ગૂજરાતના સુબા આગેવાન હતા. જ્યારે કુંભાજી મેવાડની ગાદી ઉપર બેઠો ત્યારે માળવા અને ગૂજરાતના અધિપતિ વિશેષ પરાક્રમશાળી હતા. ૧૪૪૦ ઈસવીસનમાં આ બે સરદારોએ એકઠા થઇને ઘણાક લશ્કરની સાથે મેવાડને ઘેરો ઘાલ્યો. આ વખતે કુંભાજી એક લાખ સૈન્ય અને ચઉદસો હાથી લઇને સ્વદેશની રક્ષા કરવાને વાસ્તે તૈયાર થયો. માળવાના વિસ્તીર્ણ પ્રાંતમાં બંને પક્ષમાં મોટું યુદ્ધ થયું. તેમાં કુંભાજીના શત્રુઓનો પરાજય થઇ વીરભૂમિ મેવાડની સ્વતંત્રતા અટલ રહી. છેવટે માળવાનો અધિપતિ કુંભાજીનો બંદીવાન થયો. આ વખતે મહાવીર કુંભાજીના પવિત્ર ચરિત્રનું સૌન્દર્ય પ્રકાશ થયું. તે વીરધર્મ અને વીરપદ્ધતિના અનુસારે યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો, વિજય-લક્ષ્મીનો પ્રસાદ ભોગવવાની આશાથી અતુલ પરાક્રમથી લડ્યો હતો, અને તેમાં તે ફતેહ પામ્યો હતો; તોપણ તેથી મદાંધ નહિ થતાં વીરધર્મનું માન રાખ્યું. તેણે ખરા વીર પુરૂષના પ્રમાણે પરાજિત (હારેલા) અને તાબે થયેલા શત્રુના સન્માનની રક્ષા કરી તેને બંદીવાનની હાલતમાંથી છોડ્યો એટલુંજ માત્ર નહિ, પરંતુ ઘણુંક ધન આપીને તેના સ્વરાજ્યમાં કુશળક્ષેમ મોકલી દીધો. વીરપુરૂષનું ચરિત્ર એવું મહાન અને ઉદારતાથી પૂર્ણ હોયછે.

---

## ન્યાયવીર.

### રાયમલ્લ.

મેવાડના અધિપતિ રાયમલ્લનું ચરિત્ર દેવભાવથી પૂર્ણ હતું. આ દેવભાવે આજસુધી મેવાડના ઈતિહાસને ઉજ્જવલ કરી રાખ્યો છે. તેણે સ્વાર્થત્યાગનો મહાન ઉદ્દેશ પાળ્યો છે, વંશની પવિત્રતા રક્ષાને માટે સ્થિર પ્રતિજ્ઞા દેખાડી છે, અને હૃદયની તેજસ્વિતાના બળથી પોતાના વીરપણાનું સન્માન કાયમ રાખ્યું છે. ડિમસ્થિતિસ્ અદ્વિતીય વક્તા ન થઇ શકે, વાલ્મીકિ અદ્વિતીય કવિની ખ્યાતિ ન મેળવી શકે, હઉવર્ડ અદ્વિતીય હિતૈષી તરીકે સંમાનિત ન થઈ શકે, પરંતુ રાયમલ્લ તેજસ્વિઓમાં અદ્વિતીય થશે ને થશે. રાયમલ્લ પ્રમાણે કોઈ પણ પોતાનું લોકાતીત મહાપ્રાણતાનું ઉદાહરણ બતાવી શક્યા નથી. અને રાયમલ્લ પ્રમાણે કોઈ પાપના રાજ્યમાં પુણ્યની જ્યોતિ ફૂંકીને પોતાના મહત્વની ઓળખાણ આપવાને સમર્થ થયા

નથી. જગતના ઇતિહાસે આજસુધી બીજી કોઈ જગ્યા ઉપર એવા બનાવનું એક ઉદાહરણ દેખાડયું નથી. રોમના બ્રુનસે અપરાધી પુત્રને ઘાતકના હાથમાં સોંપીને જગતની આગળ સ્વાર્થ-ત્યાગ અને ન્યાય બુદ્ધિનો મહાન ભાવ દેખાડયો છે; પણ મેવાડના રાયમલ્લે અપરાધી પુત્રને મારનારનું સન્માન કરીને એના કરતાં પણ વધારે ઉચ્ચભાવની ઓળખાણ આપી છે.

ચારસેંથી કેટલાંક વધારે વર્ષ ઉપર વીરભૂમી રજપૂતાનામાં એક લાવણ્યવતી અપૂર્વ યુવતી યુદ્ધ વેશમાં વગર ભયથી તીરના પ્રમાણે ઘોડો દોડાવતી કોઇ ઠેકાણે જતી હતી. એ તરૂણીની તે વેળાની ભયાનક અને મધુર મૂર્ત્તિ ચારે બાજુએ એક અપૂર્વ વિકાશ કરતી હતી. દૂરથી એક ક્ષત્રિય જુવાને આ મોહિની કાંતિ જોઈ. એ જુવાન પણ ઘોડા ઉપર બેઠેલો અને યુદ્ધવેશ સજેલો હતો. ઘોડા ઉપર બેઠેલી યુવતીનું અનુપમ સૌંદર્ય અને ઘોડો ચલાવવાનું અપૂર્વ કૌશલ્ય જોઈને તે અજાયબ થયો. આ સ્થિર સૌદામિનીએ ( વીજળીએ ) તે જુવાનના હ્રદયની આશા નિરાશાને મોટું યુદ્ધ કરાવ્યું અને તેના આઘાત પ્રત્યાઘાતથી તે અધીરો થઈ ગયો. વાંચનારાઓ! આ વાર્ત્તાની ભૂમિકા નથી, લીલામયી કલ્પનાનો પૂર્વભાસ નથી, પણ એ ઈતિહાસની વાત છે. આ જુવાન અને જુવતી કોણ હતાં? મેવાડના ક્ષત્રિય કુલ સૂર્ય મહારાજ રાયમલ્લનો નાનો કુંવર જયમલ્લ હતો, અને વીજળીના જેવી ચંચલ ઘોડા ઉપર બેસનારી ટોડાના અધિપતિ રાઓ સુરતનની કુંવરી તારાબાઈ હતી. બાપારાઓનો વંશજ આજ આ યુદ્ધ વેશ ધારિણી લાવણ્યમયી ભયંકરી મૂર્ત્તિના લાવણ્ય સાગરમાં મગ્ન થયો છે.

મહારાજાધિરાજ રાયમલ્લનો પુત્ર, તારાબાઈના પાણીગ્રહણનો અભિલાષી થયો, પણ રાઓ સુરતને એકદમ તેની આશા ફલવતી કરી નહિ. વીરભૂમિ રજપૂતાના એ કંઈ ગૂજરાત જેવો દેશ નથી. રજપૂત વીર ગૂજરાતીના જેવાં પાત્ર શોધતા ફરતા નથી. હાલના ગૂજરાતીના પ્રમાણે ધનવાન જડપિંડવત્ અકર્મણ્ય પુત્ર બી'એ, એમ, એ. ઉપાધી ધારી વિલાસી જુવાનો મળ્યાથીજ રજપૂત વીર ખુશીમાં ગળી જતા નથી. લિલ્લા નામનો એક પરાક્રમી પઠાણ રાઓ સુરતનને દેશમાંથી બહાર કાહાડીને ટોડા સ્વાધીન કરી બેઠો હતો. તેથી સુરતન દેશનિકાલ થઇને કન્યારત્નની સાથે મેવાડના રાજ્ય માંહેલા વેદનોરમાં આવીને રેહેતો. સુરતનની પ્રતિજ્ઞા હતી કે, જે કોઈ બાહુબળથી ટોડા જીતી શકે તેને વિધાતાની અપૂર્વ બનાવટ તારાબાઈ પરણાવીશ. એ પ્રતિજ્ઞા રજપૂતને ઉચિત છે. જેઓ વસુંધરાને વીરભોગ્યા જાણીને લેખેછે તેને આ પ્રતિજ્ઞા વાકય વીરપુરૂષના મ્હોડે શોભા પમાડેછે. જયમલ્લ રાય સુરતનની દુહિતા-રત્નનો

અભિલાષી થઈને ટોડા જીતવા નીકળ્યો. પઠાણની સાથે તેને ઘોર યુદ્ધ થયું, પરંતુ સુરતનની પ્રતિજ્ઞા પાર પાડી શક્યો નહિ; મતલબ કે પરાજિત થઇને તે પાછો આવ્યો. એ પ્રમાણે પઠાણના પરાક્રમથી હાર્યો છતાં પણ તેના હૃદયમાં કલંકની કાળાશનો સંચાર થયો નહિ. યુદ્ધસ્થલમાં દેહ ત્યાગ કરવો તે એ ફરજ સમજ્યો નહિ. તેના હૃદયમાં તારાની મોહિની મૂર્ત્તિ જાગી રહી હતી, તેથી હારીને આવ્યા છતાં પણ નગુણા ભાવથી વેદનોરમાં આવીને વગર શરમાયે તે લાવણ્યમયી લલનાને મેળવવામાં ગુંથાયો. આ અપમાન રાઓ સુરતન સહન કરી શક્યો નહિ તેણે જયમલ્લની હત્યા કરીને પોતાના વંશના સન્માનની રક્ષા કરી, રજપૂતની તરવાર રજપૂત કલંકની છાતીમાં લાલ થઈ.

આસતે આસતે મેવાડમાં આ ખબર ફેલાઈ અને ઘેરેઘેર એ વિષે વિચાર થવા લાગ્યા; પણ એવી ભયાનક ખબર મહારાજ રાયમલ્લને કોણ સંભળાવે? સઘળાઓ વિચાર કરવા લાગ્યા કે, હવે સુરતનને બચવાનો ઉપાય નથી. રાયમલ્લનો સર્વથી મોટો પુત્ર નાનાભાઈના પરાક્રમથી છુપો રહેછે; બીજો પુત્ર ઉદ્ધતાઇના આરોપથી પિતાના હુકમથી દેશનિકાલ થયો છે; કેવળ એક જયમલ્લજ પિતાનો હૃદય-રંજન હતો. આજ તે હૃદય-રંજન પુષ્પ કરમાઇ ગયું! આજના દારૂણ શોકના આઘાતથી મહારાજ રાયમલ્લ વિકલ થશે, તેને કોણ સુસ્થિર કરશે? મેવાડના રજપૂતો એ પ્રમાણે વિચારીને મુઝાતા હતા, પરંતુ ઘણીવાર સુધી એ વાત છુપી રહી નહિ. કોઈ પ્રકારે મહારાજ રાયમલ્લને કાને તે ગઈ. રાયમલ્લે ધીરજની સાથે સઘળું સાંભળ્યું. પછી એકાએક તેની ધીરતા જતી રહી; અકસ્માત તેનાં ભવાં વક્ર અને બંને આંખ લાલ થઈ ગઈ. પ્રાણાધિક પુત્રના શોચનીય પરિણામથી તે ગભરાયો નહિ. તેણે ગંભીર સ્વરથી કહ્યું કે "જે કુલાંગાર પુત્ર પિતાનું સન્માન એવી રીતે નાશ કરવાને તૈયાર થયો. તે એવીજ શિક્ષાને પાત્ર છે. સુરતને એ કુલાંગારને જેટલી જોઈએ તેટલી શિક્ષા આપીને ક્ષત્રિય લાયક કામ કર્યું છે." એ પ્રમાણે કહીને રાયમલ્લે પોતાના પુત્રને મારનાર રાઓ સુરતનને ક્ષત્રિય કુલને લાયક સન્માન આપવા સાથે વેદનોરનું રાજ્ય આપ્યું.

મહાવીરનું ચરિત્ર એવું ઉચ્ચ ભાવથી પૂર્ણ હોય છે. ખરો વીર એવી મહા પ્રાણતા અને તેજસ્વિતાથી અલંકૃત હોય છે. આ મહાપ્રાણતા અને આ તેજસ્વિતાનું યથાયોગ્ય સંમાન કરી શકે એવા આજે આ વિશાળ ભારતમાં કેટલા ખરા કવિ તથા ખરા ઐતિહાસિક છે? અને શું ચારણો અને ભાટો આવા ગૌરવના ગીતો ગાઈને હમેશ સુતેલા ભારતને જગાડશે નહિ

# રમણી-શૌર્ય.

## તારાબાઇ.

ઈસવી સન ૧૪૭૪ માં રાયમલ્લ મેવાડના સિંહાસનઉપર બેઠો. અસાધારણ વીરત્વમાં અને પવિત્ર ચરિત્રના બળથી એ રજપૂત ભૂપતિ રાજસ્થાનના ઈતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે. સંગ્રામસિંહ, પૃથ્વીરાજ અને જયમલ્લ નામના એના ત્રણ પુત્ર હતા. તેમાંથી પોતાની ઉદ્ધતાઇથી પૃથ્વીરાજ પિતાની આજ્ઞાથી દેશાંતરિત થયો હતો. બીજા બે પુત્ર પિતાની પાસે હતા. પરંતુ થોડાકાળ પછી નાના પુત્રનું આયુષ્ય પૂર્ણ થયું. જયમલ્લ ક્ષત્રકુળના અગૌરવ–કર કામમાં લાગ્યાથી એક તેજસ્વી ક્ષત્રિયની તરવારથી મરણ પામ્યો.

શોલંકીવંશમાંના રાવ સુરતનના અસ્ત્રાઘાતથી જયમલ્લનું મરણ નીપજ્યું. અવૈધ ઉપાયથી પવિત્ર રાજસ્થાન–કુસુમ સુંદરી તારાબાઈના પાણિ–ગ્રહણમાં ઉદ્યત થવાથી તેને આવી રીતની સજા થઈ છે. પરાક્રમી રાયમલ્લે ક્ષત્રકુલ–કલંક પુત્રના હત્યાકારીને યોગ્ય રીતનું ઇનામ આપ્યું છે. સુરતનને મેવાડના અધિપતિના પુત્રનો વધ કરીને રાજ પ્રસાદસ્વરૂપ વેદનોરનું શેહેર મળ્યું છે.* ધીરે ધીરે એ વાત ચો તર્ફ ફેલાઈ. ક્રમે ચારણો આ અપૂર્વ કાહાણી સુમધુર ગીતમાં જોડીને નાના સ્થાનમાં ગાતા ફરવા લાગ્યા. એ ક્રમેકરીને પૃથ્વીરાજે એ વાત સાંભળી. તેના નાના ભાઈએ જે વિષય લાભ કરવા જતાં પ્રાણ ગુમાવ્યો, તે મેળવવાને તૈયાર થયો. પૃથ્વીરાજે વેદનોરમાં આવીને રાવ સુરતનની આગળ પ્રતિજ્ઞા કરી કે તે ટોડા અધિકાર કરીને રાવ સુરતનને એનું આધિપત્ય આપશે. જો એ પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય, જો તેના બાહુબળથી પઠાણો પરાજય સ્વીકાર ન કરે તો કદીપણ ખરા ક્ષત્રિય કહીને ઓળખાણ આપશો ના.

તેજસ્વિની તારાબાઇએ તેજસ્વી પૃથ્વીરાજના અસાધારણ સાહસ અને પરાક્રમની વાત પ્રથમથી સાંભળી હતી. હમણાં એ અસાધારણ સાહસી અને પરાક્રમશાલી યુવકને આવેલો જોઇને તારાબાઈએ તેની અર્દ્ધાગભાગિની થવાનો સંકલ્પ કર્યો. તરત યુદ્ધની તૈયારી કરવા માંડી. તે વેળાએ તારાબાઇ પિતાની અનુમતિ લઇને પૃથ્વીરાજની સાથે લઢાઈમાં જવાને તૈયાર થઈ.

---

* આની પહેલા રાયમલ્લનું વીરત્વ જોવું.

મોહોરમના દિવસ છે, ધર્મરત મુસલમાનો સંયતભાવથી પોતાના ધર્મપ્રમાણે કામમાં લાગ્યા છે. ટોળાબંધ મુસલમાનો શોકસંગીત ચોતર્ફ ગાયછે. પૃથ્વીરાજ, એ દિવસે તારાબાઈ અને પાંચસો સ્વાર લઈને ટોડા અધિકાર કરવાને નીંકળ્યો. સર્વે ટોડામાં આવીને જોય છે તો મોહોરમના તાબુતો ચોકમાં આવેછે. એ જોઈને પૃથ્વીરાજ સ્વારોને છેટે રાખીને તારાબાઇ અને પોતાના હમેશાના બંધુ સેનગડાધિપતિને સાથે લઈને તે તાબુતના લોકોની સાથે જવા લાગ્યો. એ વખતે તાબુત પઠાણ રાજલિલ્લાના મેહેલની પાસે આવ્યા હતા. લિલ્લો તાબુતની સાથે જવાને માટે પોશાક પેહેરતો હતો, તે વખતે એકદમ ત્રણ અપરિચિત સ્વારને તાબુતની સાથે જોઈને લોકો એ વિષય પૂછેછે એટલામાં પૃથ્વીરાજ અને તારાબાઈએ ફેંકેલાં બાણ તેની છાતીમાં ગોચાયાં, તેથી પઠાણરાજ અચેત થઇને મેહેલની નીચે પડી ગયો. ત્યારપછી તેને ચેતના આવી નહિ. આ આકસ્મિક વ્યાપાર જોયાથી સમસ્ત પઠાણો ભય કરીને ગડબડ મંચાવવા લાગ્યા. એવામાં બંને વીરપુરૂષો અને વીરબાલા એ ઘોડો દોડાવીને નગરના દરવાજા ઉપર આવ્યા. એ વખતે એક પ્રકાંડ હાથી તેઓનો જવાનો રસ્તો રોકીને ઉભો હતો. તેથી તેજસ્વિની તારાબાઈ કંઈપણ કર્ત્તવ્ય-વિમુખ થઈ નહિ. તેણે વિપુલસાહસથી પોતાની તરવારથી હાથીની શુંડ છેદન કરી નાંખી. તેથી હાથી દુઃખથી અધીરો થઇને ભાગવા લાગ્યો. વીરબાલાના અસાધારણ વીરત્વથી બંધ દરવાજાને ખોલ્યા. સર્વે અગ્રસર થઇને પોતાના સ્વારોની સાથે મળી ગયા.

તરત આફગાનો ટોળાબંધ થઇને લઢાઈમાં પ્રવૃત્ત થયા. પરંતુ તેઓ રજપૂત સૈન્યનું પરાક્રમ સહન કરી શક્યા નહિ. તારાબાઈએ એ યુદ્ધમાં ઘણું પરાક્રમ બતાવ્યું. તે ઘોડા ઉપર વિદ્યુતવેગથી વિપક્ષ દલમાં પ્રવેશ કરીને પોતાની શત્રુસંહારિણી શક્તિની ઓળખાણ આપવા લાગી. એ મહાશક્તિથી પઠાણો પરાજિત થયા. તેમાંથી ઘણાકો યુદ્ધક્ષેત્રમાંથી ભાગી ગયા. ઘણાકો યુદ્ધક્ષેત્રમાં વિપક્ષિયોના અસ્ત્રાઘાતથી જખમી થઇને અનંત નિદ્રામાં સુતા, ત્યારપછી ટોડામાં પાછો રજપૂત વિજયનો વાવટો ઉડવા લાગ્યો. તેથી વીરપુરૂષની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. પૃથ્વીરાજે રાવ સુરતનને ટોડાનું આધિપત્ય આપ્યું. સુરતન પોતાની કબુલાતમાં ઉદાસીન થયો નહિ. તેણે યથાવિધાનથી તારાબાઈને પૃથ્વીરાજના હાથમાં અર્પણ કરી. સુંદરે સુંદર મિલન થયું. તેજસ્વિની બાલા તેજસ્વી વીરપુરૂષની ભાર્યા થઈને પવિત્ર રાજસ્થાનનું ગૌરવ વધારવા લાગી.

પૃથ્વીરાજ મેવાડમાં આવીને નવ પરિણીતા વનિતાની સાથે કમલમીરના મેહેલમાં રહેવા લાગ્યો. ત્યારપછી તેણે ઘણીકવાર લડાઈ કરી હતી.

એ સર્વ લઢાઇમાં તારાબાઈ તેને ઉત્સાહિત કરતી હતી. વીરરમણી સર્વદા પોતાની તેજસ્વિતા દેખાડીને વીરભૂમિ મેવાડના ગૌરવની રક્ષા કરતી. પરંતુ દંપતી ઘણોકાળ સુધી આ નશ્વર સંસારમાં એકત્ર રહી શક્યાં નહિ. દુરંત શત્રુ એઓને પાર્થિવ સુખમાં હરકત નાંખવા લાગ્યા. સિરોહીરાજ પ્રભુ-રાવની સાથે પૃથ્વીરાજની બહેનનો વિવાહ થયો હતો. સિરોહીપતિ સ્ત્રીની સાથે સારો વ્યવહાર કરતો નહોતો. એ વાસ્તે પૃથ્વીરાજે સિરોહીમાં જઇને પ્રભુરાવને શાસન કરવાને તેણે બહેનના જોડા માથે લેવડાવ્યા. ક્ષત્ર-કુલાંગાર પ્રભુરાવ એ અપમાનનો બદલો લેવાને માટે પોતાનો ચિરંતન પવિત્ર ધર્મથી વિચ્યુત થવામાં સંકુચિત થયો નહિ. તેણે ચાર પાંચ દિવસ સુધી ઘણી મેહેમાનદારી કરી જ્યારે તે નીંકળવાનો હતો ત્યારે તેને રસ્તામાં ખાવાને માટે લાડુમાં ઝેર મેળવીને આપ્યા તે વિષય પૃથ્વીરાજ કંઈ જાણતો નહોતો. તે ઝેરવાળા લાડુ લઈને ઘરની તર્ફ જવા નીંકળ્યો. છેટેથી કમલમીરનો મેહેલ જોવામાં આવ્યો ત્યારે પૃથ્વીરાજ ખુશીની સાથે તે ઝેરવાળા લાડવા ખાવા લાગ્યો. ખાઇ રહ્યા પછી ધીરે ધીરે તેનું શરીર અવશ થયું. મમાદેવીના મંદિરની પાસે આવ્યાથી તેનાથી વધારે ચલાવ્યું નહિ. તેથી તે સમજ્યો કે તીવ્ર ઝેર તેના શરીરમાં પ્રવેશ થયું છે. મૃત્યુ પાસે આવેલું જોઇને પૃથ્વીરાજે તારાબાઈને ખબર મોકલી. પરંતુ તારાબાઈ આવવાની પહેલાં તેનો પ્રાણ.—વાયુ ચાલ્યો ગયો. તારાબાઈએ આવીને જોયું તો પ્રિયતમસ્વામી આ લોકમાંથી વિદાય થયો છે. તે વેળાએ તેની સાથે પરલોકમાં જવાને તૈયાર થઇ. તરત ચિતા ખડકાવવાની આજ્ઞા કરી. પતિ પ્રાણરમણીએ તે ભવાની મમાદેવીના પવિત્ર મંદિરની પાસે પોતાના આદરના ધનને ખોળામાં રાખીને ધીરભાવથી જ્વલંત આગમાં આત્મ-વિસર્જ્જન કર્યું.

---

## વીર રમણી વીરા.

અકબર બાદશાહે એ વખત ચિતોડને ઘેરો નાંખ્યો હતો. પરંતુ ફેરિસ્તાના ગ્રંથમાં તેનું એક વખત ઘેરો નાખવાનું વૃત્તાન્ત જોવામાં આવેછે. જે વખતે તેની મોટી દૈષની આગમાં ચિતોડનું સર્વ નાશ થયું હતું તે વખતની ચઢાઈનું વર્ણન તેમાં છે. પરંતુ જે વેળાએ તે પરાજિત અને નિરાશ થઈને રણમાંથી ભાગી ગયો હતો, તે વેળાનું વર્ણન તેના ગ્રંથમાં જોવામાં આવતું નથી. માલમ પડેછે કે પરાજયરૂપ અપમાનથી પોતાના રાજ ચક્રવર્તીને બચાવવાને માટે મુસલમાન ઈતિહાસ કરનારે તેનું વર્ણન કર્યું નથી. ભાટના ગ્રંથોમાં વર્ણન કર્યું છે કે, તેજ પ્રથમની અકબરની ચ-

ઢાઈ હતી. ઉદયસિંહની વીરા ઉપપત્નીના વિક્રમ અને બલથી દિલ્હીશ્વરની તે ચઢાઇમાં પાર પડ્યો નહોતો. અકબરબાદશાહ પોતાની જીતનારી સેનાને સાથે લઈને ગર્વથી ચિતોડમાં આવ્યો. કાયરપુરૂષ ઉદયસિંહ પહેલા તેની ચઢાઈને રોકવાને હિમતવાન થયો નહિ; પરંતુ સર્દારોના ઉત્તેજનથી અને રાજ્યભ્રષ્ટના ભયથી છેલ્લીવારે અકબરની સામે થયો. હૃદયમાં હિમ્મત નહોતી-પ્રતિજ્ઞા કરી નહોતી.—દૃઢતા નહોતી; ત્યારે તે કોની મદદથી તે મોગલવીરની ચઢાઈને રોકી શકે? તેના લશ્કરે ઘણીવાર સુધી અકબરના પરાક્રમી લશ્કરની સાથે લઢાઈ કરી; પરંતુ જે તેઓનો રાજા-અધિનાયક, તેનો ઉત્સાહ અને ઉત્તેજન ન મળ્યાથી તેઓ કોને માટે કયા બલથી લઢાઈ કરી શકે? તેથી સર્વે રણમાં ભંગ કરીને લઢાઈના મેદાનમાંથી ભાગી ગયા. હતભાગ્ય ઉદયસિંહ વિજયી અકબરના હાથમાં સપડાયો. મોગલ બાદશાહ તેને બંદીવાન કરીને પોતાની છાવણીમાં લઇ ગયો. મેવાડનો અધિપતિ મુસલમાનના હાથમાં બંધ થયો,—વીરજનની મેવાડ ભૂમિને મોઢે કલંકની રેખા અંકિત થઈ! મેવાડમાં એવું કદી થયું નથી, આજે કાયરપુરૂષ ઉદયસિંહથી તેવું થયું! એ કંઇ સામાન્ય ખેદનો વિષય નથી. ઉદયસિંહ દુશ્મનના હાથમાં બંદીવાન થયો, રાજપરિવારમાં મોટી ગડબડ મચી રહી. કેવીરીતે તેનો છુટકો થાય તે વિષય કોઈને કંઇ પણ વિચાર સુજતો નહોતો. સર્દારો તેને છોડાવવાને માટે કંઇપણ વ્યગ્રતા પ્રકાશ કરતા નહોતા. તેથી ચિતોડ સંપૂર્ણ નિઃસ્પૃહ અને નિસ્તેજ જાણીને ઓળખાતું! તે નિઃસ્પૃહ અને નિસ્તેજભાવ જોઇને ઉદયસિંહની ઉપપત્નીનું હૃદય ઘણું અભિમાનમાં અને ક્રોધથી ગરમ થયું. ચિતોડ શું આજે વીરવગરનું છે? વીરપુરૂષોને ઉત્પન્ન કરનાર મેવાડની ભૂમિએ શું આજે પોતાનું સઘળું તેજ ગુમાવ્યું છે? હમણાં જે અસંખ્ય જીવ ચિતોડમાં રહેછે તેઓ શું નિર્જીવ છે?—તેઓ શું શીથીળમાંસના લોચા છે? ક્ષત્રિય સ્ત્રીઓએ શું અચેતમાંસના લોચાનો પ્રસવ કર્યો છે? ક્ષત્રિયોની હિંમત, વીરપણું, તેજસ્વિતા, અને આત્માભિમાન એકીવારે આ લોકમાંથી ચાલ્યું ગયું? નહિ તો પોતાની આંખે પોતાના રાજાનું અવમાન અને કેદખાનામાં બંધ જોઈને કયા પ્રાણથી નિશ્ચિંત નિઃસ્પૃહ, નિર્જીવ થઈ રહ્યા છે? એવો વિચાર કરી વીરરમણીએ મોટા આવેશમાં અને જિઘાંસામાં ઉન્માદિત થઈને કોમળ શરીરમાં સખ્ત લોઢાનું બખતર પેહેર્યું અને હાથમાં ધનુર્બાણ ને તરવાર લઈને ઘોડાઉપર બેસીને લઢાઈના મેદાનમાં ગઈ. અને ચિતોડનો નિર્જીવ અને નિઃસ્પૃહભાવ દૂર કરીને રજપૂત સેનાને નવા ઉત્સાહમાં ઉત્સાહિત કરીને કાયરપુરૂષ ઉદયસિંહની વીરા ઉપપત્ની લશ્કરની સાથે

મુગલની છાવણીની સામે ભીમબલથી ઉભી રહી; તેના હાથના પ્રચંડ-ભાલાના આઘાતથી અને બાણના ફેંકવાથી ઘણુંક યવનલશ્કર મરી ગયું. થોડી લઢાઈ થયાપછી યવનો પછવાડે ભાગવા માંડ્યા. રૂદ્રચંડા રજપૂત સ્ત્રી વધારે ઉત્સાહિત અને વિક્રમની સાથે ભગાડવા લાગી અને ધીમે ધીમે અકબરના પ્રધાન સેનાપતિની તર્ફ જવા લાગી. વીરનારીની અદ્‌ભુત વીરતા જોઇને મુગલબાદશાહ સ્તંભિત અને અજાયબ થઈ ગયો. અને છેલ્લે નાનાપ્રકારની નુકશાન થવાની શંકા કરીને લશ્કરની સાથે લઢાઈના મેદાનમાંથી જતો રહ્યો. રમણીની લઢાઇમાં આજે ભારતવર્ષના બાદશાહનો મુગટ મુગલવીર અકબર હાર્યો. રમણીના બલથી આજે વિજયિની મુગલસેના ભાગી ગઈ. એ રજપૂત વીરરમણીના વીરત્વોચ્છાહનું એક જ્વલંત ઉદાહરણ છે !

---

## રજપૂત વીરોનું વીરત્વ અને અકબરથી જયમલની હત્યા.

અકબર મેવાડનો સર્વ નાશ કરવાને માટે પ્રતિજ્ઞાબદ્ધ થઇને ચિતોડ જીતવાને આવ્યો તે વેળાએ રાજધર્મશૂન્ય, અકર્મણ્ય ઉદયસિંહના હાથમાં મેવાડનો શાસન–દંડ સમર્પિત થયો હતો બાપા, સમરસિંહ, હમીર વગેરે રાજનીતિજ્ઞ અને શાસ્ત્રવિત્ રાજાઓ જે શાસન દંડ ચલાવતા હતા. આ વખત તેઓ સુદક્ષ અને કામ કરવામાં કુશલ હોવા છતાં રાજ ચલાવવું એ મોટું કામ જાણીને સર્વદા સાવચેત રહેતા, પણ આજે અકર્મણ્ય ઉદયસિંહ તે કામને ઘણું સહેલું અને જલદી થવાવાળું અનુમાન કરતો હતો; તેથી મેવાડના દુઃખના ઢગલા ઘણા પરિપૂર્ણ થઇ પડયા હતા. શિશોદીય કુલની અધિષ્ઠાત્રી દેવીએ નિશ્ચય કર્યો હતો કે, બાપારાવનો વંશ જ્યાંસુધી તેની આજ્ઞા પાળશે, ત્યાંસુધી તે કોઈ રીતે ચિતોડને છોડી જશે નહિ. બાપારાવના વંશજ આજ સુધી તેની તૃપ્તિનેમાટે વગરઅચકાવે પોતાનું લોહી આપતા હતા; તેથી મહાદેવીની પણ પ્રતિજ્ઞા યથાયથ પળાતી હતી. સ્વદેશની સ્વાધીનતા રક્ષાનેમાટે ગિહલાટ રાજાઓએ જે અદ્‌ભુત પ્રાણાર્પણનું જ્વલંત ઉદાહરણ દેખાડ્યું હતું, તેનો વિચાર કર્યાથી કોના ત્દ્દયમાં અજાયબી નથઇ શકે ? તે જાણીને કોણ ચિતોડની સ્વાધીનતારૂપ તે ભગવતી ચતુર્ભુજા દેવીની સામે પ્રાણ-વિસર્જ્જન કરવાને આગળ ન પડે ? પહેલું ઉદાહરણ–તે જ્વલંત ઉદાહરણ–તે દિવસનું છે જે દિવસે હિંદુદ્વેષી કઠોર ત્દ્દયવાળા અલાઉદ્દીનના પ્રચંડ દ્વેષરૂપી આગના સ્પર્શથી સોનાનું

ચિતોડ રાખ થઈને સ્મશાન જેવું થયું હતું, તે દિવસે-તે દુર્દિવસે-બાર રાજકુમારોએ આત્મહૃદયનું લોહી આપીને ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની તરસ નિવારણ કરી હતી તેથી વીરવર બાપારાવનું લાલરંગનું નિશાન પાપી મુસલમાનના ગ્રાસથી રક્ષાયું હતું! તે દિવસ ચિતોડનો કેવો ગૌરવવાળો ખરાબ દિવસ હતો! રજપૂત વીરત્વોચ્છ્વાસનો કેવો અતુલનીય મહાયોગ હતો! ત્યાર પછી બીજીવાર જે દિવસે મેવાડના દક્ષિણ સીમાવાળા પર્વતોને ઓલંગીને બાજ બાહાદૂરની વિજયિની સેના અનંત સાગરોચ્છાસની પેઠે પ્રચંડ વેગે મેવાડના હસ્તા મેદાનમાં આવી પોહોચી. તે દિવસે બાપારાવના બીજાવંશના વીરવર વાઘજીએ પ્રાણાર્પણ કરીને પ્રદીપ્ત ઉદાહરણ દેખાડીને ભગવતી ચતુર્ભુજાની સખ્ત આજ્ઞા પાલન કરી હતી. પરંતુ આ ત્રીજીવાર ચિતોડના ભયાનક દુ:ખની વેળાએ શિશોદીય કુલના આ અનિવાર્ય નિદારૂણ અધ:પતનની વેળાએ બાપારાવના કોણ વંશજ પ્રાણાર્પણને દ્વારે ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની તૃપ્તિ કરશે! કયા વીરના હૃદયનું લોહીપીને તૃપ્ત થઈને ભગવતી ચામુંડા આજે ચિતોડની રક્ષા કરશે? કોઈપણ આવ્યા નથી, કોઈપણ તે ભયાનક રણસ્થળમાં આવ્યા નથી; શું થશે? શું તેનો કંઇ ઉપાય નથી? તેથી શું ચિતોડનું શોચનીય ભયાનક અધ:પતન થયું? ચિતોડનો સ્વાધીનતાસૂર્ય હમેશાંનેમાટે અસ્તમિત થયો? તે મોહ આપવાવાળી મહામાયા કયાં ચાલી ગઈ? તે ગઈ નથી. જુઓ તે આવેછે.

અકબરના આવ્યાથી કાપુરૂષ ઉદયસિંહ ચિતોડ છોડીને ભાગી ગયો પરંતુ તેને લીધે ચિતોડ રક્ષક વગરનું નહોતું. ચિતોડનો કુલાંગાર અધીશ્વર ચિતોડ છોડીને ગયો ખરો; પરંતુ ચિતોડના પવિત્ર નામની એવી મોહિની માયા છે કે, ક્યાંહીથી સાહસિક અને વિક્રમશાલી અસંખ્ય વીર ચિતોડ રક્ષાનેમાટે ઉઘાડી તરવાર હાથમાં લઇને યવનની સામે લઢવા આવ્યા. જાણે કોઈ અદૃશ્ય દેવતા મૃતસંજીવન મંત્રના બળથી ચિતોડના પતિત વીરોના રાખના ઢગલામાંથી પાછા અસંખ્ય વીરની સૃષ્ટિ કરવાની તજવીજમાં હોયની! રાજસ્થાનના ભિન્ન ભિન્ન નગરમાંથી સર્દાર અને સામંતો પોતપોતાનું લશ્કર લઈને ચિતોડના ભિન્ન ભિન્ન સ્થાનની રક્ષા કરવા ઉભા. સહિદાસ ચંદાવત્ વંશીય ઘણીક તેજસ્વી અને સાહસી સેનાને લઇને ચિતોડના પ્રધાનતમ તોરણ દ્વાર "સૂર્યદરવાજામાં" ઉભો રહ્યો. માદેરિયાના રાજારાવત્ દુદા સંગાવતોને લેઇને લઢાઈમાં કુદી પડ્યો. બૈદલા અને કૌટારિયા નામના બે શેહેરમાંથી દિલ્લીશ્વર હિંદુરાજ ચક્રવર્તી મહારાજ પૃથ્વીરાજના વંશના બે વીર્યવાન સામંતરાજા અને વિજોલિનો પ્રમાર અને સદ્રિના ઝાલાપતિએ ઘણા ઉત્સાહનીસાથે લઢાઇના મેદાનમાં આવીને પોતાના

વીરોચિત રણના અભિનય અને ઉદ્દીપનાથી પોતપોતાની સેનાને ઉત્સાહી કરી નાંખી. એઓ ઘણાક મેવાડના અમલને આધીન હતા. એ સિવાય ઘણાક વિદેશીય રજપૂત વીરે મુગલ બાદશાહનું પ્રબલ બલ રોકવાને માટે તેની સામે તરવાર ધારણ કરી હતી. તેઓમાં દેવલપતિ વાઘજીનો વંશ, ઝાલોરપતિ શનિગુરૂરાવ, ઈશ્વરદાસ રાઠોડ, કરમચંદ કછવાહ અને ગોવાલિયરનો તુવારરાજ, આ સર્વ વીર તે વેળાએ વિશેષ પ્રસિદ્ધ હતા. એઓનું અદ્ભુત વીરપણું અને રણમાં ચાતુરીનું વર્ણન ઈતિહાસમાં બિરાજીત છે.

જોતા જોતામાં હિંદુ મુસલમાનની વચે મોટું યુદ્ધ થવાનો આરંભ થયો. ભીમ પરાક્રમી યવનસૈન્ય શ્રવણ ભૈરવ રણોન્માદી રણના વાજાથી લઢાઇનું મેદાન કંપાયમાન કરતું અને જયના અવાજ કરતું કરતું ચિતોડના સૂર્યદરવાજાની તર્ફ દોડવા લાગ્યું. પેલી બાજુએ રણોન્મત્ત રજપૂતસેના ભયંકર સિંહનાદથી ગગનતલવિદારિત કરીને ગર્વનીસાથે બાણો ફેંકવા લાગી. અવિલંબે ચંદાવત્‌વીર સહિદાસ ભીમગંભીર અવાજથી હોકાર કરીને યવનસેનાના ઉપર તીર ફેંકવાલાગ્યો. તે વખત સૂર્યદરવાજામાંથી ચિતોડના કિલ્લામાં પેસવાના ઈરાદાથી મુગલો તોફાનવાળા સાગરની પેઠે તેની તર્ફ આવવા લાગ્યા. દુરભેદી બંદુકોમાંથી અગ્નિજેવી ગોળી ફેંકીને અસંખ્ય ચંદાવત્ વીરને મારતા મારતા તેઓ ધીમે ધીમે સૂર્યદરવાજાની સામે આવ્યા. તેથી વીરવર સહિદાસે પાછી પાની કરી નહિ; તેને મદદ આપવાવાળા વીરો એક પછી એક ગોળી લાગવાથી મરવાલાગ્યા, તથાપિ તે એકપળ પણ નિરૂત્સાહ થયો નહિ. જ્યાંસુધી તેના શરીરમાં જીવન રહ્યું, જ્યાંસુધી હૃદયમાં લોહી ફરતું રહ્યું, જ્યાંસુધી મુઠી શિથલ થઈ નહિ, ત્યાંસુધી શત્રુદળ કોઈ પણ રીતે તે દરવાજામાં પ્રવેશ કરી શક્યું નહિ.

ચંદાવત્‌વીર સહિદાસના જ્વલંત ઉદાહરણથી ઉત્તેજિત થઈને બીજા ક્ષત્રિયવીર ઘણી હિંમતની સાથે શત્રુદળને ત્રાસ પમાડવા લાગ્યા. પરંતુ એ મહાવીરે, પરાક્રમી યવન બાદશાહના ગર્વ તોડનાર ધૂમકેતુની પેઠે ઉદિત થઇને મેવાડના તે વિષાદ અંધકારથી ઢંકાયલા ભાગ્યગગનને થોડીકવારને માટે ઘણાક ઉજ્જવલ પ્રકાશથી પ્રકાશિત કરી મૂક્યું હતું, જેઓનો યશ લોકોને અજાયબીમાં નાંખે એવું વીરપણું અને રણનૈપુણ્યનું વર્ણન વર્ણિત થઈને મેવાડના ઇતિહાસના આ અંધારા પ્રકરણને ઉજ્જવલિત કરી મૂક્યું છે. સ્વયં અકબરે જેઓનું તે વીરત્વ અને રણનૈપુણ્ય કાયમ રાખવાને માટે પોતાને હાથે તેનું વર્ણન લખ્યું છે; તેઓનું પવિત્ર નામ જયમલ અને પુત્ત છે. જયમલ વેદનુરનો અધિપતિ હતો, તે રાઠોડકુલની બીજી શાખા મિરતિયા ગોત્રમાં ઉત્પન્ન થયો હતો અને મારવાડના સાહસિક સામંતોમાં

એક માત્ર તેજ ઘણોક હિમતવાન હતો. પુત્ત કૈલવારનો રાજા હતો, તે ચંદાવત કુલની બીજી શાખા જગવત્ ગોત્રનો સર્વથી પહેલો વીર હતો. એ બંને મહાવીરનાં પવિત્ર નામ આજ પણ રજપૂત અને ભાટ લોકોના જપ કરવામાં આવી રહ્યાં છે. આજે પણ પ્રાતઃકાળે બીછાનું છોડતી વેળાએ પ્રાતઃસ્મરણ્ય મહાપુરૂષોની પવિત્ર નામમાળા જપ કરવાની વખતે તેઓ આ બંને મહાવીરનાં પવિત્ર નામ ઉચ્ચારણ કરેછે. આજે પણ રજપૂત સ્ત્રીઓ સંધ્યા પ્રદીપ કરતી વેળાએ જયમલ અને પુત્તને સ્મરણ કરીને પોતપોતાના પુત્ર કન્યાની મંગળ કામના કરેછે અને ગૃહસ્થની સ્ત્રીઓ અનાજ દળવાની વખતે ભાટનાં કરેલાં વીરત્વનાં ગીત સમસ્વરે ગાયછે. જગતમાં જ્યાંસુધી વીરપણાનું સંમાન રહેશે, જ્યાંસુધી આર્યવીર રજપૂતજાતિના હૃદયમાં આગળ થયલા વીરત્વનું એક કણ બાકી રહેશે, જ્યાં સુધી આગળ થઈ ગયલા બનાવનું ચિત્ર તેઓના મનમાં થોડું પણ અંકિત રહેશે, ત્યાંસુધી જયમલ અને પુત્તનું નામ જગતમાંથી દૂર થશે નહિ; અને કોઈ પણ દૂર કરી શકશે નહિ. જયમલ્લ અને પુત્ત કોઇના પણ ઉત્સાહથી ઉત્સાહિત થયા ન હોતા. કોઈના ઉદ્દીપનાથી ઉન્માદિત થઈને ચિતોડને માટે પ્રાણાર્પણ કરવાને આગળ પડ્યા ન હોતા; પણ તેઓના અત્યુન્નત હૃદયના સ્વજાતિ અને સ્વદેશ પ્રેમના પવિત્ર ઉત્સ સ્વરૂપે, પવિત્રતમ હૃદયની ઉન્મત્ત પ્રેરણાએ તેઓને તે સખ્ત કામમાં ઝોકાવવાને ઉત્સાહિત કર્યા હતા. યૈશનેમાટે અથવા સ્વાર્થનેમાટે અગર બીજી નીચ ખાશિયતના વશીભૂત થઈને તેઓએ યવનની સામે તરવાર પકડી ન હોતી. એ ભયાનક લઢાઈ કેવળ પુરૂષોએજ કરી ન હોતી; ઘણીક અંતઃપુરમાં રહેનારી રજપૂત સ્ત્રિયોએ પોતપોતાના સુકોમળ શરીર ઉપર કઠણ લોઢાનાં કવચ પહેરીને સ્વાધીનતાના લીલાસ્થલ ચિતોડની રક્ષા કરવાને માટે લઢાઈના મેદાનમાં આવી હતી. તે પુત્ત અને તેની મા, બહેન અને ભાર્યાનું વીરત્વ વાંચ્યાથી જણાશે.

જ્યારે શાલુંબ્રાપતિ ચંદાવત્ વીરે સૂર્યદરવાજાઉપર પ્રાણાર્પણ કર્યો ત્યારે હતાવશિષ્ટ ચંદાવત્ વીરોએ જયમલને આધિનેતૃત્વભાર સોંપ્યો. સઘળાઓ માયા મમતા છોડીને એકીવારે ઉન્મત્તના જેવા થયા. ઉન્મત્ત પ્રમાણે સિંહનાદ કરીને દોડતા તેઓ શત્રુસેનાની પાસે જવા લાગ્યા. વિશાળ મોગલ તોફાની સમુદ્રની પેઠે પ્રચંડ વેગથી ઉછાળો મારતી ભીષણ બલની સાથે ચિતોડના કિલ્લાની તર્ફ આવવા લાગી. પ્રલય કાળની મેઘગર્જન પ્રમાણે તેઓની બંદુકમાંથી જ્વલંત ગોળી વરસવા માંડી અને તેથી શ્રવણભૈરવ મોટા અવાજથી ગર્જી ઉઠયો. એ સમસ્ત ગોળીના આઘાત-

થી સેંકડો રજપૂતના ટુકડે ટુકડા થઈને શૂન્યમાં ઉડવા લાગ્યા. સેંકડો ક્ષત્રિયવીરની મુઠીમાંથી તીરકામઠાં પડી ગયાં! એવી રીતે રજપૂતસેના ધીરે ધીરે મરવા લાગી; પરંતુ રજપૂતવીર કોઇપણ રીતે નિરૂત્સાહી થયો નહિ. કોઇરીતે શત્રુઓને આત્મસમર્પણ કરવાની ઈચ્છા કરી નહિ. આત્મસમર્પણ! ક્ષત્રિય કુલમાં જન્મ લઇને દેશવૈરી યવનના હાથમાં આત્મસમર્પણ! આવા જઘન્ય, નિકૃષ્ટ ઉપાય અવલંબન કરીને પાપી જીવનની રક્ષા કરવી! તેવું જીવન મેળવવાની જરૂર નથી! આત્મસમર્પણમાં રાજી થવું તો દૂર રહ્યું; તે પાપીચિંતા વીર કેશરી રજપૂતોના હૃદયમાં કદીપણ ઉદિત થઇ નથી. સ્વદેશ-રક્ષા અને પ્રાણાર્પણનું બીજ મંત્રમાં ઉત્તેજિત થઇને તેઓ ઉન્મત્ત પ્રમાણે યથાસાધ્ય હાથમાંની તરવારના આઘાતથી જ્વલંત ગોળીથી બચાવ કરતા પળપળમાં ભયંકર સિંહનાદ કરતા હતા, પરંતુ તે સર્વ વૃથા ગયું! આખરે યવનના મોટા સૈન્યથી ચિતોડ ઘેરામાં પડયું અને રજપૂત સેનાપતિ ઘણીજ સાવચેતીથી બંદોબસ્ત કરવા લાગ્યો. એમ છતાં એક રાત્રે જયમલને કિલ્લા ઉપર મસાલને અજવાળે જોઈને અકબરે બંદુકની એક જ્વલંત ગોળી ફેંકી તે પ્રધાન સેનાપતિ જયમલના હૃદયમાં લાગી. વીર વર જયમલ તે દારૂણ જખમથી ઘોડા ઉપરથી ભૂમીપર પડ્યો. ભીષણ ક્રોધ અને જિઘાંસાથી તેનું વીર હૃદય એકેવારે ઉન્મત્ત થઇ પડ્યું! કાયર પુરૂષે શત્રુકુલધર્મવિરૂદ્ધ ઉપાય અવલંબન કરીને દૂરથી તેને માર્યો તેથી મનની વેદનાથી તેનું હૃદય વિદીર્ણ થઈ ગયું. લાલ આંખમાંથી બે પાણીનાં ટીપાં નાખ્યાં, રોષથી અને જિઘાંસાની ઉત્તેજનાથી દાંત પીસીને અકબરને હજારો ધિક્કાર કરવા લાગ્યો.

અકબરને હાથે વીરવર જયમલનું મૃત્યુ થયું હતું. જે બંદુકની મદદથી તે કાયર પુરૂષોચિત કામ પાર પડ્યું હતું તેણે તેનું નામ "સંગ્રામ" રાખ્યું હતું. તેની સત્યતા આબુલફજેલ અને જાહાંગીર બાદશાહથી પ્રમાણિત થઈ છે. ધર્મથી ઉલટો ઉપાય પકડીને જયમલને માર્યો હતો ખરો, પરંતુ તે વીર-શેખરના ઉત્તમ ગુણ-ગરિમાના સંબંધમાં આંધળો નહોતો. જયમલ્લને પોતાને હાથે મારીને તે પોતાને કૃતકૃતાર્થ અને સંમાનિત વિચારતો હતો! એટલુંજ નહિ પણ તેણે જયમલ અને વીરબાલક પુત્તનું લોક વિસ્મયકર વીરત્વ કાયમ રાખવાને માટે દિલ્લીમાં પોતાના મહેલના દરવાજા ઉપર બંનેની પત્થરની મૂર્ત્તિયોની પ્રતિષ્ઠા કરાવી હતી.*

---

* બશો વર્ષ પહેલાં વિખ્યાત ફ્રેંચ પંડિત બર્ણિયર ભારતવર્ષમાં મુસાફરી કરવાને આવ્યો હતો તેણે ઉપલી બંને મૂર્ત્તિ જોઇ હતી. તેણે ભારત વર્ષના સંબંધમાં સ્વદેશમાંના બં-

# વીર બાલક અને વીરાંગના.

## પુત્ત, કર્મદેવી, કમલાવતી અને કર્ણવતી.

ઈસવી સન ૧૫૬૭ માં પરાક્રમી મુગલ બાદશાહ અકબરશાહે જ્યારે ચિતોડ નગરને ઘેરો ઘાલ્યો, ત્યારે સ્વતંત્રતાને પ્રિય ગણનાર રજપૂત વીરો જ્યારે પોતાની પ્રખ્યાત જન્મભૂમિને માટે નિડરતાથી રણભૂમિમાં મરવા લાગ્યા, રજપૂતકુળગૌરવ જયમલ્લ જ્યારે શત્રુના હાથે માર્યો ગયો, સોળ વર્ષનો જુવાન પુત્ત જ્યારે અસીમ ઉત્સાહથી સ્વાધીનતાના જયનો વાવટો ઉરાડવાને શત્રુના સામો આવ્યો, ત્યારે ચિતોડની ત્રણ વીરાંગના (બહાદૂર સ્ત્રીઓ) એ સ્વદેશને માટે પ્રાણ અર્પણ કર્યાં હતા, અને કોમળ શરીરે કઠણ લોઢાનાં બખતર પહેરીને તથા નાજુક હાથમાં કઠોર હથિઆર ધરીને મુગલસેનાની ગતિ રોકવાને ઉભી રહી હતી. આ લલનાઓ શત્રુપીડિત રાજ્યસ્થાનની ખરી વીરાંગનાઓ અને સ્વાધીનતાની તેજોમય પ્રતિમાઓ હતી, જયમલના સ્વર્ગવાસથી ચિતોડની વીરભૂમિ વીર વિનાની થઈ હતી. તે વખતે મદાંધ મુગલો તેને દરવાજે આવી ખડા થયા હતા, તેમને કોણ રોકે? એવા બારીક સમયમાં પુત્ત નામે એક વીર બાળક પોતાની પ્રિય જન્મભૂમિને માટે પ્રાણ આપવાને તૈયાર થયો, અને જયમલ્લ વિના જે શૂન્યતા પડી હતી તે તેણે દાબી નાંખી. એનું વય સોળ વર્ષનું હતું, એટલે ઉમરમાં તો તે બાળક હતો પરંતુ સાહસમાં, પરાક્રમમાં અને શક્તિમાં તે પ્રૌઢ હતો. તેણે પોતાની માતા કર્મદેવી પાસે યુદ્ધમાં જવાની પરવાનગી માગી અને તે તેણે ખુશીથી આપી. પછી તે પોતાની પ્રિયતમા કમલાવતી પાસે ગયો અને તેણે પણ પ્રફુલ્લ હૃદયથી પોતાના પ્રાણાધાર પતિને વિદાયગીરી દીધી. તેની બેન કર્ણવતીએ પણ જન્મભૂમિની રક્ષાને માટે તેને ઉત્તેજિત કર્યો. એ પ્રમાણે રજા માગીને જુવાન વીર પુત્ત રણભૂમિમાં હાજર થયો. એ વખતે મુગલની સેના બે ભાગમાં વહેંચાએલી હતી. તેમાંના એક ભાગનો ઉપરી અકબરશાહ પોતે થયો હતો, અને બીજો ભાગ એક વિચક્ષણ યોદ્ધાના સ્વાધીનમાં હતો, એ બીજા ભાગનાં સૈન્યની સાથે પુત્તનું ઘોર યુદ્ધ થતું હતું, તે વખતે બીજી બાજુએથી અકબરશાહ તેને અટકાવવાને આવતો હતો; એવામાં યુદ્ધ સ્થળની સામેના

---

બુઆને જે સર્વે પત્ર લખ્યા હતા તે ઘણાખરા પુસ્તકાકારમાં ઈસવી સન ૧૬૮૪ માં લંડનમાં છપાયા છે તેમાં જયમલ અને પુત્તની મૂર્તિનું વર્ણન છે તે ઉપરથી જણાય છે કે તે પત્ર તેણે તા૦ ૪ થી જુલાઈ ૧૬૬૩ માં લખેલો છે.

સાંકડા ગિરિશિખરના પૂર્વ ભાગમાં કાળા પત્રથી છવાયલાં એક બે ઝાડ હતાં તેની પછવાડેથી તેના સૈન્યની ઉપર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો; તેના આઘાતથી ઘણા મુગલ યોદ્ધાઓ ટપોટપ મરવા લાગ્યા અને પુત્તના તરફ ધસી જવામાં તેમની ગતિનો રોધ થયો. આથી વિસ્મય પામીને અકબરશાહ સામી બાજુએ જોવા લાગ્યો તો ત્રણ વીરાંગનાઓ ગિરિશિખરની ઓથે ઉભેલી તેણે જોઈ. તેમાંની એક વૃદ્ધ અને બીજી બે જુવાન હતી. એ ત્રણે ઘોડા ઉપર બેઠેલી, લોઢાનાં કવચ પહેરેલી અને હથિઆર ચલાવવામાં કુશલ હતી. મધુરતાની સાથે ઉગ્રતાનું એવું સંમિલન જોઈને અકબર સાનંદાશ્ચર્ય પામ્યો, તથા તેમના પરાક્રમ અને ગોળી મારવાની ચતુરાઈથી પોતાનું ઘણું સૈન્ય નાશ પામ્યું તેના ક્ષોભથી લજ્જાયમાન થઇ લેવાઈ ગયો. પછી ઘોર યુદ્ધ થવા લાગ્યું. તેમાં કર્મદેવી, કમલાવતી અને કર્ણવતી પોતાનું અપૂર્વ પરાક્રમ દેખાડવા લાગી. સોળ વર્ષનો જુવાન પુત્ર પ્રબલ શત્રુની સાથે એકલો યુદ્ધ કરે તે કર્મદેવી જેવી વીરમાતા જોઈ શકે નહિ; એ પ્રાણાધાર પતિ એકલો મુગલોનાં હથિઆરથી જખમી થાય અને જન્મભૂમિની રક્ષાને વાસ્તે તે એકલો પ્રાણત્યાગ કરે એ કમલાવતી જેવી પતિવ્રતા સન્નારી સહન કરી શકે નહિ; પોતાનો સ્નેહનિધિ ભાઈ તેનો પવિત્ર ધર્મ બજાવતાં દેહ ત્યાગ કરે અને મદાંધ મુગલો ચિતોડની સ્વાધીનતા હરણ કરે એ કર્ણવતી જેવી પ્રેમાલ બેન જોઈ શકે નહિ; તેથી પુત્તની સામે જતા સૈન્યનો માર્ગ રોકવાને તેઓ સ્થિર ઉભી રહી અને અકબરશાહને હંફાવવા લાગી. એ પ્રમાણે એક તરફ સોળ વર્ષનો પુત્ત અને બીજી તરફ તેની વૃદ્ધ જનની તથા જુવાનીના મદથી ભરેલી પ્રાણપ્રિયા અને બેન એમની વચ્ચે અકબરનું સૈન્ય આવી ગયું.

એવી સ્થિતિમાં બપોરથી સંધ્યાકાળ સુધી દમભેર યુદ્ધ ચાલ્યું; તેમાં એ બહાદૂર રજપૂતાણીઓની કુશળતાથી અકબરના ઘણા યોદ્ધાઓ નાશ પામ્યા. અકબર ખરો વીર પુરૂષ હતો તે પણ એ ત્રણ વીરાંગનાઓનું વીરત્વ જોઇને સ્તંભિત અને મોહિત થયો, તથા તેમના વીરત્વનું બની શકે તેટલું સન્માન કરવાને તે લલચાયો. તેણે પોતાના સૈન્યમાં દાંડી પીટાવી જાહેર કર્યું કે, " જે કોઈ પહેલવાન એ વીરાંગનાઓને જીવતી પકડીને મારી પાસે લાવશે તેને ઘણું ધન અને ઈનામ મળશે. " પરંતુ સઘળાઓ યુદ્ધમાં ઉન્મત્ત હતા તેથી એ ઉપર કોઈએ લક્ષ આપ્યું નહિ અને જ્ઞાનશૂન્ય થઈ યુદ્ધ કરવા લાગ્યા. એવામાં એકાએક કર્ણવતી ખરતા ફુલની પેઠે પડી ગઈ. તેની માતા કર્મદેવીએ તે જોયું, પણ તેથી નહિ ગભરાતાં સ્થિર ચિત્તથી તે પોતાના યુદ્ધ કર્મમાં સાવધાન રહી, પછી થોડીવારે એક ગોળી આવી તે કમલાવતીના ડાબા હાથમાં વાગી; તેના ભયંકર જ-

ખમથી નમી નહિ જતાં થોડીવારસુધી તો તેણે સ્થિર ભાવથી શત્રુઓને માર્યા, પણ પછી બેશુદ્ધ થઈ પડી. ત્યાર કેડે કર્મદેવીની પણ એ દશા થઈ. જ્યારે પુત્ત અકબરના સૈન્યનો પરાજય કરીને ગિરિ શિખરની પાસે આવ્યો, ત્યારે તેણે પોતાની મા, સ્ત્રી અને બેન એમનાં શરીર રણમાં પડેલાં જોયાં. તે પાસે આવ્યો ત્યારે કમલાવતી અને કર્મદેવીની વાચા બંધ થઇ હતી. પુત્તે તેમનાં માથાં પોતાના હાથમાં લીધાં; તે વખતે કમળાવતીએ ધીરભાવથી પ્રિયતમના સામું જોયું અને તેવીજ સ્થિતિમાં દેહ ત્યાગ કર્યો. કર્મદેવીએ પણ પાછું યુદ્ધ કરવાની સાન કરી આંખ મીચી. કર્ણવતી બેન તો પ્રથમથીજ પુત્તનો સંબંધ છોડીને સ્વર્ગે ગઈ હતી. આ દેખાવ જોઈને પુત્તે પળવાર વિચાર કરી "હર હર" અવાજની ગર્જના સાથે શત્રુના દળમાં પ્રવેશ કર્યો અને કેટલીકવાર યુદ્ધ કરીને તથા ઘણાક મુગલ યોદ્ધાઓને મારીને તે જુવાન વીર જન્મભૂમિના ખોળે અનંત નિદ્રામાં સુતો !! અહા ! મેવાડના રજપૂત વીરોના પરાક્રમની સ્તુતિ કોણ કરી શકશે !!

---

## પ્રતાપસિંહનું વીરત્વ.

આજ સંવત ૧૬૩૨ ના શ્રાવણની ૭ મ છે. આજે મેવાડના રાજપુરૂષો સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિને માટે પોતાના પ્રાણ આપવાને તૈયાર થયા છે. બાદશાહ અકબરનો જ્યેષ્ઠ પુત્ર સેલિમ રાજા માનસિંહની સાથે મેવાડને જીતવા આવ્યો છે. વિધર્મી યવન, પવિત્ર સૂર્યવંશમાં કલંકનો ડાગ લગાડવાને તૈયાર થયા છે, મેવાડનો વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહ આજે એ વંશને અકલંકિત રાખવા વાસ્તે તૈયાર થયોછે. ખરા ક્ષત્રિય વીરે આજે ખરા ક્ષત્રિયત્વના ગૌરવ રક્ષાને માટે દૃઢ સંકલ્પ કર્યો છે. ચિરસ્મરણીય હલદિ ઘાટમાં ચૌહાણ, રાઠોડ, ઝાલાકુલના બાવીસ હજાર રજપૂતવીર એકઠા થયા છે, પ્રતાપસિંહ આ બાવીસ હજાર રજપૂતનો અધિનેતા થઈને પરાક્રમી મુગલસૈન્યની ગતિરોધ કરવાને ઉભો થઇ રહ્યો છે.

હલદિ ઘાટ એક ગિરિ ઉપર છે. એની ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણના ઘણા ખરા સઘળા ભાગમાં સમુન્નત પર્વત, લંબભાવથી ઉભેલો છે. આ સ્થાન પર્વત જંગલ અને ન્હાની નદીમાં ઢંકાયલું છે. પ્રતાપસિંહ એક ગિરિનો આશ્રય લઈને અકબરના પુત્રની સામે થયો. હલદિ ઘાટના યુદ્ધના દિવસે રજપૂત વીરોનો અનંત ઉત્સવનો દિવસ હતો. રજપૂતોએ આ ઉત્સવમાં મત્ત થઈને પોતાના પ્રાણ ઉત્સર્ગ કર્યા હતા અને એકના પછી એક આ ઉત્સવમાં મસ્ત થઈને અનંત નિદ્રામાં સુતા હતા. આ ઉત્સવમાં મહાવીર પ્રતાપ-

સિંહ સઘળાઓથી આગળ હતો. તે પેહેલા અંબરના રાજા માનસિંહની તર્ફ દોડ્યો. પરંતુ માનસિંહ દિલ્લીના અસંખ્ય સૈન્યમાં હતો. પ્રતાપ તે સૈન્ય ભેદ કરી શક્યો નહિ; મેઘ-ગંભીર સ્વરથી માનસિંહનો કાપુરૂષ, રજપૂત-કુલાંગાર કહીને તિરસ્કાર કર્યો. રાજા માનસિંહે પ્રતાપના આ તિરસ્કારમાં કાન લગાડ્યા નહિ. એના પછી યુવરાજ સેલિમ હાથી ઉપર બેસીને જે બાજુએ યુદ્ધ કરતો હતો, તે બાજુએ પ્રતાપે તરવાર ચલાવવા માંડી. એક એકને મારતો મારતો સેલિમના દેહ-રક્ષકોને ભૂમિશાયી કરવા માંડ્યા. હાથીના માહુતનોએ જીવ લીધો. પ્રતાપ નિર્ભીકચિત્તથી યુદ્ધ કરવા લાગ્યો. તે ત્રણવાર મુગલ સેનામાં ગયો હતો. ત્રણવાર તેનું જીવન સંકટમાં આવી પડ્યું હતું. રજપૂતોએ પોતાનો પ્રાણ આપીને તેને ત્રણવાર આ આસન્ન મૃત્યુથી રક્ષા કરી. રાણાનો પ્રાણ બચાવવાને માટે તેઓ આત્મ-પ્રાણ તુચ્છ જાણતા હતા, પરંતુ પ્રતાપસિંહ નિરસ્ત થયો નહિ. તેના શરીરનાં એક સ્થાનમાં ગોળી લાગી, ત્રણ જગ્યા ઉપર તીરનાં ભાલાં ભોકાયાં, અને ત્રણ જગ્યા ઉપર તરવારના જખમ લાગ્યા હતા. તે આવી રીતે સાત જગ્યા ઉપર જખમી થયો હતો, તથાપિ ઉન્મત્ત ભાવથી શત્રુમાં પ્રવેશ કર્યો. રજપૂતોએ પાછો તેને બચાવવાની મેહેનત કરી. પરંતુ તેઓમાંના ઘણાકો વીર-શય્યામાં સુતા હતા. ચૌહાણ રાઠોડ, ઝાલા કુલના ઘણાખરા સર્વે ગરીયસી જન્મભૂમિની રક્ષાને માટે હાથમાં તરવાર લઇને અનંત નિદ્રામાં સુતા હતા; પ્રતાપને ઉદ્ધાર કરવો આ વખતે મુસકેલ જણાયું. દૈલવારાના વીરમલ્લે એ જોયું અને પલવારમાં પોતાનું સૈન્ય લઇને પ્રતાપની તર્ફ દોડ્યો. આ વખતે મુગલના લશ્કરની હારનો ભેદ થયો તેથી પ્રતાપસિંહ રક્ષા પામ્યો. પરંતુ વીરમલ્લ પાછો ફર્યો નહિ. પ્રભુને વાસ્તે અસીમ સાહસથી યુદ્ધ કરીને રણભૂમિમાં સુતો. પ્રતાપ વીરમલ્લની તર્ફ જોઈને બોલ્યો "દૈલવારા! તમારૂં જીવન આપીને મારા જીવનની રક્ષા કરી." આસન્ન-મૃત્યુ દૈલવાડાએ અસ્પષ્ટ સ્વરથી ઉત્તર આપ્યો "રજપૂત વીરધર્મ જાણે છે. વિપત્તિની વેળાએ પણ મહારાણાને ત્યાગ કરતા નથી." મુગલસૈન્ય રજપૂતોનું વિક્રમ જોઈને પ્રશંસા કરવા લાગ્યું; પરંતુ રજપૂતનો જય લાભ થયો નહિ. મુગલસૈન્ય પંગપાલના પ્રમાણે ચોતર્ફ છાહી પડયું હતું તેઓ હઠયા નહી. ચઉદ હજાર રજપૂતના લોહીથી હલદિ ઘાટનું ક્ષેત્ર રંજિત થયું. પ્રતાપે જય લાભમાં નિરાશ થઇને રણસ્થળ પરિત્યાગ કર્યું.

એવી રીતે હલદી ઘાટની લઢાઈનો છેડો આવ્યો, એવી રીતે ચઉદ હજાર રજપૂતોએ હલદિ ઘાટની રક્ષાને વાસ્તે અમ્લાન વદનથી, અસંકુચિત ચિત્તથી પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું. હલદિ ઘાટ પરમ પવિત્ર યુદ્ધ-ક્ષેત્ર થયું.

કવિની રસમયી કવિતામાં એ અનંતકાળ બંધાયલું રહેશે, ઐતિહાસિકના અપક્ષપાત વર્ણનમાં એ અનંતકાળ સુધી ઘોષિત થશે. પ્રતાપસિંહ અનંતકાળસુધી વીરેન્દ્રની સમાજમાં હૃદયગત શ્રદ્ધાથી પૂજાશે. અને પવિત્રથી પણ પવિત્રતર થઈને અનંતકાળ અમરની શ્રેણીમાં સન્નિવિષ્ટ રહેશે.

પ્રતાપસિંહે અનુચર વીનાનો થઇને ચૈતક નામના કાળા રંગના તેજસ્વી ઘોડા ઉપર બેશીને રણસ્થલનો ત્યાગ કર્યું. આ ઘોડો પણ તેજસ્વિતામાં પ્રતાપના પ્રમાણે રાજસ્થાનના ઈતિહાસમાં પ્રસિદ્ધ થયો છે. જ્યારે બે મુગલ સરદાર પ્રતાપના પછવાડે દોડતા હતા, ત્યારે ચૈતકે એક ન્હાનો પર્વતનો સ્રોત કુદાવીને સામે પાર થઈને પોતાના પ્રભુની રક્ષા કરી. પરંતુ પ્રતાપના પ્રમાણે ચૈતક પણ યુદ્ધ-સ્થલમાં જખમી થયો હતો. જખમી થયલા સ્વામીને લઈને આ જખમી થયલો ઘોડો ચાલવા લાગ્યો. અકસ્માત્ પ્રતાપે પછવાડે ઘોડાના પગલાનો અવાજ સાંભળ્યો અને પછવાડે ચાહીને જોયું, જોયછે તો તેનો સહોદર ભ્રાતા શક્ત આવેછે. શક્ત પ્રતાપનો શત્રુ હતો. તે ભાઇના ધર્મને નાશ કરીને મુગલની સાથે મળ્યો હતો. પ્રતાપે આ ક્ષત્ર કુલના કલંક સહોદરને જોઇને ક્ષોભથી અને રોષથી ઘોડાને થોભાવ્યો. પરંતુ શકતે કોઇ પણ રીતે વિરૂદ્ધાચરણ કર્યું નહિ. તેને હલદિ ઘાટ ઉપર જ્યેષ્ઠની અલૌકિક બાહાદુરી અને શક્તિ જોઇ હતી. આ અપૂર્વ દેખાવ જોઈને તેના મનમાં આત્મ-ગ્લાનિ થઈ હતી. તે હવેથી બીજી કોઈ વખતે ક્ષત્રિયના લોહીને અપવિત્ર ન કરતાં આંખે આવેલાં આંસુથી જ્યેષ્ઠના પદનત થયો. પ્રતાપ આગળનો સઘળો અપરાધ ભૂલી ગયો. ઘણા દિવસની શત્રુતા દૂર થઈ ગઈ. પ્રતાપે પ્રગાઢ સ્નેહથી ન્હાનાભાઇને આલિંગન કર્યું. હાલ ભાઇ ભાઈઓએ મળીને મેવાડના વિલુપ્ત ગૌરવને ઉદ્ધાર કરવાને દૃઢ પ્રતિજ્ઞા કરી, એક તર્ફ રસ્તામાં ચૈતકનો પ્રાણ ગયો. પ્રિયતમ વાહનના સ્મરણને માટે પ્રતાપે એ જગ્યા ઉપર એક મંદિર બનાવ્યું. આજ સુધી આ જગ્યા "ચૈતકકા ચબુતરા" નામથી ઓળખાય છે.

૧૫૧૬ ઈસવી સનના જુલાઇ મહીનામાં ચિરસ્મરણીય હલદિ ઘાટ મેવાડના ગૌરવ-સ્વરૂપ રજપૂતોના લોહીના સ્રોત પ્રવાહિત થાયછે. એ બાજુએ સેલિમે વિજયી થઈને રણક્ષેત્ર છોડયું. કમલમીર અને ઉદયપુર શત્રુના હાથમાં ગયું! પ્રતાપ છોકરાઓને સાથે લઇને એક પર્વતથી બીજા પર્વત ઉપર, એક અરણ્યમાંથી બીજા અરણ્યમાં, એક ગુફામાંથી બીજી ગુફામાં જઇને શોધનારા મુગલોના હાથથી પોતાની રક્ષા કરવા લાગ્યો. વર્ષના પછી વર્ષ આવવા લાગ્યાં, તથાપિ પ્રતાપના દુઃખનો છેડો રહ્યો નહિ; હરએક નવાં વર્ષે નવાં નવાં દુઃખ સંચય કરીને પ્રતાપની આગળ આવવા

લાગ્યાં. પરંતુ પ્રતાપ અટલ રહ્યો, મુગલની આધીનતા સ્વીકારી નહિ. આસ્તે આસ્તે મેવાડનું આકાશ વધારે અંધકારવાળું થવા માંડયું, આસ્તે આસ્તે પરાક્રમી શત્રુ ઘણીક જગ્યામાં પોતાનું આધિપત્ય સ્થાપન કરવા લાગ્યા, તથાપિ પ્રતાપ અચલ રહ્યો, બાપારાવનું લોહી કલંકિત કર્યું નહિ. આ વખતે પ્રતાપ સિંહ એવી ખરાબ હાલતમાં પડયો હતો કે, એક વેળા વિશ્વાસી ભીલોએ તેઓના કુટુંબવર્ગને એક નિરાપદ સ્થાનમાં લઇને રાખ્યા, ખાવાનું આપીને તેઓની પ્રાણરક્ષા કરી.

પ્રતાપની એવી અસાધારણ સ્વાર્થત્યાગ અને અશ્રુતપૂર્વ દુઃખમાં સદાશય શત્રુના હૃદયમાં દયા આવી. દિલ્લીના પ્રધાન રાજ કર્મચારી એવી હિતૈષણાથી વિમોહિત થઈને પ્રતાપને સંબોધન કરીને એવા ભાવથી એક કવિતા કરી મોકલી હતી. "પૃથ્વિમાં કંઇજ સ્થાયી નથી. ભૂમિ અને સંપત્તિ અદૃશ્ય થશે; પરંતુ મહત્ લોકોનો ધર્મ કદિપણ વિલુપ્ત થશે નહિ. પ્રતાપે સંપત્તિ અને ભૂમિ ત્યાગ કરી છે, પરંતુ કદિપણ મસ્તક અવનત કરશે નહિ. હિંદુસ્થાનના સઘળા રાજાઓમાં તેજ કેવળ પોતાના વંશના સમાનની રક્ષા કરે છે." પ્રતાપ એવી રીતે વિધર્મી શત્રુની આગળથી પણ પ્રશંસાભાજન થઈને વને વને ફરતો હતો. પ્રાણાધિક વનિતા અને છોકરાઓના દુઃખથી એક એક વખતે તે ઉન્મત્ત થઇ જતો હતો. તેણે પાંચ વાર ખાવાનો આયોજન કર્યો હતો પરંતુ સુવિધાના અભાવથી પાંચવાર તેને છોડીને પાર્વત્ય પ્રદેશમાં ભાગવું પડયું હતું. એક વખત તેની મહિષી અને પુત્રવધૂએ મલ નામના ઘાસના બીજથી કેટલાક રોટલા તૈયાર કર્યા હતા. આ ખોરાકનો એક ભાગ તે સમય ખાઈને બીજો ભાગ ભવિષ્યને વાસ્તે રાખી મુકયો હતો. પ્રતાપની એક છોકરી આ રહેલા રોટલા લઈને ખાતી હતી એવી વખતે એક જંગલી બીલાડી તેના હાથમાંથી રોટલો લઇને ભાગી ગઇ. બાલિકા આર્તસ્વરથી રડી પડી; પ્રતાપપાસે અર્દ્ધશયાન રહીને પોતાની શોચનીય હાલત વિષય વિચાર કરતો હતો, છોકરીના રડવાથી ચમકિત થઈને જોયછે તો રોટલા જતા રહ્યાછે. બાલિકા ભુખથી ટળવળતી રડેછે. પ્રતાપે અમ્લાન વદનથી હલદિઘાટમાં સ્વદેશીયોના લોહીના સ્રોત જોયા હતા, અમ્લાન વદનથી સ્વદેશીઓને સ્વદેશના સંમાન-રક્ષાનેમાટે આત્મ-પ્રાણ આપવાને ઉત્તેજિત કરી મુક્યા હતા, અમ્લાન વદનથી રજપૂતવંશના ગૌરવ રક્ષાને માટે રણસ્થલવાતની કરાલ સંહાર-મૂર્તિની વિભીષિકાનું તાચ્છલ્ય દેખાડીને કહ્યું હતું "આ ભાવથી દેહ-વિસર્જનને માટે રજપૂતોએ જન્મ લીધો છે." પરંતુ હમણાં તે સ્થિરચિત્તથી છોકરીની કાતરતા જોવામાં સમર્થ થયો નહિ.

સ્નેહાસ્પદ બાલિકાનું કાતર સ્વરનું રડવું જોઈને તેનું હૃદય વ્યથિત થયું. જાણે તેની આગળ શેકડો કાલ–ભૂજંગોએ આવીને, સર્વાંગમાં દંશન કર્યું હોય એવી પ્રતાપને યાતના થવા માંડી, પોતાનું કષ્ટ દૂર કરવાને વાસ્તે અકબરની આગળ આત્મસમર્પણનો અભિપ્રાય જણાવ્યો.

પ્રતાપની આ આધીનતા–સ્વીકારની ખબર અકબરના નગરમાં વ્યાપી રહી અને અકબરે મહોલ્લાસથી ઉત્સવનું અનુષ્ઠાન કરવાનો હુકમ નગરવાસીઓને કર્યો. પ્રતાપે અકબરની આગળ જે પત્ર મોકલ્યો હતો, તે પત્ર પૃથ્વીરાજે જોયો. પૃથ્વીરાજ વિકાનેરના અધિપતિનો ન્હાનો ભાઈ હતો. સ્વજાતિ-પ્રિયતા અને સ્વજાતિ-હિતૈષિતામાં તેનું હૃદય પૂર્ણ હતું તે પ્રતાપની શ્રદ્ધા અને ભક્તિ કરતો હતો. પ્રતાપ એકદમ દિલ્લી-શ્વરની આગળ અવનત-મસ્તક થશે એ વિચારીને તેનું હૃદય ઘણું ક્ષુબ્ધ થયું. પૃથ્વીરાજે વખત ન લગાડતાં નીચલા ભાવની કેટલીક કવિતા રચીને પ્રતાપની પાસે મોકલાવી.—

“હિંદુઓની સઘળી આશા ભરોસો હિંદુજાતિના ઉપરજ નિર્ભર કરેછે. રાણાએ હમણાં તે સઘળું છોડયું છે. અમારા સર્દારોમાં તે વીરત્વ નથી, નારીઓમાં તે સતીત્વ ગૌરવ નથી. પ્રતાપ ન રહે તો અકબર સઘ-ળાઓનેજ આ સમભૂમિમાં લાવી મુકત. આપણી જાતિના બજારમાં અકબર એક વેપારી છે; તેણે સઘળાઓને વેચાતા લીધા છે; કેવલ ઉદયના તનયને વેચાતો લઈ શકયો નહિ. સઘલાઓએ હત-શ્વાસ થઇને, નોરોજના બજારમાં આવીને અપમાન આપ્યું છે, કેવલ હમીરના વંશધરને આજ સુધી તેવું અપમાન જોયું નથી, જગત્ પુછેછે કે પ્રતાપનું અવલંબન ક્યાં છે ? પુરૂષત્વ અને તરવારજ તેનું અવલંબન છે. તે આ અવલંબનના બલથીજ ક્ષત્રિયતા ગૌરવની રક્ષા કરેછે. બજારના આ વેપારી કંઈ હમેશાં જીવિત રહેશે નહિ. એક દિવસ જરૂર આ લોકમાંથી જતો રહેશે ત્યારે અમારી જાતિના સઘળા પરિત્યક્ત ભૂમિમાં રજપૂત-બીજને વાવવાનેમાટે પ્રતાપની આગળ હાજર થશે. જેનાથી આ બીજની રક્ષા થઇ શકે, જેનાથી એની પવિત્રતા પાછી સમુજ્જ્વલ થઇ શકે તેને વાસ્તે સઘળાઓજ પ્રતા-પની તર્ફ જોઇને રહ્યા છે.”

પૃથ્વીરાજનું આ ઉત્સાહ-વાક્ય લાખો રજપૂતના તુલ્ય બળકારક થયું. એણે પ્રતાપના મુમુર્ષમાન દેહમાં જીવની શક્તિ આપી અને તેને પાછો સ્વદેશ ગૌરવકર મહાન્ કામ્ બજાવવાને ઉત્તેજિત કર્યો. પ્રતાપે દિલ્લીશ્વરની આગળ અવનતિ સ્વીકારવાનો સંકલ્પ છોડયો. પરંતુ આ વખતે વરસાદનું એવું જોર થયું હતું કે, પ્રતાપ કોઈપણ રીતે પર્વત શિખર ઉપર રહી

શક્યો નહિ; મેવાડ છોડીને મરૂ ભૂમિ અતિવાહન કરીને સિંધુનદીને કિનારે જવાનો દૃઢ નિશ્ચય કર્યો. આ સંકલ્પ સિદ્ધિને વાસ્તે તે કુટુંબવર્ગના માણસો અને બીજા મેવાડના કેટલાક વિશ્વાસી રજપૂતોની સાથે આરાવલીથી ઉતરીને મરૂપ્રાંતમાં ગયો. આ વખતે પ્રતાપના મંત્રીએ તેના પૂર્વ પુરૂષોનું એકઠું કરેલું સઘળું ધન લાવીને પ્રતાપની આગળ હાજર કર્યું, આ સંપત્તિ એટલી હતી કે એનાથી બાર વર્ષ પચીશ હજાર માણસોનું ભરણ પોષણ વગર હરકતથી થઈ શકે. કૃતજ્ઞતાના એ મોટા ઉદાહરણથી પાછો હિમ્મતની સાથે અભીષ્ટ મંત્ર સાધનને વાસ્તે ઉદ્યત થયો. અવિલંબે અનુચરવર્ગ એકઠા થયા. પ્રતાપે એઓને લઈને આરાવલીનું અતિક્રમણ કર્યું. મુગલ સેનાપતિ શાહબાજખાં લશકર લઇને દેઓયીરમાં હતો. દેઓયીરના યુદ્ધમાં પ્રતાપે જય મેળવ્યો. શાહબાજખાં હત થયો. આસ્તે આસ્તે કમલમીર અને ઉદયપુર હસ્તગત કર્યા. આસ્તે આસ્તે આજમીઢ અને મંડલગઢ સિવાય સઘળા મેવાડના પ્રદેશ પ્રતાપના પદાનત થઇ પડયા. આ વિજયની વાર્તા અકબરે સાંભળી. પરાક્રમી મુગલોએ દશ વર્ષ કાલ સુધી ઘણો પૈશો ખર્ચ કરીને અને બહુ સૈન્ય નષ્ટ કરીને મેવાડમાં જે વિજય-શ્રીને અધિકાર કર્યો હતો તે પ્રતાપસિંહે એક દેઓયીરના યુદ્ધમાં પોતાના આધીન કરી લીધો. એના પછી મુગલ સૈન્ય પાછું મેવાડમાં આવ્યું નહિ. પ્રતાપની વિજય–લક્ષ્મી અચલ રહી; પરંતુ એવો વિજયલાભ થવા છતાં પ્રતાપ જીવનની છેલી અવસ્થામાં શાંતિ પામી શક્યો નહિ. પર્વત–શિખર ઉપર એક વેળા ચઢતો હતો તે વેળાએ તેનાં નેત્ર ચિતોડના કિલ્લાની દિવાલ ઉપર પડ્યાં, એટલામાંજ તેની યાતનાથી અધીર થઇ પડ્યો. જે ચિતોડ બાપારાઓએ જીવિતકાળ અતિવાહિત કર્યો છે, જે ચિતોડમાં રજપૂતકુલ ગૌરવ સમરસિંહ સ્વદેશની સ્વાધીનતા રક્ષાને માટે દૃષદ્વતી નદીના કિનારે પૃથ્વીરાજની સાથે દેહ ત્યાગ કરતાં સમર શય્યામાં સયિત થયો હતો, જે ચિતોડ માટે બાદલ, જયમલ્લ અને પુત્ત એઓએ પવિત્ર યુદ્ધક્ષેત્રમાં અમ્લાન વદને—અક્ષુબ્ધ હૃદયથી આત્મપ્રાણ અર્પણ કર્યા હતા, આજ તે ચિતોડ શ્મશાન, આજ તે ચિતોડની દિવાલ અંધકાર–સમાચ્છન્ન ભીષણ શૈલ શ્રેણીના પ્રમાણે રહી છે. પ્રતાપ ઘણું કરીને એવીજ ચિંતા–એવીજ કલ્પનામાં નિમગ્ન રેહેતો હતો, ઘણું કરીને તરંગના પછી તરંગના આઘાતથી તેનું હૃદય આલોડિત થતું હતું.

એવી રીતે અન્તર્દાહથી પ્રતાપ તરૂણ ઉમરમાં ઐહિક જીવનની ચરમ સીમામાં આવ્યો હતો. દુરંત રોગે આવીને જલદીજ તેનો દેહ અધિકૃત કર્યો. પ્રતાપ અને તેના સર્દારોએ પેશોલા નદીના કિનારા ઉપર પોતાની

દુર્ગતિના વખતે વરસાદથી પોતાની રક્ષા કરવાને માટે એક ઝુપડી કરી હતી, તે ઝુપડીમાંજ પ્રતાપના જીવનનો છેલો ભાગ અતિવાહિત થતો હતો. પ્રતાપ પોતાના છોકરા અમરસિંહના ઉપર આસ્થા શૂન્ય હતો. તે જાણતો હતો, કુમાર અમરસિંહ હમેશાં શોખીન જુવાનીયાના જેવો છે; રાજ્ય રક્ષાનો ક્લેશ કદિ પણ તે સહન કરશે નહિ. છોકરાની વિલાસપ્રિયતાથી પ્રતાપના હૃદયમાં ઘણી વ્યથા થતી હતી; મરવાની વેળા પણ એ યાતના દૂર થઈ નહિ. આ દુઃસહ મનોવેદના આસન્ન–મૃત્યુ પ્રતાપના મ્હોડાથી વિકૃત સ્વરથી બાહાર નીકલવા માંડી. એક જણ સર્દારે આ દુઃખ જોઈને પ્રતાપને પુછ્યું કે તમને એવું શું કષ્ટ થાય છે કે, પ્રાણવાયુ શાંતભાવથી બાહાર જઇ શકતો નથી. પ્રતાપે ઉત્તર આપ્યો, "જેનાથી સ્વદેશ તુરૂસ્કના હાથમાં ન જાય, તે વિષયમાં કોઇ પ્રતિશ્રુતિ જાણવાને વાસ્તે મારો પ્રાણ હાલ જવાને અતિ કષ્ટ વિલંબ કરેછે". છેલ્લે તેણે ઝુપડીને લક્ષ્ય કરીને કહ્યું, "કદાચ આ ઝુપડીને બદલે મોટા કીમતી મેહેલ બનશે, મેં મેવાડની જે સ્વાધીનતા રક્ષાને વાસ્તે એટલું કષ્ટ સ્વીકાર કર્યું છે, કદાપિ તે આ ઝુપડીની સાથે વિલુપ્ત થશે." સર્દારોએ પ્રતાપના આ વાક્યમાં સોગન કરીને કહ્યું, "જ્યાં સુધી મેવાડ સ્વાધીન ન થશે ત્યાંસુધી કોઈ મેહેલ બનશે નહિ." પ્રતાપે ભરોસો રાખ્યો, નિર્વાણોન્મુખ પ્રદીપના પ્રમાણે તેનું મુખમંડળ ઉજ્વલ થયું. મેવાડ પોતાની સ્વાધીનતાની રક્ષા કરશે એ સાંભળીને શાંત ભાવથી આ લોકમાંથી અવસૃત થયો.

એવી રીતે ૧૫૯૭ ઈસવી સનમાં સ્વદેશ–વત્સલ પ્રતાપસિંહ પરલોક પ્રાપ્ત થયો. જો મેવાડની થિઉકિદિદિસ અથવા જેનોફન રહેતો "પેલપાનિસસનાં વખતે" અથવા "દશ હજારના બદલે" કદિ પણ આ રજપૂત શ્રેષ્ઠના અવદાનના કરતાં ઇતિહાસમાં અધિકતર મધુર ભાવથી કીર્ત્તિત થાત નહિ. અપ્રમેય વીરત્વ, અવિચલિત દૃઢતા અશ્રુતપૂર્વ અધ્યવસાયની સાથે પ્રતાપે દીર્ઘકાલ પ્રબલ–પરાક્રાન્ત, ઉન્નતાકાંક્ષ, સહાયસંપન્ન બાદશાહના વિરૂદ્ધાચરણ કર્યું હતું. એ વાસ્તે આજ સુધી પ્રતાપસિંહ પ્રત્યેક રજપૂતના હૃદયમાં અધિષ્ઠાત્રી દેવતારૂપથી વિરાજ કરે છે. જ્યાં સુધી સ્વદેશહિતૈષિતા રજપૂતના મનમાં અંકિત રેહેશે ત્યાં સુધી પ્રતાપસિંહનું આ દેવ–ભાવનું ખ્યાન થશે નહિ.

પ્રતાપસિંહે સ્વદેશની સ્વાધીનતા રક્ષાને વાસ્તે, દુરન્ત યવનોથી માતૃભૂમિને પવિત્ર રાખવા માટે મહત્ કાર્ય બજાવ્યું છે, રાજસ્થાનના ઈતિહાસમાં તે હમેશાં સ્વર્ણાક્ષરોમાં અંકિત રહેશે. સદીની પછી સદી ગઈ છે, અદ્યાપિ રાજસ્થાનના લોકોની સ્મૃતિમાં આ વૃત્તાંત જાજ્વલ્યમાન રહ્યો

છે. પૂર્વ પુરૂષનું આ વૃત્તાન્ત કેહેવાની વખતે રજપૂતના હૃદયમાં અભૂત પૂર્વ તેજનો આવિર્ભાવ થાયછે. છાતીમાં રક્તની ગતિ પ્રબલ થાયછે, અને નયન-જલથી ગાલો પ્લાવિત થઈ રહેછે. વસ્તુતઃ પ્રતાપસિંહનું કામ પરસ્પર રાજસ્થાનના અદ્વિતીય ગૌરવ અને અદ્વિતીય મહત્વનો વિષય છે. કોઈ માણસ રાજવંશમાં જન્મ લઇને અને સર્વ પ્રકાર સૌભાગ્ય-સંપત્તિનો અધિકારી થઇને પ્રતાપના પ્રમાણે દુર્દશામાં પડયો નથી, કોઇ પણ માણસે સ્વદેશહિતૈષણમાં ગરમ થઈને સ્વાધીનતા રક્ષાને માટે જંગલે જંગલે પર્વતે પર્વતે ફરીને પ્રતાપના પ્રમાણે દુઃખ ભોગવ્યું નથી. આરાવલી પર્વત-માલાનાં સઘળાં શિખર, સઘળી ખો પ્રતાપસિંહના ગૌરવથી ભરેલી છે. ચિરકાલ એ સઘળા ગૌરવ-સ્તંભ ઉભા રહીને, રાજસ્થાનનો મહિમા પ્રકાશ કરશે. ભારત મહાસાગરના સઘળા પાણીમાં પણ એ નિમગ્ન થશે નહિ, હિમાલયના સઘળા પથ્થરથી પણ એ વિચૂર્ણ થશે નહિ.

---

## ઝાલાપતિ માન્નાનું વીરત્વ.

સંવત્ ૧૬૩૨ ( જુલાઇ ૧૫૭૬ ) ની શ્રાવણ શુદ ૭ મનો દિવસ આર્યકુલનો વીરત્વોચ્છ્વાસનો એક પ્રસિદ્ધ દિવસ છે, આર્યગૌરવનો એક જ્વલંત મહાયોગ છે! જ્યાંસુધી માનવ-મંડળી વીરત્વ અને મહત્વની પૂજા કરશે, જ્યાંસુધી રજપૂત જાતિ કાયમ રહેશે; ત્યાંસુધી તે દિવસનો બનાવ મનુષ્યના ઈતિહાસમાં ઉજ્વલ અક્ષરથી બિરાજશે, ત્યાંસુધી તે દિવસ અનંતકાલ સ્રોતની એક ભયાનક વાર્ત્તા પ્રકાશ કરશે, તેજ દિવસે પુણ્યભૂમિ હલદિઘાટના શૈલ ગાત્ર અને પાહાડી રસ્તા મેવાડના સાહસિકતમ પુત્રોના પવિત્ર લોહીમાં લાલ થયા હતા, જે ચઉદ હજાર વીર પ્રાણાર્પણના મહામંત્રમાં ઉત્તેજિત થઈને તે ભયાનક રણક્ષેત્રમાં અનંત શસ્ત્રશય્યામાં સુતા હતા, તેઓ સર્વની ઓલખાણ આપવી સંભવતી નથી; તોપણ તેઓમાં જેઓ પ્રસિદ્ધ છે, તેઓનુંજ ટૂંકું વર્ણન પ્રકટ કરવામાં આવેછે. રાણા પ્રતાપસિંહના ઘણા પાસેના પાંચશો સગા; ગોવાલિયરનો પદચ્યુત નૃપતિ રામશા અને તેના પુત્ર ખંડેરાવે વિક્રમશાલી ૩૫૦ તુયારવીરની સાથે મેવાડને માટે રણક્ષેત્રમાં પ્રાણ આપીને કૃતજ્ઞતાની ઓલખાણ આપી હતી. સર્વ કરતાં વીરવર ઝાલાપતિ માન્નાએ વધારે અને લોક વિસ્મયકર વીરત્વ પ્રકાશ કર્યું હતું. સર્વ વાત મૂકી દઈને એકમાત્ર તેનું અદ્ભુત વીરત્વ અને આત્મોત્સર્ગના વિષય વિચાર કરવાથી તે દિવસનું અતુલનીય ગૌરવ કાયમ રહી શકશે. વીરવર માન્ના ૫૦ સામંત સાથે લઇને જ્યારે તે સાગરવત્ વિશાલ મોગલ સેનામાં પ્રવેશ કરીને અદમ્ય સાહસ અને અધ્યવસાયની સાથે યુદ્ધ

કરવા લાગ્યો; જ્યારે તેણે મુઠીભર રજપૂતવીરની સાથે તે અનંત મોગલ સેનાનો ચુરો અને ત્રાસ આપતાં આપતાં છેલ્લે સઘલથી જીવન ઉત્સર્ગ કર્યું, ત્યારે જે કોઈએ તેનું અતુલ વિક્રમ અને વિસ્મયકર રણનૈપુણ્ય જોયું હતું-તે તેઓની ઘણી પ્રશંસા કર્યા સિવાય રહી શક્યા નહોતા, તે દિવસની વાત હજી સુધી કોઈપણ ભુલી શક્યા નથી. તે દિવસે મેવાડના પ્રત્યેક વીરવંશ વીરશૂન્ય થઈ પડ્યા હતા, ઘણીક વીર-રમણીના માથાના સિંદુરનો ચાંડલો અનંતકાળને માટે ધોવાઈ ગયો હતો.

---

## આત્મ-ત્યાગ.

અમે ધીરે ધીરે મેવાડના વીરપુરૂષ અને વીરરમણીના તેજસ્વિતાનાં જ્વલંત દૃષ્ટાંત પાઠકોની આગળ દેખાડતા આવ્યા છિયે. જગતના ઇતિહાસોમાં એવાં દૃષ્ટાંત ઘણાં વિરલ છે. જો ઈતિહાસની તર્ફ ચાહિને પુછવામાં આવે, કે પૃથ્વીમાં કહી જાતિ કેટલીક સદીથી જુલમ, અવિચાર સહન કરતી આવેછે તે છતાં પોતાની સભ્યતા, અક્ષત અને પોતાના જાતીય ગૌરવનું પ્રાધાન્ય અપ્રતિહત રાખ્યું છે ? તો નિઃસંદેહ આ ઉત્તર મળશે, મેવાડના રજપૂતોજ તે અદ્વિતીય જાતિ છે. યુદ્ધના પછી યુદ્ધ થયાથી મેવાડ સઘળું હત થયું, ને વીર સઘળા મરી ગયા છે, તરવારના પછી તરવારના આઘાતથી રજપૂતોના દેહ જખ્મી થઈ ગયા છે, વિજેતાના પછી વિજેતા આવીને પોતાની સંહારિણી શક્તિની ઓલખાણ આપી છે, પરંતુ મેવાડ કદિ પણ ચિરકાલ અવનત રહ્યું નથી. માનવજાતિના ઇતિહાસમાં કેવલ મેવાડના રજપૂતોજ ઘણા જુલમ અને દૌરાત્મ્ય સહન કરીને વિજેતાના પદાનત થયા નથી, અને વિજેતાનીસાથે મળીને પોતાના જાતીય ગૌરવને બાળી નાખ્યું નથી. રોમીઓએ-બ્રિટનીઓના ઉપર આધિપત્ય વિસ્તાર કર્યાથી બ્રિટનીઓ વિજેતાનીસાથે એકેવારે મળી ગયા છે. તેઓ પવિત્ર વૃક્ષને સંમાન આપતા હતા, તેઓ પવિત્ર વેદીની મર્યાદા રાખતા હતા, તેઓ ( ડ્રુઈડ ) પુરોહિતોનું પ્રાધાન્ય સઘળાજ અતીત સમયના ગર્ભમાં વિલીન થયા છે. મેવાડના રજપૂતો કદિપણ એવા રૂપાંતર થયા નથી. તેઓ ઘણીવાર પોતાની ભૂસંપત્તિથી સ્ખલિત થયા છે,-પરંતુ કદિપણ પોતાના પવિત્ર ધર્મથી તથા પવિત્ર આચાર વ્યવહારથી વિચ્યુત થયા નથી. તેઓનાં અનેક રાજ પરહસ્તગત થયાં છે, અનેક સૈન્ય પવિત્ર યુદ્ધ ક્ષેત્રમાં વીર-શય્યામાં સુતાં છે, અનેક વંશ અનંતકાળ-સાગરમાં નિમજ્જિત થઈ ગયાંછે, તોપણ મેવાડ પોતાના ધર્મથી ભ્રષ્ટ થયો નથી. આ વીરભૂમિએ દીર્ઘ-

કાલ પ્રબલ તરંગનો આઘાત સહન કર્યો છે, તથાપિ પોતે મુક્તિને વાસ્તે આત્મ–સંમાનનો નાશ કરચો નથી. મેવાડના વીરપુરૂષો ઘોરતર યુદ્ધમાં આગળ પડયા હતા, સ્વતંત્રતા રક્ષામાં તાચ્છીલ્ય દેખાડયું નથી; મેવાડની વીરરમણીઓએ સંગ્રામસ્થલમાં દેહ છોડયા છે, તથાપિ વિજેતાના પદાનત થઇ નહિ; મેવાડના વીરબાલકો ગરીયસી જન્મભૂમિને વાસ્તે પવિત્ર રણ-સ્થલમાં અનંત નિદ્રામાં સુતા છે. તથાપિ સ્વાધીનતાને છોડી નહિ; મેવાડની વીરદાઇએ સ્નેહના અદ્વિતીય અવલંબન પ્રાણાધિક છોકરાનું નિષ્ઠુર ઘાતકના તરવારના મુખમાં અર્પણ કર્યું છે, તથાપિ પ્રભુના વંશની રક્ષાને વાસ્તે પરાઙ્મુખ થઈ નહિ; મેવાડના અધિપતિએ પોતાના હૃદયરંજન તનયના હત્યાકારીને બખશીસ આપી, તથાપિ ન્યાયના પવિત્ર રાજ્યમાં પાપનો ડાગ લગાડવામાં તૈયાર થયો નહિ; મેવાડના કુલપુરોહિતે રાજ-વંશના મંગલને માટે અમ્લાનવદને પોતાના હાથે પોતાનું જીવન નષ્ટ કર્યું, તથાપિ પોતાનો મહત્ ઉદ્દેશ રક્ષા કરવામાં કાતર થયો નહિ. બીજી ભૂમિ જે બતાવી શકી નથી, તે જગતના ઈતિહાસમાં મેવાડે બતાવ્યું છે.

કુલપુરોહિતની આ અપૂર્વ આત્મત્યાગની વાત અનિર્વચનીય મહત્વમાં પૂર્ણ છે. જો જગતમાં કોઈ પ્રકારનો નિસ્વાર્થપરતા રહે, તો આ પુરોહિતની જીવંત મૂર્તિમાં છે, જો કોઈ પ્રકારના ઉદાર મહાનુભાવનું આશ્રય સ્થાન રહે તો તે પુરોહિતના હૃદયમાં છે. મેવાડ યથાર્થ આ આત્મત્યાગ ગરિમાની લીલાભૂમિ છે. બીજો કોઈ ભૂખંડ એ અંશમાં મેવાડ સામે થઈ શકતો નથી. પોતાનું જીવન આપીને પારકાના જીવનની રક્ષા કરવી એ નિઃસંદેહ અલૌકિક કામ છે. મેવાડનો પુરોહિત આ અલૌકિક કામ કરીને અક્ષય કીર્ત્તિ રાખી ગયો છે. આ નશ્વર જગતમાં આ જીવલોકના ક્ષણ પ્રભાવત્ ક્ષણિક વિકાશમાં કોઇનીસાથે પણ આ "દાનવીરની" તુલના કરવી સંભવતી નથી. સોળમી સદીની આખેરીએ એકવેળા બે ક્ષત્રિય યુવક મૃગયા રમવાની ખુશીમાં પરિતૃપ્ત થયા હતા. બંને યુવકની આકૃતિ સરખી હતી. બંનેના દેહજ વીરત્વ-વ્યંજક હતા. બંને સુગઠિત, ખુબસુરત અને યોગન-સુલભ તેજસ્વિતામાં પરિપૂર્ણ હતા. આ તેજસ્વિતાની પ્રખર-જ્યોતિનીસાથે એક અપૂર્વ માધુર્યનો શીતળ પ્રકાશ બંનેના મુખમંડલ ઉપર જાહેર થતો હતો. બંને યુવકમાં દીર્ઘકાલથી બંધુતા હતી. દીર્ઘકાલથી બંને પ્રીતિનો સુખાનુભવ કરતા હતા. પરંતુ મેવાડની મૃગયા ભૂમિમાં એકાએક આ બંધુતામાં વ્યતિક્રમ થયો, એકદમ પ્રીતિની જગ્યામાં દૂષનું સ્થાન થયું. બંને યુવક કંઈ અનિર્દ્દિષ્ટ કારણથી બંનેમાં પરસ્પર શત્રુતા થઇ. આ બંને તેજસ્વી ક્ષત્રિયવીર, મહારાણા ઉદયસિંહના કુંવરો

હતા. એકનું નામ પ્રતાપસિંહ, બીજાનું શુક્ત. એક અતુલ્ય વીરત્વ દેખાડીને અને ચિરકાલ સ્વાધીનતાની ઉપાસના કરીને પ્રાતઃસ્મરણીય થઇ રહ્યો છે, બીજાએ સ્વદેશી સ્વજાતિ શોણિતમાં પોતાની દ્વેષબુદ્ધિથી પરિતર્પણુ કર્યું છે. એક જાતીય ગૌરવની જીવંત મૂર્તિ છે, બીજો જાતીય કલંકની લીલાભૂમિ છે. આજે આ તેજસ્વી ભાઈઓમાં વિરોધ થયો છે. આજે ભાઇ ભાઈને દુશમન દુશમનોનું વેરપણું થયું છે. જે વીરત્વ અને તેજસ્વિતા એકત્ર રહે તો મેવાડનો ગૌરવસૂર્ય ઉજ્જ્વલથી ઉજ્જ્વલતર થઈ શક્ત, હાય! આજ તે પરસ્પર વિચ્છિન્ન થઈને પોતાનું બલક્ષય કર્યું.

પ્રતાપસિંહ મહારાણા ઉદયસિંહનો મોટો કુંવર હતો, તેથી મેવાડની ગાદી તેના હાથમાં આવી હતી. ઉદયસિંહનો બીજો પુત્ર શુક્ત હતો, તે ભાઈના આશ્રયમાં કાળ ગાળતો હતો. તેજસ્વિતા અને કઠોરતામાં શુક્ત કોઇપણ રીતે કમ નોહોતો. એક વખત એક તરવાર તૈયાર થઈને આવી, એને ધાર છે કે નહિ તે જાણવા માટે કેટલાંક મોટાં સુતરોને એકઠાં કરીને તરવારના આઘાતથી એના બે ભાગ કરવાનો પ્રસ્તાવ થયો. શુક્ત તે વેળાએ પાસે હતો; તે આ વાત સાંભળીને ગંભીરભાવથી કહી ઉઠ્યો, જે તરવાર હવે પછી માંસ હાડકાં કાપશે, તેની પરીક્ષા સુતરથી કરવી ઉચિત નથી. શુક્તે એ કહીને આગળના પ્રમાણે ગંભીરભાવથી તરવાર લઈને પોતાની આંગળીમાં આઘાત કર્યો. જખમ થયલા સ્થાનમાંથી અનર્ગલ લોહી નીકળવા માંડયું. એ વખતે શુક્તની ઉમર પાંચ વર્ષની હતી. પાંચ વર્ષના બાળકે જેવી સાહસ અને તેજસ્વિતા દેખાડી હતી, તેવી વયોવૃદ્ધિની સાથે સાહસ અને તેજસ્વિતા આસ્તે આસ્તે વધ્યાં હતાં. પરંતુ મોટા ભાઇના ઉપર જે દ્વેષ જન્મ્યો હતો, તે શુક્તના હૃદયમાંથી દૂર થયો નહિ. પ્રતાપસિંહનો પણ ન્હાના ભાઈ ઉપર જાતિ ક્રોધ હતો; કોઇપણ રીતે આ દ્વેષ અને ક્રોધ દૂર થતો નહોતો. કોઇપણ રીતે આગળના જેવા સદ્ભાવ અને પ્રીતિ આવીને બંનેને એક સૂત્રમાં બાંધી શક્યા નહિ. આસ્તે આસ્તે આ દ્વેષ અને ક્રોધ ગાઢતર થયો, આસ્તે આસ્તે બંને એક એકનો ભોગ દેવાને તલપી રહ્યા. એક વેળા પ્રતાપસિંહ ચક્રાકાર અસ્ત્રની રમતની ભૂમિમાં ઘોડો દોડાવેછે. તેના હાથમાં તરવાર શોભા આપી રહી છે. તે આ ક્રીડા ભૂમિમાં પોતાના હથીઆર ચલાવવાના કૌશલ્યનો પરિચય આપતો હતો. એવી વખતે શુક્ત તેની પાસે ગયો. પ્રતાપે ગંભીર અવાજથી ન્હાનાભાઇને કહ્યું, "આજ આ ક્રીડાભૂમિમાં યુદ્ધથી આપણે આપણી વિવાદની મીમાંસા કરીએ, આજે જોઇએ કે શોણિત વર્ષા ચલાવવામાં કોની શક્તિ વધારેછે." શુક્ત હઠયો નહિ, અવિલંબે યુદ્ધનું આયોજન થયું. ગંભીરસ્વરથી કહ્યું "તમો શો આરંભ કરશો ?" અવિલંબે બંનેઓ-

એ વર્શા લઈને બંને એક એકના સામે થયા. મેવાડની આશા સ્થલ તેજસ્વી વીર યુગલનું જીવન આજ સંશયમાં દોલવા માંડયું. બરાબર એ વખતે બંને ભાઈઓમાં એક કમનીય મૂર્તિનો આવિર્ભાવ થયો. સમાગત પુરૂષ તેજસ્વિતા અને મધુરતા બંનેનું આશ્રય સ્થળ હતું; બંનેજ તેના દેહ લક્ષ્મીને વધારે ગૌરવાન્વિત કર્યાં હતાં. સાહસિક પુરૂષ ધીરભાવથી વિરાટ પુરૂષના પ્રમાણે ઉદ્યત બંને ભાઈઓના વચમાં આવીને ઉભો. આ માધુર્યમય તેજસ્વી પુરૂષ મેવાડના પવિત્ર કુલનો મંગલવિધાત્રી દેવતા છે. પવિત્ર કુલ પુરોહિત આજે બંને ભાઈમાં યુદ્ધ નિવારણને વાસ્તે તૈયાર થયો છે. આજે બંને ભાઈઓના વચમાં ઉભો રહીને બંનેના જીવન રક્ષાનો દૃઢ નિશ્ચય કર્યો છે. પુરોહિતે ધીરે ગંભીર ઉન્નત સ્વરથી આ બંને ભાઈઓને કહ્યું. "આ રમવાની ભૂમિ છે, ખરૂં યુદ્ધસ્થલ નથી, ભાઇ ભાઇમાં યુદ્ધ કરવું એ ખરૂં ક્ષત્રિયત્વનું લક્ષણ નથી. યુદ્ધમાં ક્ષાંત થાઓ, તમારા શોણિત વર્ષા શત્રુના હૃદયમાં પ્રવેશ કરો, તમારા તેજસ્વી ઘોડા શત્રુના લોહીમાં તરતા કરો. વંશની મર્યાદાને નષ્ટ કરો નાં. મહાપુરૂષ બાપારાઓનું કુલ નષ્ટ કરવામાં ઉદ્યત ન થાઓ. જોજો ભાઈઓના લોહીથી ભાઈના પવિત્ર હથીઆરની પવિત્રતા નષ્ટ ન થાય." પરંતુ પુરોહિતની વાતથી કંઈ ફલ થયું નહિ. વીરયુગલ એક એકનો જીવ લેવાને તૈયાર થઇ રહ્યા હતા. શોણિત વર્ષા આગળના પ્રમાણે બંનેના હાથમાં શોભતા હતા. પવિત્ર કુલના હિત કરવાવાળા, પવિત્ર સ્વભાવના પુરોહિતે એ જોયું. પલવારમાં તેની પાપણ કુંચિત અને બંને આંખ પ્રકાશવાળી થઈ ગઈ, પલમાત્રમાં તેણે જાણે કંઈ ચિંતા કરી હોયને. બીજી કંઈ વાત તેના મ્હોડેથી બાહાર થઈ નહિ. પલવારમાં તેણે ન્હાની તરવાર પોતાની પાસેથી બાહાર કાહાડીને પોતાની છાતીમાં મારી. લોહીનો સ્રોત પ્રવાહિત થયો. મેવાડની મંગલવિધાત્રી કુલદેવતાએ યુદ્ધોન્મુખ બંને ભાઈઓની પ્રાણરક્ષાને માટે અકાતરથી અમ્લાનભાવથી આત્મજીવન વિસર્જ્જન કર્યું.

પ્રતાપસિંહ અને શુક્ત એ જોઈને સ્તંભિત થઈ ગયા. તેઓનાં અંગ અવશ અને હાથ શિથિલ થઇ પડ્યા. પુરોહિતનું શબ તેઓના મધ્યસ્થલમાં પડી રહ્યું હતું. તેના પવિત્ર શોણિતે તેઓના દેહમાં સ્પર્શ કર્યો હતો. પ્રતાપસિંહને ઘણો ખેદ થયો, તેણે કનિષ્ટને અસ્ત્રાઘાત કર્યો નહિ. આત્મત્યાગથી મહાન્ ઉદ્દેશ સંસાધિત થયો. પ્રતાપે હાથ ઉંચા કરીને તીવ્ર સ્વરથી પોતાના ન્હાનાભાઇને રાજ્ય છોડીને જવાનું કહ્યું. શુક્ત મોટા ભાઇનો હુકમ સાંભળીને પાસે આવ્યો અને માથું નમાવીને જતો રહ્યો,

ત્યારબાદ શુક્ત મુગલ બાદશાહ અકબરની સાથે મળીને પ્રતિહિંસા લેવાનો ઉપાય જોવા લાગ્યો. અવિચ્છિન્ન ભ્રાતૃયુગલમાં વળી પાછું પ્રણય સ્થાપિત થયું હતું. તે મેવાડના થર્મોપલીમાં—હલદીઘાટના ગિરિસંકટમાં-તે પ્રાતઃસ્મરણીય પુણ્ય પુંજમય મહાતીર્થમાં શુક્ત મોટા ભાઇનું અસામાન્ય સાહસ, જન્મભૂમિની સ્વાધીનતાને માટે લોકાતીત પરાક્રમ જોઈને મુગ્ધ થયો હતો; યુદ્ધના અવસાનથી કનિષ્ઠ જ્યેષ્ઠના પદાનત થઈને ક્ષમા માંગી હતી; બંને જણાઓએ પાછું પ્રીતિ ભરે આલિંગન કર્યું હતું.

---

## વીરાંગનાનો વીરત્વ-મહિમા.

મુગલ બાદશાહ અકબરશાહે દિલ્હીનો શાસન દંડ લીધો છે. ભારતના ઉત્તરમાં અને દક્ષિણમાં, પૂર્વમાં અને પશ્ચિમમાં મુગલનો વિજય-પતાકા વાયુમાં કંપાયમાન થઈને જાણે વિપક્ષિયોને તર્જના કરતો હોય ને એવું દેખાડે છે, જે સઘળા સામંતોએ દિલ્હીની આધીનતા તોડી હતી, તેઓ પાછા એક એક અકબરની આધીનતા માનતા આવેછે. બાદશાહ અકબર પોતાના બાહુબલથી અને પોતાના મંત્રકૌશલથી વિશાલ રાજ્ય સ્થાપિત કરીને વિપુલ વૈભવથી, અને સુશાસનના ગૌરવથી સર્વને વરણીય થયો છે. આર્યાવર્ત્તના સ્યામલ પ્રાંતમાં, દક્ષિણના પ્રશસ્ત ક્ષેત્રમાં, અફગાન-ભૂમિના પાહાડી પ્રદેશમાં તેની ગૌરવની વાર્ત્તા ઉદ્ઘોષિત થાયછે. જનમંડલ, તેની શક્તિ, તેનું પ્રાધાન્ય, તેના અલોક સાધારણ ગુણ જોઇને દેવતાજ્ઞાનથી તેને ભક્તિ અને શ્રદ્ધાની પુષ્પાંજલિ આપેછે.

આજે અકબરશાહનો ખુશ રોજ છે. વિશાલ રાજપુરીમાં સુંદર બજાર બેઠો છે. એ બજારમાં પુરૂષનો સમાગમ નથી; કેવળ કમનીય કામિની કુલ હારબંધ દુકાન સજાવીને ચાર બાજુએ અપૂર્વ શોભાનો વિસ્તાર કરેછે. બાદશાહની બેગમો આવી છે, સામન્ત-લલનાઓ હસતી હસતી બજારમાં ચોતર્ફ ફરતી ફરેછે. રજપૂત કામિનીઓ સુદૃશ્ય વેષભૂષાથી શોભિત થયાથી સૌંદર્ય બમણું ખીલી રહ્યું છે. જે સ્થાનમાં જે કંઈ સુંદર વસ્તુ છે, જે કંઇ મનોમદ છે, જે કંઈ તૃપ્તિપદ શિલ્પ દ્રવ્ય છે, તે સર્વે આ રમણીના રમણીય બજારમાં ગોઠવેલું છે. સ્ત્રિયો એ સર્વ અપૂર્વ શિલ્પ દ્રવ્ય વેચવાને અને લેવાને આવી છે.

લાવણ્યવતી લલનાથી ભારતના અદ્વિતીય બાદશાહનો મહેલ આજે એવી રીતે પરિપૂર્ણ છે. શિલ્પ ચાતુરીના અપૂર્વ સૌંદર્યથી કામિનીના અપૂર્વ કમનીય કાંતિથી આજ રાજભવન એવી રીતે પ્રકાશિત થઇ રહ્યું

છે. બાદશાહ છદ્મવેશ (છુપા પોશાક) થી આ રૂપવતી કુલના બજારમાં ફરતો ફરેછે. પળે પળે તેની આંખ ચોતર્ફ ફરતી ફરેછે. તે પળે પળે કામિનીઓના સૌન્દર્ય અને કામિનીઓના ક્રય વિક્રય જોઇને આનંદિત થાય છે. વિધાતાની સૃષ્ટ મધ્યે શ્રેષ્ઠ લલના કુસુમથી તેનો મેહેલ સુશોભિત જોઈને તે પ્રીતિ-પ્રફુલ્લ હૃદયથી એક દુકાનમાંથી બીજી દુકાનપર જાયછે, અને પ્રત્યેક દુકાનમાં જઈને કોઈ કોઈ વસ્તુની કીંમત પૂછેછે. વેચનાર સ્ત્રિયો થોડી હસીને ઉત્તર આપેછે. બાદશાહ સોનાંની મોહોરો આપીને તે વસ્તુ વેચાતી લેછે. સ્ત્રિયો પાછી પહેલા પ્રમાણે થોડી હસીને મોહોર લેછે. ફુટેલા કમલની પ્રશાન્ત કાંતિથી બજાર એવી રીતે પ્રકાશિત થઈ રહ્યો છે. અકબરશાહ સુખના આવેશથી આ કમલવનમાં ફરતો ફરેછે. મુસલમાનના પ્રથમ મહીનાના નવમે દિવસે એ બજાર થતો, એ વાસ્તે એનું નામ "નવરોજ" ઈતિહાસમાં પ્રસિદ્ધ થયું છે. અકબર એ બજારનો સ્થાપન કર્ત્તા છે તેણે આદરથી એનું નામ "ખુશરોજ" રાખ્યું હતું. બાદશાહ આજ પોતાના સ્થાપેલા ખુશરોજને દિવસે અનંત ખુશીના તરંગમાં તરતો હતો.

એક રૂપવતી યુવતી એ બજાર જોવાને આવી છે. તેના સૌન્દર્યથી અને તેના સ્થિર ગંભીર ભાવથી સ્તંભિત થઇને બજારની સ્ત્રીયો તેની તર્ફ જોતી રહી છે. યુવતીના સ્થિર વિદ્યુત્ પ્રભાવથી સમસ્ત બજારમાં એક અપૂર્વ સૌન્દર્યનો પ્રકાશ થઇ રહ્યો છે. યુવતી ધીમે ધીમે ચાલતી દુકાન જોય છે. સુસજ્જિત દ્રવ્યની શિલ્પ ચાતુરી જોઈને તેને ખુશી ઉત્પન્ન થાય છે ખરી, પરંતુ તે ક્રયવિક્રય કરનારી કોઈ કોઇ સ્ત્રીની લજ્જાહીનતાથી મનમાં ઘણી વિરક્ત થાય છે. એ લલનાકુલ હસતી હસતી વાત કરેછે પરંતુ તે હસવામાં શીતલતાનો આવેશ નથી, તેથી તે હસવું શીળતામયી યુવતીના હૃદયમાં ખુશીનો તરંગ કરાવી શકતું નથી. યુવતી, સુંદરીઓમાં શીળતાનો આવી રીતનો અભાવ જોયાથી,—પવિત્ર સૌન્દર્યના અદ્વિતીય અવલંબન લજ્જાના આવી રીતના અપવ્યવહારથી નાખુશ થઇને બજાર છોડી જવાને તૈયાર થઈ. બાદશાહે થોડીક પળ સુધી એ લાવણ્યવતી સ્ત્રીને જોઈ. સ્થિર સૌદામિનીની અપૂર્વ કાંતિથી તેનું હૃદય ખેંચાયું. યુવતી બજારમાંથી નીકલવાને જવા લાગી. નીકલવાનો રસ્તો ઘણો કુટિલ હતો. યુવતી તે કુટિલ રસ્તામાં ધીરે ધીરે આગળ જવા લાગી. અકસ્માત તેની ગતિરોધ થઇ. અકસ્માત તેની સામે અકબરશાહને જોયો. બાદશાહે યુવતીના રૂપમાં મુગ્ધ થઈને તેનો રસ્તો રોક્યો હતો. તેથી પવિત્ર-સ્વભાવા કુલ મહિલાને અપરિસીમ ક્રોધનો સંચાર થયો. અસમયે અતર્કિત ભાવથી

ભારતના અદ્વિતીય અધિપતિને સામે જોઈને તે કોઇ રીતે ભયભીત થઇ નહિ. ક્રોધથી તેની બંને આંખ લાલ થઈ ગઈ અને જાણે આંખમાંથી તણખા પડતા હોય તે પ્રમાણે લાલપીળી થઈ ગઇ, તેણે તરત પોતાના વસ્ત્રમાંથી એક સુતીક્ષ્ણ કટાર કાઢી, તે તરવાર બાદશાહની છાતીની તર્ફ પકડીને આત્મસંમાન રક્ષાને માટે તૈયાર થઈ. યુવતીએ આવી રીતે ભારતવર્ષના અધીશ્વરને લક્ષ્ય કરીને તીક્ષ્ણ કટાર પકડીને ગંભીર સ્વરથી બોલી "જે નરાધમ પવિત્ર ક્ષત્રિય-કુલ કલંકિત કરવાને તૈયાર થાય છે તેને આ કટારથી જેવી જોઈએ તેવી શિક્ષા આપવી જોઈએ." બાદશાહ તે લાવણ્યવતી લલનાની આવી રીતની ભૈરવી મૂર્ત્તિ જોયાથી સ્તંભિત થઈ ગયો. તે વેળાએ તેણે બીજી કોઇ જાતની દુઃશીલતા અથવા ઉદ્ધત ભાવની ઓલખાણ આપી નહિ. વીરાંગનાના આ વીરત્વથી અને તેજસ્વિતાથી તેના હૃદયમાં આલ્હાદનો સંચાર થયો. ગુણપક્ષપાતી બાદશાહે ગુણની અમર્યાદા કરી નહિ. તેણે સૌમ્ય ભાવથી બહુ સન્માનની સાથે તેજસ્વિની ક્ષત્રિય-મહિલાને વિદાય કરી.

આ વીરનારી વીરપ્રસવિની મેવાડ–ભૂમિના શુક્તાવત વંશના સ્થાપિતાની કુંવરી અને રાઠોડ કુલના સાહસી પૃથ્વીરાજ વીકાનેરની ભાર્યા છે. લોક-પ્રસિદ્ધ-ઈતિહાસના આદરણીય બાદશાહ અકબરે એ વખતે એ લાવણ્યવતી વીરાંગનાને કલંકિત કરવામાં આવી રીતનો ખરાબ ઉપાય પકડયો હતો. જેણે પ્રશાંતભાવથી રાજ્ય ચલાવ્યું હતું, સુનિયમથી પ્રજા-રંજન-ગુણની ઓલખાણ આપી હતી, અવિકાર ચિત્તથી ન્યાય અને ધર્મના સન્માન રક્ષાને માટે ઈન્દ્રિયોને વશીભૂત રાખતો હતો, અલૌકિક શક્તિના મહિમાથી સાધારણોની આગળથી દેવભાવથી પૂજાતો હતો, તે પણ એક વખતે આવી રીતની કુપ્રવૃત્તિના માર્ગમાં પગ મૂકવાને સંકુચિત થયો નહોતો. ચિર પ્રસિદ્ધ રજપૂત રાજમહિલાએ પુરૂષસિંહની સામે અસીમ તેજસ્વિતા દેખાડીને પોતાના વંશોચિત ગૌરવની રક્ષા કરી હતી. વિધાતાની અપૂર્વ સૃષ્ટિ પવિત્રતામય પ્રફુલ્લ કુસુમ પોતાના ગૌરવના મહિમાથી આવી રીતે અકલંકિત રહ્યું હતું.

---

# વીરાંગના.

## દુર્ગાવતી.

હિંદુસ્થાનના મધ્યભાગમાં અલહાબાદથી આશરે એક સો કોસ ઉપર દક્ષિણ પશ્ચિમ મર્યાદામાં ગંડમડને નામે પૂર્વે એક પરાક્રમી રાજ્ય હતું. તેમાં સોહાગપૂર, છત્રિસગઢ, સંભલપૂર, ઈત્યાદિ ઈત્યાદિ શેહેરો આવેલાં

હતાં. અને તેથી ગંડમંડલના* નામે આખું રાજ્ય ઓળખાતું હતું સોહાગપૂર બુદેલખંડની અંદર છે. આ જગ્યા ઘણીખરી અરણ્યમય છે. પૂર્વે એ ધનસંપત્તિમાં પરિપૂર્ણ હતું, છત્રિસગઢ ગોડવન પ્રદેશમાં છે. પ્રાચીન વખતમાં એ રત્નપૂરના નામથી પ્રસિદ્ધ હતું અને ઘણાખરા જહરખંડના નામથી પણ તેને ઓળખેછે. આ શેહેરના ભૂભાગમાં કેટલોક ભાગ અરણ્ય અને પર્વતોથી ઢંકાયેલો છે. ગંડમંડલ રાજ્ય તેજસ્વી અને શ્રેષ્ઠ હતું. એમાં માણસોની વસ્તી સારી હતી. સુંદર તળાવો, રમ્ય ઉપવનો, નદીઓ અને પર્વતોથી એ રાજ્યનો પ્રદેશ મનોહર અને અપૂર્વ હતો. ગંડમંડલની રાજ્યધાની નર્મદા નદીના દક્ષિણ કિનારા ઉપર આવેલા જબલપૂરથી આશરે પાંચ મૈલને અંતરે પ્રસિદ્ધ ગંડનગરમાં હતી. ચોતરફ પર્વતોની હાર આવેલી હતી. તેથી આ શેહેરને શત્રુઓ સેહેલાઈથી લઇ શકે તેવું ન હતું. અસલના વખતમાં યવનરાજાઓએ જ્યારે દિલ્લીનું તખ્ત હાથ કરીને પોતાની ચોતરફ આણ વર્ત્તાવી ત્યારે ગંડમંડળના રાજ્યે પોતાની પ્રતિષ્ઠા અને રાજ્યની સ્વાધીનતા સારી રીતે જાળવી રાખી હતી. મુસલમાન રાજાઓ આ રાજ્યને કશી રીતે નડતર કરી દબાવી શકતા નહતા પણ સોળમી સદીના મધ્યસમયમાં જ્યારે દિલ્લીના તખ્ત ઉપર મુગલ બાદશાહ અકબર આવ્યો ત્યારે તેણે હિંદુસ્તાનના ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમના પ્રદેશો ઉપર પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપવાની ઈચ્છાથી લશ્કર મોકલી નાનાં નાનાં સંસ્થાનો તાબે કરવા માંડ્યાં હતાં, ને થોડે થોડે ઘણાંને તાબે લેઇને સત્તા વધારી હતી. પરંતુ આ તેના દિગ્વિજયની વખતે માત્ર મેવાડનો જગપ્રસિદ્ધ પ્રતાપસિંહ રાજા અને દુર્ગાવતી એ બંને તાબે થયાં નહતાં. દુર્ગાવતી ચંદન નામના મહારાજાની કન્યા હતી. આ વખતે વિધવાપણામાં હતી અને ગંડરાજ્યની સ્વાધીનતા તેના હાથમાં હતી. કહેછે કે એના રૂપ લાવણ્યતાની સમાન એ વખતે કોઈ કવચિતજ સ્ત્રિ હશે એવી તે કાંતિમાન્ હતી. એનું જેવું અસાધારણ સૌન્દર્ય હતું તેવીજ તે બુદ્ધિમાન અને અસાધારણ હિંમતવાન હતી. તે રાજ્યનીતિમાં કુશળ હતી. તેથી પોતાનું રાજ્ય સારી રીતે ચલાવીને સઘળી પ્રજાને રાજી રાખતી હતી. માટે તેની પ્રજા તેને આરાધના કરવા યોગ્ય માનતી અને રક્ષણ કરવાવાળી દેવીના પ્રમાણે ધારી શ્રદ્ધા અને ભક્તિવડે તેને ચાહતી હતી. અકબરશાહ ખંડીઆ રાજાઓ પોતાના તાબામાં આવે એટલા સારૂ તેમને શાસન કરવાને વાસ્તે ઘણીક જગ્યાપર લ-

* સોલમી સદીના મધ્ય સમયમાં ગંડમંડલ રાજ્યનો ઘેરાવો ત્રણસો માઈલ અને વિસ્તાર એક સો માઈલ હતો.

શ્કર લેઈને પોતાના સેનાપતિઓને મોકલતો હતો. આ પ્રસંગે તેણે આસફખાં નામે એક તુંડ મિજાજના સેનાપતિને નર્મદા નદીના કિનારા ઉપરના પ્રદેશના શાસનને વાસ્તે મોકલ્યો. તે આસફખાં ગંડમંડળની સમૃદ્ધિ વિષે જાણતો હતો, તેથી તેને હાથ કરી લેવાને તજવીજ કરવા લાગ્યો. પછી બાદશાહના હુકમથી તે ઉત્સાહમાં આવેલો હિમ્મતવાન થઇને ૧૫૬૪ ની સાલમાં ૬૦૦૦ ઘોડેસ્વાર અને ૧૨૦૦૦ પેંદલ લશ્કર લેઇને ગંડમંડલને આક્રમણ કરવાને નીકલ્યો. આ ખબર ગંડરાજ્યમાં ઝાહેર થઇ. રાજ્યમાં નિવાસ કરી રહેલા બાળ, જુવાન, વૃદ્ધ સ્ત્રી પુરૂષો સર્વે આ ખબરથી ભય પામવા લાગ્યાં અને આખું શેહેર ખળભળી રહ્યું, પરંતુ વીર તેજવાળી રાજ્યની માલીક બહાદૂર દુર્ગાવતીના હૃદયમાં આથી કંઈ પણ ભયનો આવિર્ભાવ થયો નહિ. એ ભય વગર હિંમતથી લઢાઇની તૈયારી કરવા લાગી. અને પોતાનું લશ્કર થોડા વખતમાં એકઠું કરી લઢાઈના મેદાનમાં શત્રુઓના આગળ ખડી થઈ. આ સમયે દુર્ગાવતીનો વીરવલ્લભ નામનો અઢાર વર્ષની વયનો એક કુંવર હતો તે પણ હિંમત અને મર્દામીથી આવી યુદ્ધમાં જનારાઓના દલમાં મલ્યો. આ મામલાની વખતે દુર્ગાવતી સૈન્યોને એકઠાં કરીનેજ માત્ર બેશી રહી નહોતી. પણ તે પોતે યુદ્ધના વેશમાં સજ્જિત થઈ માથા ઉપર રાજમુગટ મેલી બખતર ધારણ કરી એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ધનુષબાણ લઈને હાથી ઉપર બેઠી. કામિનીનું કોમળ હૃદય હમણાં સ્વદેશની સ્વાધિનતા રાખવા અને રક્ષણ કરવાનેજ અચલ થઈ રહ્યું હતું. પછી દુર્ગાવતી હસ્તિપર સ્વારી કરેલી શત્રુઓના કટક સામી પોતાના અમીર ઉમરાવો અને ફોજ સાથે જવા લાગી અને તે અવસરે તે ગંભીર સ્વરથી સૈન્યોને ઉત્સાહ અને હિમ્મત આપવા લાગી. વીરજાયાનાં વચન સાંભળી સર્વ સૈન્ય ઉત્સાહિત થયું અને તેઓએ મોટા ભયંકર શબ્દોથી ધરતી ચોતર્ફ ગજાવી મૂકી. બહાદૂર દુર્ગાવતી ચઢી આવેલા વિધર્મિ શત્રુઓને દેશમાંથી દૂર કરવાને વાસ્તે આ ઉત્સાહિત સૈન્યદલના આગળ આગળ ધસમસી જવા લાગી. દુર્ગાવતી જ્યારે ૮૦૦૦ ઘોડેસ્વાર, દોઢ હજાર હાથી અને ઘણા પેંદલની સાથે શત્રુના સામે આવી, ત્યારે તેની ભયંકર મૂર્ત્તિને જોઈ યવન સૈન્ય વિસ્મિત થયું. અને તેઓના હૃદયમાં એક જાતનો ડર સંચારિત થયો, જેથી પોતાનું કામ બજાવવામાં વીરત્વનું ચઢેલું પાણી નરમ થવા લાગ્યું. દુર્ગાવતીએ બે વાર મોટા પરાક્રમની સાથે આસફખાનના લશ્કરને ઘેર્યું. બંને વખત તેનો જય થયો. આ વખતે શત્રુ પક્ષના ૬૦૦ ઘોડેસ્વાર લઢાઇમાં માર્યા ગયા. છેલ્લે રહેલું લશ્કર લઢાઇના મેદાનમાંથી

ભાગી ગયું. દુર્ગાવતી પાછી બીજીવાર શત્રુના લશ્કર પછાડી દોડી તે સમયે પણ આસફખાનનું લશ્કર ત્રાસ પામી નાઠું. આથી દિલ્હીના બાદશાહના આ સેનાપતિનું અપમાન થયું. જે વીર પુરૂષોએ એક વખતે હિંદુસ્થાનના નાના સંસ્થાનોમાં જયનો વાવટો ઉડાડયો હતો, તેઓ આજ વીર્યવાન દુર્ગાવતીના બળથી હારીને ભાગવા લાગ્યા ! દુર્ગાવતી અચલિત હિંમતની સાથે પ્રતિપક્ષિની પછવાડે પછવાડે જવા લાગી. વિરામ અથવા વિશ્રામ ન લેતાં મર્દામીથી શત્રુ સૈન્યને ભગાડવા લાગી. મુગલ સેનાપતિ આ અદ્‌ભુત પરાક્રમ જોઈને અજાયબ થયો. આ ભયંકર મહા શક્તિના અપૂર્વ પ્રભાવથી તેનું શરીર કંપવા લાગ્યું. હિંમત દૂર થઈ ગઈ અને તેજ ઝાંખું પડી ગયું તેથી આસફખાં ચોગમ અંધકાર જેવું દેખવા લાગ્યો. દુર્ગાવતી તો શત્રુના પછવાડે પછવાડે જતી ગઈ. એમ કરતાં કરતાં દિવસ અસ્ત પામવા લાગ્યો. છેલ્લે તે આથમી ગયો તે જોઇને દુર્ગાવતીએ પોતાના લશ્કરને થોડો આસાએસ લેવાને કહ્યું. આ વિશ્રામ સુખ લેવામાં દુર્ગાવતીના લશ્કરે આખી રાત આરામ લેવાની ઈચ્છા દેખાડી અને સઘળાઓએ તેને વિનય સહિત કહ્યું કે રાતે યવન લશ્કર ઉપર હુમલો કરવો નહિ. આ તેમની વિનંતીને તેણે કબુલ રાખવી પડી તેથી લગાર તેને ચિંતા ઉપજી; કેમકે થોડોએક આસાએશ લીધા પછી તે રાત્રે શત્રુના ઉપર હુમલો કરવાની તેની મરજી હતી, પણ તે ન બન્યું.જો તેની ધારણા પ્રમાણે થયું હોતતો આસફખાનનું લશ્કર ઘણું ખરૂં માર્યું જાત, પરંતુ તેની આ ઈચ્છા ફલવતી થઈ નહિ. એક તરફ આસફખાં મેહેનત કરતો હતો પણ તેનું કશું વલતું નહોતું લઢાઈમાં બે વાર પરાજિત થયાથી તે ઘણો નાહિંમત થયો હતો. હમણા ગંડમંડલનું લશ્કર આશાએસ લે છે એ ખબર સાંભળીને હર્ષની સાથે બંદુક લઈને તેઓના ઉપર હુમલ્લો કરવા નીકલ્યો. પ્રભાત થયું નહતું તેટલામાં તો આસફખાં મુકરર કરેલી જગ્યાપર આવ્યો. ગંડમંડલવાસી લશ્કર શાંતિથી ઘોર નિદ્રામાં વશ થયેલું હતું. આસફખાં તે સુયોગનો લાભ લેઈને તેઓના ઉપર ટુટી પડયો. દુર્ગાવતી આવા એકાએક નહિ જાણેલા હુમલાથી કંઈપણ ભયભિત બની નહિ પણ પોતાનું લશ્કર લઈને એક સાંકડી પાહાડની તલેટીનો આશ્રય લેઇને ઉભી રહી. ત્યાં તેના ઉપર ઉપરાઉપરી ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો અને ભારે સંગ્રામ મચ્યો. તેથી તે જગાએ ઝાઝીવાર તેનાથી ટકી શકાયું નહિ એટલે તે પાહાડની સાંકડી જગ્યા છોડીને એક પ્રકાશિત યુદ્ધક્ષેત્રમાં આવી, તે પ્રતિસ્પર્ધિઓના હુમલાને દૂર કરવા લાગી. આ વખતે તેનો અઢાર વર્ષનો કુંવર જે વીરવલ્લભ હતો તે અતુલ બલ દેખાડવા લાગ્યો. અને યવ-

નોની સાથે મોટા આવેશથી લડયો. શત્રુઓ પરાક્રમ જોઈને અજબ થવા લાગ્યા તથાપિ છેલ્લે શત્રુના અત્યંત હુમલ્લાથી વીરવલ્લભ જખમી થયો અને ઘોડા ઉપરથી પડી ગયો. દુર્ગાવતી પોતાના પ્યારા પુત્રને આવી સ્થિતિમાં જોઈને પણ લઢાઈથી વિરક્ત થઈ નહિ; પરંતુ તેને રણભૂમિમાંથી સારી જગાએ લઇ જઈ આસના વાસના કરવાને સારૂ પોતાના માણસોને હુકમ કર્યો. અને પોતે પેહેલાના કરતાં વધારે પરાક્રમથી રણ કૌશલ્યતા દેખાડવા લાગી. પ્રતિસ્પર્ધિઓએ પ્રપંચ ભાવથી આ હુમલ્લો તેના ઉપર કર્યો હતો પણ તેથી તે ગભરાતી નહતી ને પોતાના વાહાલા પુત્રના જખમથી તે અધિરી થઇ નહિ અને અડગ થઈ લઢયાજ કર્યું. પોતાનું ઘણુ ખરૂં સૈન્ય કપાઈ ગયું અને રણભૂમિ ભયાનક જેવી થઈ ગઇ યવનોનું લસ્કર મોટી ગર્જનાઓ કરતું અને તેના ઉપર ભારે મારો ચલાવતું ચલાવતું ધીરે ધીરે તેની સંમુખ આવ્યું. તે વખતે દુર્ગાવતી માત્ર ત્રણશે પેંદલ લશ્કર સહાયમાં રાખી લઢાઈ કરતી હતી. આ પ્રસંગે શત્રુની તરફથી ફેંકેલું તીક્ષ્ણ એક બાણ આવીને તુરત તેની એક આંખમાં લાગ્યું. દુર્ગાવતીએ એ બાણને બળની સાથે ખેંચી લેવાની મેહેનત કરી પણ તેની મેહેનત ફળદાયક નિવડી નહિ બાણ ન નીકળતાં આંખમાં ભરાઈ રહ્યું. ત્યાર પછી બીજું એક તીર મોટા વેગથી શત્રુઓએ નાંખેલું આવી તેની છાતીમાં ઘોચાયું. દુર્ગાવતી આ રીતે ફરીને તીરના જખમથી વિંધાઈ ગઈ ને અત્યંત દુખી થવા લાગી. આંખે અંધારાં આવવા લાગ્યાં અને આસપાસ બધે અંધારૂં દેખવા લાગી. ત્યારે તેણે જયની આશાને છોડી. જે વિચારથી તે યુદ્ધક્ષેત્રમાં આવી હતી, જે વિચારથી તેણે મહાશૌર્ય દર્શાવીને યવનોના ઉપર હુમલ્લો કર્યો હતો, જે વિચારથી તેણે રણાંગણ વિશે પોતાના પ્રિય પુત્રને જખમી થયલો જાણી શોક કરીને પાછું વાળી જોયું ન હતું તે ગભરાઈ ન હતી તે બધા વિચારો પૂર્ણ થવાની કંઈ પણ સંભાવના રહી નહિ. તથાપિ ધૈર્યવાન તે એ અવસ્થામાં પણ ભિરૂના પ્રમાણે લઢાઈનું મેદાન છોડીને ભાગી નહિ અને વીરધર્મ તજીને અથવા ભૂલિને શત્રુઓને તાબે થઈ નહિ. વીરધર્મની રક્ષાને વાસ્તે તેણે પોતાનો દેહ છોડવાનો નિશ્ચય કર્યો. જ્યારે જખમી થયેલા ભાગ ઉપર લોહીની ધારા વેહેવા લાગી અને તેથી શરીર લોહીથી તર થઇ ગયું, શરીર સ્તંભિત થવા માંડયું, તેજ ક્ષિણ થવા લાગ્યું. ત્યારે તે ધીરજથી અને ઠાઉકે મોઢેથી એક પાસે કર્મચારી ઉભો હતો તેના હાથમાંથી બલની સાથે એક તીક્ષ્ણ તરવાર લેઈને અને ધીર ભાવથી અને અમ્લાન વદનથી પોતાના શરીરમાં પ્રવેશિત કરીને મરણ પામી. તેની અનોપમ મૂર્ત્તિ બાહાદૂરી અને હિંમત એ સર્વનો અંત આવી

રહ્યો. સૈનિક પુરૂષો દુર્ગાવતીની સામે ઉભાં હતાં. તેઓએ આ અજબ હિંમતનું કામ જોયાથી જીવવાની આશા છોડીને શત્રુમાં પ્રવેશ કર્યો. અને ઘણીવાર લઢાઈ કરીને અંતે તેઓ પણ સ્વદેશની સ્વાધીનતાને વાસ્તે અનંત નિદ્રામાં ઉંઘ્યા.

જે જગ્યા ઉપર દુર્ગાવતીએ પ્રાણ ત્યાગ કર્યો છે તે એક સાંકડી પાહાડની તલેટી છે. એની પાસે બે ઘણાં મોટાં ગોળ અને ઉંચા પથર છે. સાધારણ લોકો કહે છે કે દુર્ગાવતીના રણડંકાના એ હાલ પથર બનેલા છે. જોકે ચાહે તેમ હો તો પણ આ પાહાડની તલાટીની સાથે એક ઐતિહાસિક બનાવનો સંબંધ રહ્યાથી એ એક જોવા લાયક જગ્યા છે. આ ગંભીરસ્થાનનો ગંભીર દેખાવ જોયાથી મનમાં એક તરેહના ભાવનો સંચાર થઈ રહે છે. દુર્ગાવતી તો મરણ પામી પછી મુગલ સૈન્ય ગંડનગરમાં લૂટ કરીને ઘણુંક દ્રવ્ય મેળવ્યું હતું અને તેમાંથી આસફ્ખાં વિશ્વાસઘાતક થઇને ઘણું ધન પોતે હજમ કરી ગયો હતો. કહે છે કે તેને દુર્ગાવતીનાં ધનભંડારમાંથી સોનાની મોહોરોથી ભરેલા એક સો ચરૂ મલ્યા હતા. દુર્ગાવતીનાં કીર્ત્તિગીતો વિણાસંયોગથી આજે પણ કેટલાક ગાય છે. જો કે કાળના કઠણ અને કઠોર આક્રમણથી ગંડ રાજ્યનું પેહેલાંનું ગૌરવ હાલ ભ્રષ્ટ થયું છે તો પણ તેજસ્વિની દુર્ગાવતીનું ગૌરવ કદિ પણ આ દુનિયાંમાંથી વિલુપ્ત થશે નહિ. જેનામાં દેહાભિમાન છે, તેજ પોતાના અસાધારણ વીરત્વને જાળવી રાખેછે અને વીરેન્દ્ર સમાજમાં પોતાનું નામ અમર કરે છે. જ્યાં સુધી "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" આ મધુર વાક્ય સ્વદેશ વત્સલ માણસોના કોમલ હૃદયમાં અમૃત પ્રવાહનો સંચાર કરશે, અને જ્યાં સુધી આ પૃથ્વી સૂર્ય, ચંદ્ર અને વિદ્વાનોના પુસ્તકોમાં પડેલા લેખો ચિરકાળ રહેશે ત્યાં સુધી દેહાભિમાની દુર્ગાવતીનું પવિત્ર નામ ચિરકાલ રહેશે.

---

## દેવગઢનું યુદ્ધ.

મેવાડનો અદ્વિતીય વીર—સ્વાધીનતાનો અદ્વિતીય ઉપાસક પ્રતાપસિંહ આ લોકમાંથી ચાલ્યો ગયો છે. તેની અનંત-કીર્ત્તિની વાર્ત્તા રાજસ્થાનના નાના સ્થાનમાં ઘોષિત થાય છે. રજપૂતો તેને દેવ સમજીને પવિત્ર ભક્તિ અને પ્રીતિમયી શ્રદ્ધાની પુષ્પાંજલિ આપે છે તેનો જ્યેષ્ઠ કુંવર અમરસિંહ પિતૃસિંહાસનપર બેઠો છે. પ્રતાપસિંહ સ્વાધીનતાની રક્ષાને માટે પર્વતે પર્વતે, જંગલે જંગલે ફર્યો હતો. બહુ કષ્ટ સહન કરીને પોતાની મહાપ્રાણતાની ઓળખાણ આપી હતી; અમરસિંહ બાલ્યકાલ-

થીજ પિતાની સાથે રહીને એ સઘળાં કષ્ટ સહન કર્યાં હતાં. જ્યારે તેની ઉમર આઠ વરસની હતી ત્યારથી તે દુઃખમાં, વિપદમાં, પરિશ્રમમાં પિતાનો સાથી થયો હતો. પિતાના મરણ સુધી અમરસિંહે બહુ કષ્ટ ભોગવ્યાં હતાં. ઘણી વિપદમાં પડીને તે અનલસ, ઉદ્યોગી અને અધ્યવસાયવાળો થયો હતો. પિતૃદેવનો અસમ સાહસ અને સ્વાધીનતાને માટે સર્વ પ્રકારનો સ્વાર્થ ત્યાગ જોઇને તેની સાહસની વૃદ્ધિ થઈ હતી, સ્વાધીનતાની સ્પૃહા બલવતી થઈ હતી, અને રજપૂતનો કઠોર ધર્મ પાલનમાં પ્રવૃત્તિ જન્મી હતી. પ્રતાપસિંહે વિચાર કર્યો હતો કે, અમરસિંહ સોખીન જુવાન છે. તેથી તે રાજ્ય રક્ષાનું ક્લેશ સહન કરશે નહિ. એ માટે તે મરતીવખતે પોતાની રહેવાની ઝુપડીને લક્ષ્યકરીને બોલ્યો હતો. "હશે તો આ ઝુપડીને બદલે ઘણા મૂલ્યવાન મહેલ બનશે, મેં મેવાડની સ્વતંત્રતા રક્ષાનેમાટે કેટલું કષ્ટ સહન કર્યું છે, હશે તો આ ઝુપડીની સાથે સાથે જતું રહેશે." આસન્નમૃત્યુ પિતાના આ શબ્દો અમરસિંહના હૃદયમાં દૃઢરૂપથી અંકિત થયા હતા. અમરસિંહે મેવાડનું સિંહાસન લઈને ખરો રાજધર્મ પાળવાને તૈયાર થયો હતો.

મેવાડનો સર્વથી મોટો વેરી અકબર હતો, તે પ્રતાપસિંહના મૃત્યુ પછી આઠ વરસ જીવતો રહ્યો હતો. એ વખતે તે પાછો મેવાડને આક્રમણ કરવાને આવ્યો નહોતો, તેનું ધ્યાન બીજી તરફ ગયું હતું. તે આઠ વરસ સુધી પોતાના વિશાલ રાજ્યનાં નિયમ બાંધવામાં યત્ન કરતો હતો. તેથી અમરસિંહને પિતૃવેરીની સામે યુદ્ધ કરવાની જરૂર પડી નહિ. તે વેળાએ મેવાડમાં શાંતિ બિરાજતી હતી. અમરસિંહ શાંતિમય રાજ્યમાં શાંતભાવથી રાજ્યધર્મ પ્રતિપાલન કરતો હતો તેણે પોતાના તાબાના ગામોમાં શાસન પ્રણાલી સારી રીતે ચલાવવાને અને જમીનના કર મુકરર કરવાની સારી રીતિ કાઢી, અને પેશલા સરોવરના કિનારાની જમીનપર એક સુદૃશ્ય પથરનો મહેલ સુશોભિત બનાવ્યો. એ મહેલનું નામ "અમરમહેલ" પાડયું. કુદરતના આ રમણીય રાજ્યમાં આજસુધી અમરમહેલ રાજસ્થાનનો અનંત ગૌરવ વિસ્તાર કરે છે.

પરંતુ અમરસિંહ ઘણો વખત સુધી શાંતિ-સુખ ભોગવી શક્યો નહિ. મેવાડમાં પાછી મોગલની જય મેલવવાની વૃત્તિ ઉત્તેજિત થઈ પડી. અકબરના મૃત્યુપછી તેનો પુત્ર જાંહાગીર દિલ્લીની ગાદી ઉપર બેઠો. તેણે ચાર વરસ સુધી રાજ્યની અંદરની ગડબડ બંધ કરવાની કોશેશ કરી હતી. ત્યારપછી તે પરરાજ્ય મેળવવાને મન લગાડયું. આર્યાવર્ત્તના સર્વ રાજાઓએ તેની આધીનતા માની હતી. સર્વ રાજાઓએ તેને સમગ્ર

ભારતનો અદ્વિતીય બાદશાહ સમજીને અભિવાદન કર્યા હતા. પરંતુ મેવાડે તેની વશ્યતા માની નહિ. મેવાડનો પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહનો પુત્ર અમરસિંહે તેની આધીનતા માનીને પવિત્ર વીરધર્મમાં જલાંજલિ આપી નહિ. જાંહાગીર પહેલા મેવાડ અધિકાર કરવાને તૈયાર થયો. તેનો પિતા લઢાઈના પછી લઢાઈમાં જે વિશાળ શેહેરોને વિધ્વસ્ત કર્યા હતા, તરવારના આઘાતથી જે શેહેરોના વીરપુરૂષોને અનંત નિદ્રામાં સુવાડયા હતા, દરમહીને અજસ્ત્ર અર્થ ખર્ચ કરીને અને ઘણું લશ્કર મોકલીને જેનું અમૂલ્ય સ્વાધીનતા રત્ન ચોરવાનો યત્ન કર્યો હતો, હાલ જાંહાગીરે તે શેહેરોમાં પોતાનો વિજય-પતાકા શોભિત કરવાનો નિશ્ચય કર્યો હતો તેથી લશ્કરને દિલ્લીમાં એકઠું કર્યું તેણે લશ્કરને મેવાડની તર્ફ કુચ કરવાનો હુકમ કર્યો.

એવી રીતે મોગલ લશ્કર પાછું મેવાડના દ્વારદેશમાં આવ્યું. પવિત્રાત્મા પ્રતાપસિંહ અમરલોકમાં ગયો છે. આજે તેની આવાસભૂમિ અંધકારમાં છે ! પરંતુ એ અંધારા પ્રદેશની એક બે જગાપર એક બે ઉજ્જવલ પ્રકાશથી પોતાનો પ્રભાવિકાશ કરતાં હતાં પ્રતાપસિંહના મૃત્યુ પછી સ્વતંત્રતાના ભક્ત વીર્યવન્ત રજપૂતો પોતાનાં વીરત્વ-મહિમાની ઓળખાણ આપતાં હતાં એઓએ પોતાની સ્વતંત્રતાની અવમાનતા કરી નહિ, પોતાનો ગૌરવ ખર્વ કરવાને તૈયાર થયા નહિ. આત્મસન્માનમાં જલાંજલિ આપીને આત્માવમાનના પરિતર્પણમાં યત્ન કર્યો નહિ. એઓનો સાહસ અને પરાક્રમ અટલ ભાવથી રહ્યો. એઓ પ્રતાપસિંહના મહામંત્રથી ઉત્તેજિત થઇને સ્વદેશની સ્વતંત્રતા રક્ષાને માટે ચઢાઇ કરનાર મોગલની સામે અટલ ગિરિવરની પેઠે ઉભાં રહ્યાં.

મેવાડના ઈતિહાસમાં ઇસવીસન ૧૬૦૮ નો એક ચિરસ્મરણીય પવિત્ર વરસ છે. એ વરસમાં મેવાડના રજપૂતોએ પોતાની પવિત્ર સ્વાધીનતાના ઉદ્દેશ્યથી આત્મપ્રાણ અર્પણ કર્યા હતાં. અમરસિંહે મુગલ બાદશાહના હુકમના અનુવર્ત્તી થવાની ઈચ્છા કરી હતી, પરંતુ મેવાડના વીરપુરૂષોએ એ પવિત્ર દિવસે તેને તે વિષયમાં નિરસ્ત કરીને પોતાની ચિરન્તન મહા પ્રાણતાની ઓળખાણ આપી હતી સાહસી ચંદાવત-કુલતિલકે આ પવિત્ર વરસમાં આસન્નમૃત્યુ પ્રતાપસિંહના મહત્ ઉપદેશના અનુસરણમાં સર્વને ઉત્તેજિત કર્યા. અમરસિંહે એ પવિત્ર વરસમાં મેવાડના તેજસ્વી યુદ્ધવીરોની અપૂર્વ તેજસ્વિતા જોઈને પોતાનાં પ્રથમના સંકલ્પને માટે વિરાગ અને અનુતાપની સાથે મહિમામય વંશનો ગૌરવ રક્ષાને માટે આગળ ધસ્યો. ઈસવીસન ૧૬૦૮ માં પ્રસિદ્ધ દેવગઢમાં મુગલોની સાથે રજપૂતનું યુદ્ધ થયું. મુગલ સૈન્યે એ ગિરિસંકટમાં પ્રવેશ

કર્યો તેથી સાહસી રજપૂતોએ તેઓને ઘેર્યા ઘણીવાર સુધી લઢાઇ થઈ. ઘણીવાર સુધી રજપૂતો એ ગિરિ સંકટમાં ગિરિ શ્રેષ્ઠનીપેઠે અટલ ભાવથી ઉભા રહીને પોતાનું અલોક-સાધારણ વીરત્વની ઓળખાણ આપી. છેલ્લી-વારે મુગલનો પરાજય થયો દેવગઢના યુદ્ધસ્થલમાં રજપૂતોનાં વિજય-પતાકા અનંત ગગનમાં ઉડીને રાજસ્થાનનો અનંત મહિમા વિકાશ કરયો.

રાણા અમરસિંહનો કાકો સાહસી કણ્વના પરાક્રમથી આ લઢાઇમાં રજપૂતોએ જય મેળવ્યો. એ વીરપુરૂષના છોકરાં હાલ કણ્વાવત નામથી પ્રસિદ્ધ છે. સાહસી કણ્વના વીરત્વથી વીરભૂમિ એક સમયે એવી રીતે ઉદ્‌ભાસિત થઈ પડી હતી. બાહુબલ-દૃપ્ત મુગલો એક સમયે એ વીરપુરૂષના વીરત્વ ગરિમાથી પરાજિત થઇને રજપૂતની સાથે કોલકરારમાં આગળ થયા હતા.

---

## આત્મ સન્માનમાં આત્મ વિસર્જન.

વાઈનસોર હમેશાંથી પ્રસિદ્ધ મેવાડનું એક તાબાનું શેહેર છે. મેવાડના સામંત રાજાઓ આ સ્થાનનું રાજ કરે છે. વાઈનસોરના કીલ્લાની એક બાજુએ ઉન્નત પર્વત-માળા આકાશ ભેદ કરીને અનુપમ કુદરતની શોભાની ઓળખાણ આપે છે. પર્વતના પાદ-દેશમાં ચંબલનદીનો સ્રોત વેગથી તરંગ-લીલા વિસ્તાર કરતો વહે છે. કીલ્લા ઉપરથી કુદરતના રાજ્યનો આ ખુબસુરત દેખાવ જોયાથી હૃદયમાં અપૂર્વ આનંદનો આવિર્ભાવ થાય છે. વાઈનસોરની પશ્ચિમમાં બ્રાહ્મણી નદી ખરતર વેગથી પર્વતના ઉપરથી પડે છે. સ્રોતસ્વતીનો પ્રવાહ શૈલમાળામાં પ્રતિહત થઇને ભયંકર તરંગાવર્તની ઉત્પત્તિ કરે છે. એ સુંદર નગરમાં એક વખતે પરમારવંશનો એક રજપૂત શ્રેષ્ઠ રાજ્ય કરતો હતો. વેઈગુ નગરનો મેઘાવતવંશના એક ક્ષત્રિય-સંતાનની કુંવરી પરમારવંશના વાઈનસોર રાજાની સહધર્મિણી હતી. લગ્ન થયા પછી દંપતીમાં કોઈ રીતનો વિવાદનો સૂત્રપાત થયો નહોતો. બંને વાઈનસોરના તે રમણીય મેહેલમાં સુખેથી કાળ ગાળતા હતા. અદૂરવર્તી. ગિરિવરની અપૂર્વ ગાંભીર્યથી બંને પરિતૃપ્ત થતા. પર્વતની પાસેના સ્રોતસ્વતીનો સ્રોત-ગરિમા બંનેને સમભાવે આનંદ આપતો. આ વિશ્વ સંસારમાં બંને પોત પોતાના સમજતા હતા. પવિત્ર પ્રેમમાં—અપાર્થિવ મોહોબતમાં બંને એક સૂત્રમાં ગંઠાયલા હતા.

એ પ્રેમમાં નિમગ્ન થઈને દંપતી એક વેળાએ વાઇનસોરના મેહેલમાં પંચીશી અર્થાત્ પાશાની રમતમાં લાગ્યા છે. બંને ખુશીના તરંગમાં હીંબકા ખાય છે, એકમેકને હરાવવાને માટે વિશેષ મન લગાડીને રમે છે. જયશ્રી

એકવાર નાયકના, બીજીવાર નાયિકાના હૃદયમાં ઘણી આશા અને ખુશીની શરૂયાત કરેછે. એકવાર પરમારપત્ની અહંકારથી થોડી હસીને પતિને પોતાની રમતની ચાતુરી દેખાડે છે. અને એકવાર પરમાર રાજ પ્રણાયિનીની તે રમતની ગર્વ ખર્વ કરવામાં હસતા હસતા પોતાનો પક્ષ સમર્થન કરેછે. એવી રીતે પંચીશી અર્થાત્ પાશાની રમતમાં દંપતી વાઈનસોરના કીલ્લામાં અનંત સુખનો સ્રોત ચાલ્યો જાય છે.

જોતા જોતામાં તે અનંત સુખના પ્રવાહમાંથી તીવ્ર ઝેરની ઉત્પત્તિ થઇ. પ્રીતિની રમતમાં દ્વેષની જગા થઈ ગઈ. રમતની ખુશીમાં અસુખ-જનક વાગ્વિતંડામાં આવ્યું. વાઈનસોરનો રાજા ક્રોધના આવેગમાં પોતાના સસરાના કુલને લક્ષ્ય કરીને એક ગ્લાનિ-કર વાત કહી. તેજસ્વીની રજપૂત-કન્યા પિતૃકુલની એ ગ્લાનિ સહન કરી શકી નહિ તેનો ક્રોધ વધી ગયો; કમનીય હૃદય જ્વાલામયી પ્રતિહિંસાથી અધીર થયું. તેણે પિતૃકુલની અવમન્તા,–પ્રીતિ અને આદરના ધનને ઘોરતર દ્વેષની આંખે જોવા લાગી. એ અપમાનનો લાયક બદલો આપવાને માટે તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી. મમહિતા પરમાર પત્નીએ બીજે દિવસે એઇગુ નગરમાં દૂત મોકલીને પિતાને આ અપમાનના વિષય જણાવ્યું.

એઈગુના રાજાએ દૂતના મોઢેથી પવિત્રવંશની નિંદા સાંભળીને સક્રોધથી જમાઇને સામે લઢવાની તૈયારી કરવા લાગ્યો. અવિલંબે સૈન્ય રાજધાનીમાં એકઠું થયું. એઈગુરનો અધિપતિ આ સૈન્યદલ લઈને વાઇનસોરની તરફ જવા નીકળ્યો. વાઈનસોરથી કેટલા કોશ ઉપરથી સૈન્યદલ બે ભાગમાં વિભક્ત કર્યું એઈગુના રાજાધિપતિએ એક દલ લઇને કુટિલ ગિરિપથથી લઈને આવવા લાગ્યો. એઈગુનો પાટવીકુવર બીજા એક દલનો અધિનેતા થઈને બ્રાહ્મણીનો કિનારો અવલંબન કરીને આગળ વધવા લાગ્યો. આ છેલ્લું દલ પ્રથમ વાઇનસોરમાં પોહોચ્યું. એઈગુનો રાજકુમાર ઉઘાડી તરવાર હાથમાં લઇને વાઇનસોરના રાજાની આગળ આવ્યો. પરમાર રાજ કાયર પુરૂષ નહોતો. તેણે પણ તરવાર હાથમાં લઇને દ્વંદ્વયુદ્ધમાં તૈયાર થયો. આ લઢાઈમાં એઈગુનો રાજકુમાર જય પામ્યો. પિતાના આવવાની પહેલા તેને પિતૃકુલના અવમાનના-કારીને મારી નાંખ્યો, દુરંત પ્રતિહિંસાનું પરિતર્પણ કર્યું.

સર્વનો છેડો આવ્યો. ગતાસુ પતિના શરીરમાંથી લોહીના સ્રોતમાં તેજસ્વિની પરમાર-પત્નીનો સર્વ દ્વેષ-સર્વ ક્રોધનું ચિન્હ ભુસાઈ ગયું. હવે તેનું પ્રશાંત હૃદય પાછું તે પતિપ્રેમ, પતિના ઉપર પ્રીતિ સંચાર થઈ. વીરનારીએ પતિની સાથે બળી મરવાનો દૃઢ નિશ્ચય કર્યો. એઈગુના રાજા-

એ કન્યાના આ અભિપ્રાયમાં રોકી નહિ. બ્રાહ્મણી એ સંગમની જગાપર ચિતા ખડકાવી. રજપૂત બાળા પ્રફુલ્લ હૃદયથી મૃત પતિની પાસે સુવા પછી બેધગુના રાજાએ પોતાને હાથે તે ચિતા પેટવી. જોતા જોતામાં પરમાર રાજાની સાથે પરમાર પત્નીનું પ્રફુલ્લ કમલદળના પ્રમાણે ખુબસુરત દેહ ભસ્મરાશિમાં આવી ગયું. તેજસ્વિની ક્ષત્રિય નારી એવી રીતે કઠોર ભાવથી અપમાનનો બદલો લઈને છેલ્લીવારે પ્રશાંત ભાવથી પરલોકમાં પતિનું અનુગમન કર્યું.

---

# મહારાષ્ટ્રની મહાશક્તિ.

## શીવાજી.

મુગલ બાદશાહ જ્યારે ઉન્નતિની છેલ્લી સીમામાં આવ્યું હતું. ઓરંગજેબના કઠોર શાસનથી જ્યારે ભારતના ઉત્તરમાં અને દક્ષિણમાં, પૂર્વમાં અને પશ્ચિમમાં સઘળી જગાપર ભય અને ત્રાસ પ્રસારિત થઈ પડ્યું હતું, સ્વાધીનતાનાં મોટાં ઉપાસક, તેજસ્વિતાનાં અદ્વિતીય અવલંબન, સાહસનાં એકમાત્ર આશ્રયસ્થલ રજપૂતો જ્યારે મુગલના અનુગત થયા, ત્યારે ભારતના દક્ષિણ પ્રાન્તમાં પશ્ચિમ પર્વત માળાથી ઘેરાયલા પવિત્ર ક્ષેત્રમાં એક મહાશક્તિ ધીરેધીરે પોતાનું પરાક્રમ પ્રકાશ કરીને સઘળાનાં હૃદયમાં ગંભીર અજાયબની રેખાપાત કરેછે. ક્રમે કરીને ભારતનો બાદશાહ એના પરાક્રમથી કંપિત થયો છે, ક્રમે કરીને એની એક ઉત્સાહ અને તેજસ્વિતાના સ્રોતમાં દક્ષિણથી લઈને આર્યાવર્ત્ત સુધી સઘળા જનપદ ડુબાડી નાખ્યાં છે. એ મહાશક્તિ હિંદુ-રાજ-ચક્રવર્ત્તી ભવાની-ભક્ત શીવાજી છે.

શીવાજી વીરત્વની જ્વલંત મૂર્ત્તિ—સ્વાધીનતાનું અદ્વિતીય આશ્રયક્ષેત્ર છે. જ્યારે શીવાજીનો આર્વિર્ભાવ થયો હતો, ત્યારે ભારતનો પૂર્વતન વીરત્વ–વૈભવ ધીરે ધીરે સમયના અનંત સ્રોતમાં ડુબી જતો હતો; જેઓ એક સમયે સાહસ અને વીરત્વમાં પ્રસિદ્ધ હતા, વીરેન્દ્ર—સમાજના વરણીય થઇને અનંત કીર્ત્તિ એકઠી કરી હતી, તે વેળાએ તેઓના છોકરાં પરાધીનતાની સાંકળમાં ક્રમે ક્રમે દૃઢ બદ્ધ થયાં હતાં અને સ્વાધીનતાની ઉપર પાણી મૂકીને પારકાની આનુગત્ય માનવાને પોતાનાં જીવનનું પ્રધાન ઉદ્દેશ્ય સમજતાં હતાં; જે તેજસ્વિતાનાં બલમાં પૃથ્વીરાજ પવિત્ર તિરૌરી ક્ષેત્રમાં અજેય થયો હતો, સમરસિંહ આત્મપ્રાણ તુચ્છ સમજીને ભૈરવરવથી વિધર્મી શત્રુની સામે ઉભો હતો, અને છેલ્લે પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહ દીર્ઘ-

કાલ, પ્રબળપરાક્રમ સહાયસંપન્ન શત્રુની સાથે સંગ્રામ કરીને વિજય-લક્ષ્મીમાં પરિશોભિત થયો હતો, તે વેળાએ તે તેજસ્વિતા અને સ્વાધીનત્વ પ્રિયતા ક્રમે જતી રહી હતી, અનૈક્ય પ્રયુક્ત વીર્યવંત આર્યપુરૂષો ક્રમે પરસ્પર વિછિન્ન થઈ પડતાં હતાં, અને મુસલમાનના પદાનત થઇને પોતાની શોચનીય અધપતનનું છેલ્લું ફ્લ ભોગવતાં હતાં. મહાપરાક્રમ શીવાજીએ આ અનૈક્યને દૂર કર્યું, અને જાતિ-પ્રતિષ્ઠાની શરૂયાત કરીને દક્ષિણભાગમાં એક મહાજાતિ પ્રતિષ્ઠિત કરી મૂકી. એના મહામંત્રથી અજેય મુગલ બાદશાહી નાશ પામી અને વિજયી મુસલમાન વિજિત હિંદુનાં પદાનત થઈ ગયા.

ભારતના નકસાના દક્ષિણ-પશ્ચિમ ભાગમાં પર્વતમાલાથી ઘેરાયલો એક પ્રદેશ જોવામાં આવે છે. એ પ્રદેશના ઉત્તરમાં સાતપુડા પાહાડ ગંભીરભાવથી રહેલો છે, પશ્ચિમમાં અપાર અનંત સમુદ્ર તરંગ લીલા વિસ્તાર કરીને, જડજગતની અસીમ શક્તિની ઓળખાણ આપેછે. પૂર્વમાં વરદા નદી વહે છે અને દક્ષિણમાં ગોવા નગર અને અસમતલ પર્વતનો ભૂભાગ રહેલો છે. આ પ્રદેશ મહારાષ્ટ્ર નામથી ઓળખાય છે. એનું પરિણામ-ફ્લ ૧૦૨૦૦૦ વર્ગ માઈલ છે. મહારાષ્ટ્ર દેશ મનોહર કુદરતના સૌંદર્યમાં વિભૂષિત છે. એની અંદર સહ્યાદ્રિ ઉત્તરમાં દક્ષિણમાં રહેલો છે. હરિદ્વર્ણ ઝાડોથી પાહાડો ઘણાખરા સુશોભિત છે. ત્રણે પર્વત ક્ષેણીમાં કુદરત પોતાના સૌંદર્યનો અનંત ભાંડાર સજાવી રાખ્યા હોયને એવું જણાય છે. આંખે ન જોયાથી તે અનંત ભાંડારની અપૂર્વ માધુર્ય જણાશે નહિ. કુદરતના આ પ્રિયતમ આવાસ ક્ષેત્રમાં, અનંત જગતના આ સૌંદર્ય-પૂર્ણ ભૂખંડમાં શીવાજીનો જન્મ થયો.

બાદશાહ ઓરંગજેબની વખતે દક્ષિણના ઘણાક સ્થલ મુસલમાનના તાબામાં હતા. વિજયપુરના મુસલમાન નવાબ વિશેષ શક્તિવાળા હતા. શાહજી નામનો એક મહારાષ્ટ્રવાસી જુવાન એ વિજયપુરના સરકારમાં ચાકરી કરતો હતો. ક્રમેકરીને કામકાજમાં શાહજીની શક્તિ ખીલવા માંડી, ક્રમે શાહજી વિજયપુરના નવાબનો માન પામે એવા કામ કરનારમાં ગણાવવા લાગ્યો. શાહજીએ જી જી બાઈ નામની એક મરાઠા સ્ત્રીની સાથે લગ્ન કર્યું હતું. જી જી બાઈના ગર્ભમાં શાહજીને બે પુત્ર થયાં હતાં; પહેલા પુત્રનું નામ શંભુજી, અને બીજાનું નામ શીવાજી હતું.

શીવાજીએ ૧૬૨૭ ઇસવીસનના મે મહીનામાં પુનાથી પંચાસ માઈલ ઉત્તરે શિવનેરી કીલ્લામાં જન્મ લીધો. તે પિતાનો ઘણો સ્નેહનો પાત્ર નહોતો, શાહજી શીવાજીના કરતા શંભુજીને વધારે સ્નેહ કરતો હતો, એ

વાસ્તે તેણે શંભુજીને પાસે રાખ્યો હતો, શીવાજી માની સાથે રહેતો હતો. શીવાજીએ જન્મ લીધા પછી ત્રણ વર્ષે શાહજીએ તુકાબાઇ નામની બીજી એક મરાઠાની સ્ત્રી સાથે લગ્ન કર્યું, બીજી વાર લગ્ન કર્યાથી જીજીબાઈની સાથે શાહજીનો વિરોધ થયો, એ વાસ્તે શીવાજીએ છ વર્ષ સુધી પિતાને જોયો નહોતો. ગમે તેમ હો, શાહજીએ દાદાજી કરણદેવ નામના એક માણસને શીવાજી અને તેની માની ખબરદારી અને પુનાની જાગીરનો બંદોબસ્ત કરવાને માટે રાખ્યો હતો. દાદાજી ઘણો ક્ષમતાપન્ન અને રાજ્ય મામલામાં અજાણો હતો. તેણે જીજી બાઇને માટે પુનામાં એક મોટું ઘર તૈયાર કરાવ્યું. પુનાના એ નવા ઘરમાં દાદાજી કરણદેવની ખબરદારીમાં શીવાજીનું બાલ્યકાલ અતિવાહિત થયું.

એ વખતે મરાઠા થોડુંક લખતા વાંચતા શીખતા. લખવા વાંચવાના કરતાં વીર પુરૂષોચિત ગુણોમાં અલંકૃત થવામાં તેઓનો વિશેષ ઉત્સાહ અને આગ્રહ જોવામાં આવતો હતો. શીવાજી પોતાનું નામ લખી શકતો નહોતો, પરંતુ તે તીર ફેંકવામાં, તરવાર ચલાવવામાં, ભાલા ભોકવામાં વિશેષ પારદર્શી હતો, તેના સ્વદેશીઓ ઘોડેસ્વારમાં વિશેષ પ્રખ્યાત હતા. શીવાજીએ એ વિષયમાં સ્વદેશના સઘળા લોકોને અતિક્રમ કર્યા હતા. તેની અશ્વચાલનાની કૌશળતા જોઈને, તેથી જોનારાઓ અપરિસીમ વિસ્મય અને પ્રીતિની સાથે તેના ગુણ ગાન કરતા દાદાજી શીવાજીને પોતાના ધર્માનુગત વિષયમાં આસ્થાવાળો કરવાને યત્નવાન થયો હતો તેનો તે યત્ન સઘળી રીતે સફલ થયો હતો. શીવાજી પવિત્ર હિંદુધર્મસંમત કામમાં નિષ્ઠાવાન હતો તે ધ્યાન લગાડીને હિંદુધર્મની વાત સાંભળતો. રામાયણ, મહાભારત અને ભાગવતની કાહણીઓથી તેને સુખ અનુભવ થતું હતું. બાલ્યકાલથી કથા કહેનારાઓના ઉપર તેની એવી શ્રદ્ધા હતી કે, જ્યાં એ કથા કરતા ત્યાં તે નાનાપ્રકારના વિઘ્ન અને વિપત્તિ અતિક્રમ કરીને જતો. હિંદુધર્મના ઉપર એવી અચળા ભક્તિ અને હિંદુધર્મસંમત કામમાં એવી આંતરિક શ્રદ્ધા રહેવાથી મહાવીર શીવાજી હિંદુ નામનો ગૌરવ રક્ષા કરવામાં દૃઢ પ્રતિજ્ઞ થયો હતો. તેની એ પ્રતિજ્ઞા કોઈ રીતે વિચલિત થઈ નહિ. શત્રુના ભ્રૂકુટિપાતમાં, વિપદની ઘોરતર અભિઘાતમાં તે એ પ્રતિજ્ઞાથી વિચ્યુત થયો નહિ. શીવાજીએ પોતાની જીવનની છેલ્લી ઘડી સુધી નિર્ભીક-હૃદયથી અવિચલિત ચિત્તથી એ સાધુ પ્રતિજ્ઞાની રક્ષા કરી હતી.

રામાયણ અને મહાભારતની વીરત્વપૂર્ણ વાતોથી શીવાજીની તેજસ્વિતા ઉદ્દીપ્ત થઇ હતી, હિમ્મતની વૃદ્ધિ થઇ હતી અને સ્વજાતિપ્રિયતા અને સ્વદેશહિતૈષિતાનું મૂળ સજડ થયું હતું. શીવાજીએ મુગલ–શાસનની

અંદર હિંદુરાજત્વ સ્થાપવાનો દૃઢ સંકલ્પ કર્યો. ધર્માંધ મુસલમાનના કઠોર નિપીડનમાં હિંદુધર્મની મહીયસી શક્તિનો વિકાશ બતાવવાને યત્નવાન થયો. તેનો સંકલ્પ અને યત્ન વિફલ થયો નહિ. જ્યારે બાદશાહ ઔરંગજેબનો પ્રતાપ સમસ્ત ભારતવર્ષમાં કમ્પિત થયો હતો, ત્યારે દક્ષિણમાં શીવાજીની શક્તિથી એક સ્વાધીન હિંદુરાજ્ય સ્થાપિત થયું હતું એ સ્વાધીન રાજ્યના સ્વાધીન ભક્ત મહાવીરના અપૂર્વ વીરત્વમાં ચિરજયી મુગલની વિજયિની શક્તિ વિલુપ્ત થવા આવી હતી. હિંદુકીર્તિના ગૌરવથી ઘણા દિવસના પછી પાછી હિંદની પવિત્ર ભૂમિ ગૌરવાન્વિત થઈ પડી હતી.

શીવાજી માવાલ નામના પાર્વત્ય સ્થાનના રહેવાસી માવાલીઓનો ઘણો પક્ષપાતી હતો. એઓ જોવામાં જેવા જોઈએ તેવા ખુબસુરત નહોતા તે છતાં ઘણા કામ કરવામાં કુશળ હતા, હિંમતવાન અને અધ્યવસાય–સપન્ન હતા. શીવાજીએ એ માવાલી સૈન્યના ઉપર આધાર રાખીને ઘણાક સ્થાનમાં પોતાનો વિજયનો વાવટો ઉડાડ્યો તે બાલ્યકાલથીજ મુસલમાનોને ધિકારતો હતો, ઉમરે વધતા તેની એ મુસલમાન-વિદ્વેષ વધવા લાગ્યો. તે ઘણું કરીને કહેતો કે "હું મુસલમાનોને પરાજિત કરીને સ્વાધીન રાજા થઈશ." તરૂણ વયના વીર પુરૂષનું એ વાક્ય નિષ્ફલ થયું નહિ. શીવાજીએ મુસલમાનને હરાવીને સ્વાધીન હિંદુ ભૂપતિના સન્માનિત પદમાં અધિરૂઢ થયો હતો.

શોળ વર્ષની ઉમરમાં શીવાજી એવોતો તેજસ્વી અને હિંમતવાન થઈ પડ્યો હતો કે, દાદાજીનું શાસન તોડીને અશ્વારોહી સૈનિક પુરૂષોની સાથે પર્વતે પર્વત ફરવા લાગ્યા. એવી રીતે સ્વદેશના દુર્ગમ પાર્વત્ય રસ્તાઓ તેના જાણવામાં આવ્યા. મહારાષ્ટ્રમાં ઘણા ગિરિ-દુર્ગ હતા. શીવાજીએ કૌશલ ક્રમે એ ગિરિદુર્ગને પોતાના સ્વાધીનમાં લીધા. શીવાજી એને અધિકાર કર્યાથી વિજયપુરના રાજાની સાથે તેનો વિરોધ થયો. આફ્જલ્ખાં વિજયપુરના સૈન્યનો અધિનાયક થઈને તેની સામે લઢાઈ કરવા આવ્યો તે વેળાએ શીવાજી પ્રતાપગઢમાં રહેતો હતો તે એ જગાપર રહીને આફ્જલ્ખાંને દમન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો, તેનો સંકલ્પ પાર પાડવાને કોઈપણ રીતની હરકત આવી નહિ. સુસમય તેની સામે થયો, સુસમયે શીવાજી એ વિજયરપુરના સૈન્યની સામે પ્રાધાન્ય સ્થાપવાની કૌશલ જાલ વિસ્તારી. તેણે આફ્જલ્ખાંને જણાવ્યું કે, વિજયપુરના અધિપતિની પેઠે ક્ષમતાશાળી લોકના વિરૂદ્ધાચરણ કરવામાં તેની કંઈ ઇચ્છા નથી. તેણે પોતાના વ્યવહારમાં ઘણું દુઃખ પ્રકાશ કર્યું. જો આફ્જલ્ખાં કૃપા કરીને તેને આશ્રય આપે તો તે પોતાના અધિકારના પ્રદેશ તેના હાથમાં સોંપી દેવાને તૈયાર છે.

શીવાજીના આવા અવનતિ સ્વીકારની વાતથી આફ્જલ્ખાં સંતુષ્ટ થયો. જંગલમય દુર્ગમ પાહાડી દેશમાં સૈન્ય લઈને આગળ જવું એ કેટલું કષ્ટદાયક છે તે તે પ્રથમથી જાણતો હતો. હમણા શીવાજી પોતાની મેળે તેનો અનુગત થશે, એનો વિચાર કરીને આફ્જલખાં ઘણીક રીતે નિશ્ચિંત થયો. તેણે વખત ન લગાડતાં ગોપીનાથપંત નામના એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણને પ્રતાપગઢમાં શીવાજીની પોસે મોકલ્યો. દૂત કીલ્લાના નીચેના ગામમાં આવ્યો ત્યારે શીવાજી કીલ્લામાંથી નીચે ઉતરીને તેને મલ્યો. ગોપીનાથ પંતે ધીરતાની સાથે શીવાજીને કહ્યું કે, “ શાહજીની સાથે આફ્જલખાઁનું વિશેષ બંધુત્વ છે, આફ્જલ બંધુના પુત્રને કોઈ પણ રીતે નુકશાન પોંહોંચાડવાની ઈચ્છા રાખતો નથી. તે તમારી સાથે દુશ્મની ન કરતા તમોને એક જાગીરનું અધિપતિપણું આપવાને તૈયાર છે.” શીવાજી વિશેષ સૌજન્ય અને વિનય-નમ્રતાની સાથે આફ્જલ્ખાંના આવેલા દૂતને કહ્યું, “ એક જાગીર મલ્યાથી હું ઘણો ખુશી થઇશ, હું વિજયપુરના રાજાનો એક સામાન્ય નોકર માત્ર છું.” દૂત શીવાજીની એવી શીલતા અને નમ્રતા જોઈને સંતોષ પ્રકાશ કરવા લાગ્યો. ત્યાર પછી શીવાજીએ દૂતના રહેવાને માટે યથાયોગ્ય સ્થાન બતાવ્યું. પરંતુ તેના હુકમથી દૂતના સાથીઓને થોડેક દૂર રહેવાને માટે સ્થાન દેખાડયું. અને ત્યાં તેઓ રહેવા લાગ્યા. એક દિવસે અંધારી રાતે શીવાજી ગોપીનાથપંતની પાસે આવીને પોતાની ઓળખાણ આપીને બોલ્યો. “હું હિંદુ જાતિના પરિશુદ્ધ વિશ્વાસ અને પવિત્ર ભક્તિનું સન્માન રક્ષાને માટે સર્વે કામ કરવાને પ્રતિજ્ઞાબદ્ધ થયોછું. બ્રાહ્મણ અને ગાયની રક્ષા કરવામાં, પવિત્ર દેવ મંદિરના અવમાનના કારીઓને સજા આપવામાં અને સ્વધર્મ વિરોધી શત્રુઓની શક્તિ રોકવામાં મારો વિશેષ આગ્રહ છે. હું ભવાનીના હુકમથી આ પવિત્ર કામ બજાવવાને માટે વ્રતી થયોછું. તમો બ્રાહ્મણો છો તેથી તમોને મદદ આપવી એ મારૂં કર્ત્તવ્ય છે. હું આશા રાખું છું કે બ્રાહ્મણની સાથે હું પરમ સુખથી કાળ ગાળી શકીશ.” શીવાજીએ ધીરગંભીરભાવથી એ કહીને ગોપીનાથપંતને એક ગામ ઇનામ આપવાનું વચન આપ્યું. ગોપીનાથપંત એ તરૂણ વય હિંદુવીરનો અસીમ સાહસ, અલોક સાધારણ દેવભક્તિ અને અપરિમેય સ્વદેશ હિતૈષિતામાં મુગ્ધ થયો. હવે તેના મોઢામાંથી શીવાજીના વિરૂદ્ધમાં કંઈ પણ વાત બહાર નીકળી નહિ. તેણે ધીરભાવથી શીવાજીના કાર્ય સાધનમાં વચન આપ્યું; પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી જીવન રેહેશે, ત્યાં સુધી શીવાજીના વિરૂદ્ધાચરણ કરીશ નહિ. શીવાજીની આશા ફલવતી થઈ, ગોપીનાથપંત શીવાજીનો સાહસ, સ્વદેશ-ભક્તિ અને વાક્ચાતુર્યમાં મોહિત થયાથી તેનો હમેશાંનો સાથી થયો.

ગોપીનાથપંતની સલાહથી શીવાજી આફ્જલખાંને મળવાને તૈયાર થયો. શીવાજીએ પ્રતાપગઢના કીલ્લાની નીચેના એક સ્થાનમાં મળવાને સ્થિર કરી રાખ્યું. તેણે એ જગાપરનું જંગલ કપાવી નાખ્યું. અને આફ્જલખાંને આવવાનો રસ્તો સાફ કરાવ્યો. પરંતુ આસપાસનું જંગલ જેવું ને તેવું રાખ્યું. શીવાજીએ એ જંગલમાં પોતાના સાહસી માવાલી સૈન્યને રાખ્યું. વિજયપુરના સૈન્યએ એમાંનું કંઇ જાણ્યું નહિ. મુકરર વખતે આફ્જલખાં શીવાજીને મળવા નીકલ્યો. તે યુદ્ધ વેશમાં સજેલો નહોતો; તેનો પોશાક સાદો મસલીનનો હતો. કમર ઉપર એક તરવાર ઝુલતી હતી. પંદર સો સૈન્ય તેની સાથે આવતા હતા, પરંતુ ગોપીનાથપંતની સલાહથી એ સઘળું સૈન્ય પ્રતાપગઢની છેટે રાખ્યું. આફ્જલખાં કેવળ એક માત્ર સશસ્ત્ર સૈન્ય લઇને પાલખીમાં બેસીને શીવાજીના મુકરર કરેલા ઘરની તર્ફ જવા નીકલ્યો.

તે તર્ફ શીવાજી પોતાના અભિષ્ટ કામ પાર પાડવાને માટે તૈયારી કરવા લાગ્યો. તેનું દેહ લોઢાના કવચથી આચ્છાદિત થયું એ કવચમાં વૃશ્ચક અને વાઘના નખ* ભરાવ્યાં હતા અને તે બીજા ન સમજી શકે એને માટે સ્વચ્છ વસ્ત્ર પેહેર્યાં. એવી રીતે સજ્જિત થઈને શીવાજી ધીરે ધીરે કીલ્લામાંથી નીચે ઉતરીને યથોચિત શીલતાની સાથે સલામ કરતો કરતો આફ્જલખાંની પાસે આવ્યો. આફ્જલખાંની પેઠે તેની સાથે પણ એક સશસ્ત્ર શીપાઈ હતો. યથા રીતિ સલામ કર્યા પછી શિષ્ટાચારના અનુવર્તી થઇને ઉભય ઉભયમાં આલિંગન થયું. અકસ્માત્ આફ્જલખાંનો ભાવાન્તર થયો. અકસ્માત્ આફ્જલખાંએ "ઘોરતર વિશ્વાસઘાતકતા" કહીને બુમ પાડી ઉઠયો. આલિંગનની વખતે શીવાજીએ આફ્જલખાંના પેટમાં વાઘના નખ ભોકી દીધા હતા. દુઃખથી અધીર થઈને આફ્જલખાંએ શીવાજીને તરવારનો આઘાત કર્યો. પરંતુ શીવાજીના કપડાની નીચે લોઢાનું બખતર હોવાથી એ આઘાતથી કંઈ ફલ થયું નહિ. એ સર્વ કામ એક પળમાં થઇ ગયું. પળની અંદર શીવાજીએ અસ્ત્રચાલના કરીને આફ્જલખાંને નિસ્તેજ કરી નાખ્યો, આફ્જલખાંનો સીપાઈ એ જોઇને સ્થિર રહી શક્યો નહિ. તે અવિચલિત ધીરતા અને ઘણી હિમ્મતની સાથે પ્રભુહન્તા શત્રુની સાથે લઢાઇમાં પ્રવૃત્ત થયો. અનુચરે એ લઢાઈમાં અપરિસીમ વીરત્વ દેખાડયું હતું. પરંતુ થોડીવારમાં તેનું પણ મરણ નીપજ્યું. એ અવસરે પાલખી ઉઠાવનારાઓએ આફ્જલખાંને લઇને ભાગવાને ઉદ્યત થતા હતા. પરંતુ તેઓનો એ ઉદ્યમ સફલ થયો નહિ. શીવાજીનું કેટલુંક સૈન્ય

* વૃશ્ચક, વીછુના જેવું વાંકુ હથિયાર, વાઘના નખ, વાઘના નખના જેવું હથિયાર.

એકદમ આવીને આફ્જલખાઁનું માથું વાઢીને પ્રતાપગઢમાં લઈ ગયા. બીજી બાજુએ ઇસારો થયાથી માવાલીઓ જંગલમાંથી બહાર નીકળીને એકીવારે ચોતર્ફથી વિજયપુરના લશ્કરને ઘેર્યું. સામેવાળાઓ તેઓના પરાક્રમ સહન કરી શક્યા નહિ. તેઓ છત્ર ભંગ થઈને ચારેતર્ફ ભાગી ગયા. તેથી શીવાજી જીત્યો. મહારાષ્ટ્ર-ચક્રમાં તેની અપરિસીમ પ્રતિપત્તિ કાયમ થઈ. તે તરત નષ્ટ સૈન્ય અને ઘણાં ધનનો અધિકારી થઈ પડ્યો.

જેઓ સરલ હૃદયવાળા હોય છે, જેઓ જીવનના દરેક કામમાં સરલતાની ઓળખાણ આપે છે, તેઓ એ કામમાં ઘોરતર વિશ્વાસઘાતક પાખંડ જાણીને શીવાજીને ધિક્કારી શકે. પરંતુ જેઓ દુર્દાન્ત શત્રુને પરાજિત કરીને સ્વદેશની સ્વાધીનતા રક્ષામાં ઉદ્યત થાય છે, સ્વદેશ દ્રોહીમાં જુદુ રાજ્ય સ્થાપવામાં જેઓનો યત્ન હોય છે તેઓ બીજી રીતે એ વિષયનો વિચાર કરશે. મુસલમાનની ચાતુરી બલથી ભારતની સ્વાધીનતા નાશ થઈ છે. જ્યારે મહાવીર પૃથ્વીરાજ સ્વદેશની સ્વાધીનતા રક્ષાને માટે ઘણું લશ્કર લઇને દૃશદ્વતીના કિનારે એકઠા થયા હતા ત્યારે દુરન્ત શાહાબુદ્દીન ઘોરી તેના અલોક સાધારણ તેજસ્વિતા અને ઘણું લશ્કર જોઈને સ્તંભિત થયો હતો. એ શાહાબુદ્દીને ચાતુરી અવલંબન કરીને અંધારી રાતે પ્રતિદ્વન્દ્વિના અજ્ઞાતસારે હિંદુ લશ્કરને ઘેર્યું ન હોત તો એકદમ પૃથ્વીરાજનું મરણ નીપજત નહિ, અને એકદમ અનંત અતલ જળમાં ભારતનું સ્વાધીનતા-રત્ન ડુબત નહિ. જેઓએ એવી રીતની ચાતુરી—એવી રીતની પ્રવંચના કરીને ભારતમાં પોતાનું આધિપત્ય સ્થાપ્યું છે, તેઓની સાથે તેવી રીતની ચાતુરી ન કર્યાથી અભીષ્ટ સિદ્ધ થશે નહિ, એ શીવાજી સારીપેઠે સમજ્યો હતો. તેનો વિશ્વાસ હતો કે ચતુરની સાથે ચાતુરી અને શઠની સાથે શઠતા ન કર્યાથી તે કોઈપણ રીતે મુસલમાન રાજ્ય તાબે કરીને હિંદુ રાજ્યનો ગૌરવ સ્થાપન કરી શકશે નહિ. જે દસ્યુ અગોચરથી અજ્ઞાતસારે પોતાની દુરાકાંક્ષા પાર પાડી છે. તેની પાસે સરલ ભાવની ઓળખાણ આપ્યાથી કદીપણ પોતાની ખાયશ પાર પાડી શકશે નહિ. શીવાજી બાલ્ય કાલથીજ એ નીતિ શીખ્યો હતો. એ નીતિના બલથીજ તે અભીષ્ટ મંત્ર સાધનમાં પાર પડ્યો હતો. જેઓ સ્વદેશહિતૈષિતામાં ઉદ્દીપ્ત થઇને દુરંત ચતુર શત્રુતા ઘોરતર જુલમને રોકવાને તૈયાર થાય છે. તેઓની આગળ શીવાજીની એ શિક્ષાનું ફળ કદીપણ અનાદૃત થશે નહિ.

સહ્યાદ્રિના પશ્ચિમથી લઈને સમુદ્રસુધી ભૂખંડ કોકણ નામથી ઓળખાય છે. વિજયપુરના સૈન્યનો પરાજય કર્યા પછી કોકણ પ્રદેશનો ઘણોખરો ભાગ શીવાજીએ તાબે કર્યો. ત્યારપછી શીવાજી કોકણમાંનો પને-

ડીનો કીલ્લો હાથ કરી લેવામાં ગુંથાયો. એ કીલ્લો વિજયપુરના અધિપતિના તાબામાં હતો અને તે દુર્ભેદ્ય જાણીને પ્રસિદ્ધ હતો. શીવાજીએ પનેલીનો કીલ્લો લેવામાં પણ અપૂર્વ કૌશળતાની ઓળખાણું આપી હતી. તેણે પોતાના કેટલાક પ્રધાન સેના-નાયકની સાથે સલાહ કરીને છલની સાથે તેઓમાં વિવાદ કર્યો. એથી સેના-નાયકો અસંતુષ્ટ થઈને જાણે આઠસો સૈન્યની સાથે શીવાજીની ચાકરી છોડીને પનેલીના કીલ્લાના ઉપરીની આગળ આવ્યા. કીલ્લાનો ઉપરી એઓની કૌશળતા સમજી શક્યો નહિ, શીવાજીની સાથે એઓનો અસદ્‌ભાવ થયો છે તે સમજીને હૃષ્ટ ચિત્તથી એઓને કીલ્લામાં રાખ્યા. પેલી તર્ફ શીવાજી તરત કીલ્લાની તર્ફ આવવા લાગ્યો. કીલ્લાની દીવાલના બરાબર ઉંચા કેટલાક ઝાડ દીવાલની સામે હતા. શીવાજીના જે સઘળા સર્દારો કીલ્લામાં રહ્યા હતા તેઓ એક વેળાએ રાત્રે એ સર્વ ઝાડને પકડીને બહારથી શીવાજી અને તેના સીપાઇઓને કીલ્લાની અંદર લઇ ગયા, જઈને કીલ્લાનો દરવાજો ઉઘાડી નાખ્યો, તેથી કીલ્લો સહજથી પોતાને તાબે થયો.

એવી રીતે પુનઃ પુનઃ જય મેળવીને શીવાજીની એટલી તો ખ્યાતિ થઇ હતી કે ઘણીક જગાપરથી હિંદુ સૈનિકપુરૂષોએ આવીને તેનું દળ પરિપુષ્ટ કરવા માંડયું. બલવૃદ્ધિની સાથે શીવાજી વધારે હિંમત ભરેલું કામ કરવાનો આરંભ કરવા લાગ્યો. તેનું ઘોડેસ્વાર લશ્કર મુસલમાન બાદશાહના તાબેના ઘણાક શેહેરો લુટવા લાગ્યા. એઓનો ઉદ્યમ, હિમ્મત અને તેજસ્વિતા વિચલિત થઈ નહિ, એઓ જોતા જોતામાં વિજયપુરના નગરની દીવાલની પાસે આવીને લુટવા લાગ્યા.

વિજયપુરનો નવાબ તેથી ક્રોધાયમાન થયો. વશ્યતા સ્વીકારને માટે શીવાજીની પાસે દૂત મોકલ્યો. દૂત શીવાજીને પાસે આવ્યો ત્યારે શીવાજીએ ધીરગંભીર સ્વરથી તેને કહ્યું "દૂત ! મારી ઉપર તમારા નવાબની એવી શું ક્ષમતા છે કે, હું તેની વાતમાં રાજી થાઉ, જલદી અહીંઆંથી જાઓ નહિતો તમોને અપમાનિત થવું પડશે." દૂત તે સાંભલીને ચાલ્યો ગયો. વિજયપુરનો નવાબ શીવાજીના આવા ઉદ્ધતભાવને માટે વધારે ક્રોધાયમાન થઈને શાહજીને કેદખાનામાં નાખ્યો, અને કહ્યું કે "તમારો પુત્ર જલદીથી વશીભૂત ન થયાથી આ કેદખાનાનો દરવાજો ચણાવીને તમોને જીવદશામાં સમાહિત કરીશ." પિતાના કેદખાનાની ખબરથી શીવાજી થોડો શંકિત થયો હતો ખરો, પરંતુ તેથી કર્ત્તવ્યથી વિમુખ થયો નહિ. કેટલાક વર્ષ બાદ વિજયપુરના નવાબે શાહજીને છોડી મૂક્યો. વિમુક્ત થઈને શાહજી રાયગઢમાં પોતાના એ દુરદૃષ્ટનું મૂળ—છોકરાની પાસે ગયો.

શીવાજી, પિતાની યથાયોગ્ય સન્માન કરવામાં કમતાંઈ કરી નહિ તેણે પિતાને ગાદી ઉપર બેસાડીને તેના જોડા લઇને સામાન્ય ચાકરની પેઠે પાસે ઉભો રહ્યો. મહાવીર શીવાજી કેવીરીતનો પિતૃભક્ત હતો તે આના ઉપરથી જણાય છે.

શાહાજી છુટો થયો, શીવાજી પાછો પોતાનું આધિપત્ય વિસ્તારવાનો યત્ન કરવા લાગ્યો. આ વેળાએ વિજયપુરના નવાબે શીવાજીને પરાજિત કરવાને માટે ઘણું લશ્કર મોકલ્યું. એક રણદક્ષ આબિસિનીય સર્દાર આ સૈન્યદળનો અધિનાયક થયો. વિજયપુરના લશ્કરે શીવાજીને પનેલીના કીલ્લામાં બંધ કર્યો. પરંતુ એ વેળાએ પણ શીવાજીનો જય થયો. તેના કૌશળથી એબીસિનીયાના સર્દારની સર્વ કોશેશ વ્યર્થ થઈ ગઈ. વિજયપુરનો નવાબ છેલ્લીવારે ક્રોધાયમાન થઈને એ સર્દારને મારી નખાવ્યો.

જ્યારે ઓરંગજેબ પોતાના પિતાને સિંહાસનચ્યુત કરવાને માટે આગ્રામાં ગયો હતો, ત્યારે તેણે શીવાજીની પાસે કેટલાક આબરૂદાર સર્દારો મોકલીને તેની મદદની પ્રાર્થના કરી હતી. પરંતુ શીવાજીએ ઓરંગજેબને આ અન્યાય ભરેલા કામમાં સહાયતા આપી નહિ અને તેની પ્રાર્થના પણ ગ્રાહ્ય કરવાની ઈચ્છા કરી નહિ. તેણે ઓરંગજેબની અન્યાયની વાત સાંભળીને ધિક્કાર અને વિરાગની સાથે દૂતને વિદાય કર્યો અને દૂત જે ઓરંગજેબની પાસેથી પત્ર લાવ્યો હતો, તે ધિક્કાર અને વિરાગની સાથે કુતરાના ડોકમાં બાંધવાનો હુકમ આપ્યો. તે વખતથી શીવાજીના ઉપર ઓરંગજેબનો પ્રગાઢ વિદ્વેષનો સંચાર થયો હતો, ત્યારથી ઓરંગજેબ શીવાજીને "પર્વતનો ઉંદર" કહેતો. અને તેનું અનિષ્ટ કરવાનો યત્ન કરતો હતો.

ઓરંગજેબે વૃદ્ધ પિતાને ગાદી ઉપરથી ઉઠાડીને કેદખાનામાં પુર્યો અને પોતે પિતાની ગાદી ઉપર બેઠો. પેલી બાજુએ શીવાજીની સાથે વિજયપુરના નવાબની સંધિ સ્થાપિત થઇ. એ સમયે શીવાજીએ કોકણ પ્રદેશને તાબે કર્યો હતો. તેનું સાત હજાર ઘોડેસ્વાર અને પંચાસ હજાર પેદલ લશ્કર થયું હતું.

વિજયપુરના નવાબની સાથે સંધિ સ્થાપન થયા પછી શીવાજી મુગલ રાજ્ય ઉપર ચઢાઈ કરવાને માટે તૈયારી કરવા લાગ્યો. તેના હુકમથી તેના સેનાપતિયો દિલ્લીશ્વરના અધિકારના દેશો લુટીને પુનામાં પાછા આવ્યાં. શાયેસ્તાખાઁ આ વખતે દક્ષિણ તર્ફ શાસન કર્ત્તા હતો. બાદશાહ ઓરંગજેબે શીવાજીને નમાવવાને માટે તેના ઉપર હુકમ મોકલ્યો. એ હુકમના અનુસારે શાયેસ્તખાઁ ઘણું લશ્કર લઇને ઓરંગાબાદથી નીકલ્યો. શી-

બાજીએ મુગલ સૈન્યની આવવાની ખબર સાંભળી. તેથી રાયગઢ છોડીને સિંહગઢમાં રહેવા ગયો. શાયેસ્તાખાઁએ પુના તાબે કર્યા પછી દાદાજી કરણદેવે જે ઘર તૈયાર કર્યું હતું તે ઘરમાં રેહવા લાગ્યો. શાયેસ્તાખાઁ શીવાજીની કૌશળતાની વાત જાણતો હતો. એ વાસ્તે સાવચેતથી પોતાનું ઘર સુરક્ષિત રાખ્યું. તેની અનુમતિ-પત્ર સિવાય કોઈ હથિયાર બંધ મરાઠાને પુનામાં પ્રવેશ કરવા દેતો ન હોતો. પરંતુ મુગલ શાસન-કર્ત્તાની એ સાવચેતીથી પણ કંઈ ફલ ફલ્યું નહિ. ચતુર શીવાજીની હિમ્મતથી અને કૌશળથી સાવચેત મુગલનું સર્વ નાશ થવાની શરૂઆત થઈ.

એ વેળાએ રાત્રે પૃથ્વી ઘોર અંધકારમાં આચ્છન્ન થઇ છે. પુનાના રસ્તા, ઘાટ, મકાન સઘળા ગભીર અંધકારમાં મળી ગયા છે. ક્યાં પણ જનસમાગમ થવામાં આવતો નથી, કેવળ એક ટોલી વિવાહની રાતની નિસ્તબ્ધતા ભંગ કરીને ધીરે ધીરે પુનાની તર્ફ આવે છે. હિમ્મતવાન શીવાજી આવો લાગ જોઈને મુકરર સ્થાનમાં સૈન્ય રાખીને પોતે કેવળ પંચીશ સીપાઈને સાથે તે લગ્નના વરઘોડામાં મલ્યો. વરઘોડાના ટોળામાં ખુશી કરતો કરતો પુનામાં પ્રવેશ થયો. શીવાજી પણ તેઓની સાથે મળીને પુનામાં જઇને એકીવારે પોતાના ઘરમાં પોહોચ્યો તે વેળાએ શાયેસ્તાખાઁ સુતો હતો. તેના કુટુંબની કેટલી સ્ત્રીઓ આ અકસ્માત્ આક્રમણની ખબર મલ્યાથી તેને જગાડયો. શાયેસ્તાખાઁ સુવાના ઓરડાની બારીએથી ભાગવાની તજવીજ કરવા લાગ્યો. એ વેળાએ આક્રમણકારીઓની તરવારના આઘાતથી તેના હાથની એક આંગળી કપાઇ ગઈ. ગમે તેમ હો, તેણે કોઇ રીતે ભાગીને પોતાની રક્ષા કરી. પરંતુ તેનો પુત્ર અને અનુચરોને મારી નાખ્યાં. શીવાજી જયોલ્લાસથી ઉત્ફુલ્લ થઇને ઘણી મશાલોના અજવાળાથી રસ્તો પ્રકાશવાળો કરીને પાછો સિંહગઢમાં ગયો.

સમસ્ત મહારાષ્ટ્રમાં મહાવીર શીવાજીની આ વીરત્વ-કીર્ત્તિ પસરી ગઈ. સમસ્ત માહારાષ્ટ્રવાસી સ્વદેશીય મહાવીરના આ અપૂર્વ વીરત્વમાં બિભોર થઈને તેના ગુણ ગાવા લાગ્યા. ઘણા વર્ષ જતા રહ્યા છે, ઘણા વર્ષ અતીતકાળના તરંગમાં તરાઈ ગયા છે. પરંતુ શીવાજીનો એ હિમ્મત અને વીરત્વની કાહની વિલુપ્ત થઇ નથી. મહારાષ્ટ્રીઓ આજ સુધી આહલાદની સાથે શીવાજીનું એ હિંમત અને વીરત્વનું ગાયન ગાય છે.

બીજે દિવસે પ્રાતઃકાળે કેટલાક મુગલ ઘોડેસ્વાર સિંહગઢની તર્ફ આવ્યા. શીવાજીએ એઓને કીલ્લાની પાસે આવવાની અનુમતિ આપી. એઓએ મહાવિક્રમથી રણડંકાધ્વનિની સાથે ઉઘાડી તરવાર ફેરવતા ફેરવતા કીલ્લાની પાસે આવ્યા. ત્યારે શીવાજીએ એઓની સાથે તોપ સ્થાપન

કરી, એઓ તોપની આગળ રહી શક્યા નહિ, હથિયાર લઈને ભાગી ગયા. શીવાજીના એક સેનાપતિએ તેની પછવાડે દોડીને તેઓને ભંગાડી મૂક્યા. આ પહેલીવાર મુગલ સૈન્ય શીવાજીના લશ્કરથી પરાજય થઇને ભાગી ગયું. શીવાજીએ પોતાના અપૂર્વ વીરત્વ-બલથી વિજયી થઈને દક્ષિણમાં આત્મ પ્રાધાન્ય કાયમ રાખ્યું.

એના પછી શીવાજી ઘોડેસ્વાર લશ્કર લઇને બાદશાહ ઓરંગજેબના તાબેનું સુરત નગર લુટીને ઘણું દ્રવ્ય એકઠું કરીને રાયગઢમાં પાછો આવ્યો. તે જળમાર્ગમાં પણ પોતાનું આધિપત્ય સ્થાપવામાં યત્નશીલ હતો. તેની ઘણી રણતરિ હતી. એ સર્વ રણતરિથી મુગલ બાદશાહની રણતરિ અધિકૃત થઈ.

શીવાજી સુરત લુટીને આવ્યા પછી સાંભલ્યું કે તેના પિતાનું મરણ નીપજ્યું છે. પિતૃવિયોગથી શીવાજી સિંહગઢમાં જઈને શ્રાદ્ધાદિ કર્યું. ત્યારપછી રાયગઢમાં આવીને પોતાના પ્રધાન અમલદારોની સાથે મળીને તાબે કરેલા નગરનો સુબંદોબસ્ત કરવાની વ્યવસ્થા કરવા લાગ્યો. એ કામમાં કેટલાંક મહીના ગયા. એ વખતે શીવાજીએ રાજા ઉપાધી લઇને પોતાના નામના રૂપીઆ તૈયાર કરાવવા લાગ્યો. વીર પુરૂષની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. મુગલ બાદશાહીના મહાપ્રતાપની અંદર ભારતનો મહાવીર સ્વાધીન રાજાના સન્માનિત પદમાં અધિરૂઢ થઈને સ્વાધીન ભાવથી શાસન દંડ ચલાવવાને સમર્થ થયો.

મક્કે જનાર મુસલમાનો સુરતના બંદર ઉપર આવીને વહાણમાં બેસતા. એ વાસ્તે મુસલમાનોમાં સુરત એક પવિત્ર સ્થાન જાણીને પ્રખ્યાત હતું. એ પવિત્ર સ્થાન લુટી લીધું અને શીવાજીએ રાજા ઉપાધિ લીધાના ખબર ઓરંગજેબે સાંભળ્યા તેથી ઓરંગજેબ ક્રોધાયમાન થઇને તેને દમન કરવાને માટે જયસિંહ અને દિલીરખાઁને મોકલ્યો. પરંતુ શીવાજી એઓની સાથે લઢાઇમાં પ્રવૃત થયો નહિ. તેણે સંદિનો પ્રસ્તાવ કરીને પહેલા રઘુનાથપંત ન્યાયશાસ્ત્રીને જયસિંહની પાસે મોકલ્યો. જયસિંહની સાથે દૂતની ઘણી વાતો થઇ. દૂત વિદાય લઈને શીવાજીની પાસે આવ્યો. શીવાજી વીર-ધર્મનો પક્ષપાતી હતો, તેથી કોઈ જાતની આશંકા ન કરતાં થોડા અનુચરની સાથે વરસાદના પ્રારંભમાં જયસિંહની છાવણીમાં જઈને પોતાની ઓળખાણ આપી; જયસિંહે તેને માન આપવાને માટે એક આબરૂદાર માણસને મોકલ્યો. શીવાજી છાવણીના દરવાજા ઉપર આવ્યાથી જયસિંહ આગળ જઈને તેને આલિંગન કરીને પોતાના તંબુમાં લઈ જઈને પોતાના આસનની દક્ષિણ તર્ફ બેસાડયો. સંધિના નિયમ

મુકરર થયાથી દિલ્લીમાં તે નિયમ મોકલ્યા. બાદશાહે તે સર્વનું અનુમોદન કરીને પાછા મોકલ્યા. એના પછી શીવાજી મુગલનો પક્ષ લઈને વિજયપુરની સામે લઢવાને ગયો; બીજે વર્ષે બાદશાહની તર્ફથી દિલ્લીમાં આવવાનું નિમંત્રણ આવ્યાથી પોતાનો પુત્ર, પાંચસો ઘોડેસ્વાર અને એક હજાર માવાળી સૈન્યની સાથે દિલ્લી જવા નીકળ્યો.

શીવાજી દિલ્લીમાં પોહોચ્યો. દિલ્લીના સઘળા રહેવાસી તેને જોવાને માટે વ્યસ્ત થયા. પરંતુ ઓરંગજેબના દુર્મતિ પ્રયુક્ત એ પરાક્રાન્ત હિંદુભૂપતિનું જેવું જોઈએ તેવું સન્માન કર્યું નહિ. તેણે શીવાજીને પોતાની પ્રજાની સામે અપદસ્થ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

શીવાજી બાદશાહના સભાગૃહમાં આવ્યાથી ઓરંગજેબે માન ન આપતાં તેને ત્રીજી શ્રેણીના કર્મચારીઓના આસન ઉપર બેસાડયો. શીવાજી એનાથી મર્માહત થઈને સભા-ગૃહ પરિત્યાગ કર્યું. પરંતુ તે તરત દિલ્લીમાંથી જઇ શકયો નહિ. બાદશાહે તેના રહેવાના ઘરમાં પ્રહેરો રાખવાને નગરના કોટવાલને હુકમ આપ્યો. પેલી બાજુએ ચતુર મહારાષ્ટ્રપતિ, દિલ્લીની હવા સાથેના માણસોને સહન થતી નથી તે કહીને તેઓને સ્વદેશમાં મોકલવાને બાદશાહની પાસે અનુમતિ માગી. સાથેના લોક જવાથી શીવાજી મદદ વગરનો થશે તેથી તે તેના તાબે થશે એવો વીચાર કરીને બાદશાહે તરત જવાની અનુમતિ આપી. ત્યારપછી શીવાજી પીડાનું બહાનું કરીને બિછાનામાં પડી રહ્યો. એનાપછી થોડોક આરામ થયો છે એવી વાત જણાવીને મોટા મોટા ડાલા મીઠાઇના ભરીને ફકીર સન્યાસીઓને દાન આપવા લાગ્યો. જ્યારે પહેરીઓનો સંસ્કાર જન્મ્યો કે, ડાળામાં કેવળ મીઠાઈ જાય છે, ત્યારે સાંજની વેળાએ શીવાજી એક ડાળામાં પોતે બેસીને બહાર નીકળ્યો. અને એક ડાળામાં પોતાનો પુત્ર શંભુજીને બેસાડીને બહાર કાઢયો. નગરના દરવાજાની પાસે ઘોડો તૈયાર હતો. શીવાજી તે ઘોડા ઉપર બેસીને પોતાની આગળ શંભુજીને રાખીને બીજે દિવસે મથુરામાં પોહોચ્યો. અહીં કેટલાક બંધુની પાસે શંભુજીને રાખીને પોતે સંન્યાસીના વેશમાં ફરતો ફરતો દક્ષિણ તર્ફ આવ્યો ત્યારબાદ તેના બંધુઓ શંભુજીને લઈને દક્ષિણ તર્ફ ગયા.

આ વખતે વિજયપુરની સાથે લઢાઇ ચાલતી હતી, કોણ જાણે શીવાજી વિજયપુરના રાજાની સાથે મળી જાય, આ આશંકાથી ઓરંગજેબે તેને એક જાગીર આપીને "રાજા" ઉપાધિ દૃઢતર કરી. ત્યાર પછી શીવાજીએ વિજયપુર અને ગોલકુંડાના રાજાઓની સાથે લઢાઈ કરીને તેઓની પાસેથી કર લીધો.

થોડા દિવસને માટે લઢાઇનો વિરામ થયાથી શીવાજીએ પોતાના રાજ્યની શૃંખલા બાંધી તેણે રાજસ્વ-સંબંધીય સઘળાં કામ બ્રાહ્મણોના હાથમાં સોંપ્યાં; ખેડુતો ઉપર જુલમ ન ગુજરે, કોઇ કોઇને ઠગે નહિ, તે વાસ્તે સુનિયમ સ્થાપ્યા. તેના નિયમ અનુસારે અનાજની ઉત્પત્તિના પાંચ ભાગમાંથી ત્રણ ભાગ ખેડુતને મળતા અને બાકી રહેલા બે ભાગ સરકારમાં જતા. શીવાજી પોતાના કર્મચારીથી એ રાજસ્વ સંગ્રહ કરાવતો હતો. એના સિવાય તેણે લશ્કરને રાજ-કોષમાંથી પગાર આપવાનો નિયમ કર્યો હતો, તેનું પેદલ લશ્કર ઘણું ખરૂં માવાલી જાતનું હતું. તરવાર ઢાલ અને બંદુક એઓના મોટાં હથિયાર હતાં, ઘોડેસ્વાર લશ્કર "બર્ગી" અને "શિલ્પીદાર" એ બે શ્રેણીમાં વિભક્ત હતા. બર્ગીઓને ઘોડા સિવાય માસે ૬–૭ રૂપીઆથી લઇને ૧૫–૨૦ રૂપીઆ સુધી પગાર મલતો. શિલ્પીદારો પોતાના ઘોડાનું કામ કરતા, એઓનો પગાર ૧૮–૨૦ રૂપીઆથી લઈને ૪૦–૫૦ રૂપીઆ સુધી હતો. લુંઠમાં જે મળતું તે સર્વ રાજકોષમાં જમા થતું. લુંઠનારાઓને કેવળ લાયક ઇનામ મળતું. ૧૦ સીપાઈ ઉપર એક નાયક, ૫૦ ઉપર એક હવાલદાર અને ૧૦૦ સીપાઈ ઉપર એક જમાદાર રહેતો. હજાર પેદલ સીપાઈના અધ્યક્ષને એક હજારી કહેવામાં આવતો. પાંચ હજારી ઉપર પ્રધાન સૈન્યાધ્યક્ષ રહેતો.

પેદલોના પ્રમાણે ઘોડેસ્વારના લશ્કરમાં પણ શ્રેણી હતી. ૨૫ અશ્વરોહી સૈન્યના ઉપર હવાલદાર, ૧૨૫ જણના ઉપર જંમાદાર અને ૬૨૫ જણના ઉપર સુબેદાર હતો. ૬૨૫૦ જણ ઉપર ઘોડેસ્વારનો અધ્યક્ષને પાંચ હજારી કહેવામાં આવતો. તરવાર, ઢાલ, ભાલા ઘોડેસ્વારોના પ્રધાન હથિયાર હતા. એઓના ઘોડા નાના અને દોડનાર હોવાથી એવો અનાયાસથી દોડતા પાર્વત્ય પ્રદેશમાં જતા આવતા હતા. તેને ઘાઠના ટટ્ટૂ કહેવામાં આવતા.

હિંદુઓના મતમાં શરત્કાળજ દિગ્વિજય જવાનો સમય છે. પ્રતાપશાળી શીવાજી એ સમએ આડંબરની સાથે દશભુજા દુર્ગાની પૂજા કરીને દિગ્વિજયને માટે નીકળતો. શીવાજી શત્રુઓના વગર હરકતે નગર લુંઠતો હતો ખરો પરંતુ ખેડુત, ગાય અને સ્ત્રીઓના ઉપર હાથ નાખતો નહોતો. એવા પરાક્રાન્ત મુગલ બાદશાહીના ઉપર મહારાષ્ટ્ર રાજ્ય સ્થાપન થયું. એ પ્રમાણે મરાઠાઓ સાધારણની આગળ એક પ્રધાન જાતિ ગણાવવા લાગી.

ઓરંગજેબે બાહારનું સૌજન્ય દેખાડીને શીવાજીને બીજી એકવાર હાથમાં લાવવાની તજવીજ કરી હતી. પરંતુ તેની તે મહેનત ફળ-

વતી થઈ નહિ. શીવાજી ઓરંગજેબની કૌશલ જાલમાં ફસાયો નહિ. તે પ્રથમની પેઠે દક્ષિણની ઘણી જગાપર પોતાનું આધિપત્ય વિસ્તાર કરવા લાગ્યો. તેથી મુગલ બાદશાહને હવે શીવાજીની સાથે પ્રકાશ્ય લઢાઈ કરવાની ફરજ પડી. શીવાજી એનાથી કોઈ પણ રીતે ભયભીત થયો નહિ, આત્મ સન્માનની ઉપર પાણી મૂકીને મુગલના તાબે થયો નહિ. તે ખરા વીરપુરૂષની પેઠે પોતાની વીરધર્મની રક્ષા કરવામાં યત્નશીલ થયો. થોડી વારમાં મુગલ બાદશાહના તાબેના કીલ્લા ઉપર પોતાના વિજય-પતાકા ઉડાવ્યા. શીવાજી ત્યાર પછી પંદર હજાર ઘોડેસ્વાર સૈન્ય લઈને પાછો સુરત પોહોચ્યો. ત્રણ દિવસ સુધી નગરને લુંટયું. કોઈ પણ તેજસ્વી મરાઠાપતિના વિરૂદ્ધાચરણમાં હિંમતવાન થયો નહિ. શીવાજી વગર હરકતે સુરતની ધનસંપત્તિ એકઠી કરીને પોતાના રાજ્યમાં ફર્યો.

શીવાજી જ્યારે સુરતથી ફરતો હતો, ત્યારે દાઉદખાં નામનો એક મુગલ સેનાપતિ પાંચ હજાર ઘોડેસ્વાર લશ્કર લઈને તેની પછવાડે થયો. શીવાજીએ દાઉદખાંને ઘેરીને સંપૂર્ણ રીતે પરાજય કર્યો. એક બાજુએથી તેનો સેનાપતિ પ્રતાપરાવ ખાનદેશ પ્રદેશમાં જઇને ઘણીક જગાપરથી કર એકઠા કરતો હતો. શીવાજીનો એવો પ્રભાવ અને આધિપત્યમાં ચિંતિત થઇને ઓરંગજેબે તેની સામે મોહોબતખાંના આધિનમાં ચાલીસ હજાર સૈન્ય દક્ષિણ તર્ફ મોકલી દીધું. શીવાજી એ સૈન્યની સામે આત્મપ્રાધાન્ય સ્થાપવામાં વિમુખ થયો નહિ. તેણે મોરોપંત અને પ્રતાપરાવ નામના પોતાના બે પ્રધાન સેનાપતિને મુગલ સૈન્યની સાથે લઢાઈ કરવાની અનુમતિ આપી. એ બંને સેનાપતિના આવવાની ખબર સાંભળીને મોહોબતખાંએ ઇખલાસખાંના આધીનમાં ઘણું સૈન્ય લઢવાને મોકલ્યું. એ લઢાઈમાં મુગલોની હાર થઇ. તેઓમાંથી ઘણાંક મરી ગયાં. ૨૨ સેનાનાયક મરી ગયાં. કેટલાંક પ્રધાન સેનાપતિ જખમી થઈને બંદીવાન થયાં.

મુગલ સૈન્યની સાથે મરાઠાઓની એજ મોટી સામેની લઢાઈ થઈ. એ લઢાઈમાં શીવાજીની સેના વિજય-લક્ષ્મીથી ગૌરવાન્વિત થઇ. તેની વિજયિની શક્તિનો મહિમા ચારે બાજુએ ગવાયો. શીવાજી મહાપરાક્રાન્ત ભૂપતિ જાણીને સાધારણની આગળ સન્માનિત થયો, તેનો પ્રતાપ, તેનું વીરપણું, તેની સમર-ચાતુરીથી સઘળાઓ અજાયબ પામીને તેને આ લોક સાધારણ વીરપુરૂષ સમજવા લાગ્યા. મુગલ બાદશાહ ઓરંગજેબ આ પરાક્રમી શત્રુના અપૂર્વ પ્રભાવથી સ્તંભિત થયો. આ લઢાઇમાં જેટલા સેનાપતિ બંદી થયા હતા તેના પ્રતિ શીવાજીએ કંઇ પણ અસદ્વ્યવહાર કર્યો નહિ. તેણે બંદીઓને ઘણાં સન્માનની સાથે રાયગઢમાં મોકલ્યાં અને તે-

ઓના જખમ સારા થયા પછી ઘણાં સન્માનની સાથે તેઓને વિદાય કર્યા. ભારતના અદ્વિતીય વીરપુરૂષે પવિત્ર વીર-ધર્મની અવમાનના કરી નહિ. જખમી બંદીઓને રાયગઢમાં કોઇ રીતની તકલીફ પડી નહોતી. શીવાજીના હુકમથી એઓની યથોચિત સેવા ચાકરી થઇ હતી. પતિત શત્રુના ઉપર આવું સૌજન્ય દેખાડવાથી શીવાજીએ ખરૂં વિશોચિત મહત્વ અને ઉદારતાની ઓળખાણ આપી હતી. આ મહત્વ અને આ ઉદારતા અનંતકાલ સુધી પવિત્ર ઇતિહાસના વરણીય કરી મૂકશે.

શીવાજીએ પ્રથમ રાજા ઉપાધિ લઇને પોતાના નામના રૂપીઆ પાડ્યા હતા. હવે વેદજ્ઞ બ્રાહ્મણની સાથે પરામર્શ કરીને શાસ્ત્રના નિયમાનુસારે રાજ્યાભિષેકનો આયોજન કર્યો. અભિષેક-કાર્ય કરવાને માટે ગંગાભટ નામનો એક શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ કાશીથી રાયગઢમાં આવ્યો. તા. ૬ ઠી જુન ૧૬૭૪ ઈસવી સનના પવિત્ર દિવસે શૈલશિખરના રાયગઢમાં પ્રાતઃસ્મરણીય મહારાજ શીવાજી સ્વાધીન હિંદુરાજ ચક્રવર્ત્તી સન્માનિત પદમાં અધિષ્ઠિત થયો. શાસ્ત્ર-પારદર્શી ગંગાભટે આ પવિત્ર દિવસે શીવાજીને યથાશાસ્ત્ર રાજ્યાભિષિક્ત કર્યો. બ્રાહ્મણો એ ઉપલક્ષે ઘણા ધર્મ સંમત કામમાં પ્રવૃત્ત થયા. મહાયજ્ઞના અનુષ્ઠાનથી, મહોલ્લાસના તરંગથી રાયગઢમાં અપૂર્વ દેખાવનો વિકાશ થયો. ઘણા દિવસ પછી સ્વાધીનતા ભક્ત હિંદુ વીરોની પવિત્ર જય-ધ્વનિથી રાયગઢ પરિપૂર્ણ થઈ ગયું. મહાવીર શીવાજી રાજ-વેશમાં રાજ-સિંહાસન ઉપર બેસીને એ પવિત્ર દિવસના સ્મરણાર્થે એક સંવત્ સ્થાપ્યો, અને રાજસંપર્કીય ઉપાધિયો ફારસી નામના બદલે સંસ્કૃત નામમાં ગણવાનો આદેશ આપ્યો. એવી રીતે શીવાજીનું અભિષિક્ત કામ થયું એવી રીતે આ છેલ્લીવારે પરાધીન પર-પીડિત ભારતના હિંદુવીરે પોતાના અસાધારણ વીરત્વ-બળથી દુરંત શત્રુની અંદર રાજમુકુટ ગ્રહણ કરીને સ્વાધીનતાના મહિમાથી ગૌરવાન્વિત થયો.

શીવાજીએ રાજપદવી લઈને યથાનિયમથી રાજ્ય ચલાવવા લાગ્યો. નર્મદાથી કૃષ્ણા નદીસુધી દક્ષિણ ભારતવર્ષ તેના તાબે થયું હતું. તેણે આ વિસ્તૃત રાજ્ય ચલાવવામાં કદીપણ ઔદાસીન્ય દેખાડ્યું નથી. યુદ્ધજયમાં અને રાજ્યાધિકારમાં તેની જેવી ક્ષમતા અને કૌશલ જોવામાં આવે છે તેમ તેના તાબે થયલા રાજ્યની શૃંખલા બાંધવામાં પણ ક્ષમતા અને કૌશલની ઓળખાણ મળે છે. શીવાજી ત્યારપછી ઘણીક જગાપર લઢાઈમાં રોકાયલો હતો. એ સઘળી લઢાઈમાં પણ તેની અપરિસીમ ક્ષમતા દેખાતી હતી. તેની સેના એક એક સમયે નર્મદા નદી પાર થઈને મુગલના તાબેના મુલકોને આક્રમણ કરવામાં પણ સંકુચિત થતી નહોતી. જ્યારે

મુગલ સેનાની દિલિરખાંએ વિજયપુરના અધિપતિને આક્રમણ કર્યો ત્યારે વિજયપુર-રાજે શીવાજીની મદદ માગી. શીવાજી એ મદદ આપવામાં અસંમત થયો નહિ. તેની સમયચાતુરીથી દિલિરખાં એવો તો વ્યતિવ્યસ્ત થઈ પડયો હતો કે તેને થોડીવારમાં વિજયપુરને છોડીને જવું પડયું તેથી વિજયપુરના રાજાએ ભૂસંપત્તિ આપીને શીવાજીની પાસે કૃતજ્ઞતા પ્રકાશ કરી.

એ પ્રમાણે ઘણી જગાપર નાના પ્રકારના વિષયમાં પોતાનું અસામાન્ય સાહસ, અપરિમેય ક્ષમતા અને અવિચલિત તેજસ્વિતાની ઓળખાણ આપીને મહાવીર શીવાજી ઐહિક જીવનની ચરમ સીમામાં આવ્યો. તેના ગોઠણ ફુલી જવાથી તે રાયગઢમાં ગયો. ક્રમે તાવનો આવિર્ભાવ થયો. એ તાવ છુટયો નહિ. શીવાજી સાત દિવસ તાવ ભોગવીને તા૦ ૫ મી એપ્રિલ ૧૬૮૦ ઈસવીસનમાં પોતાની ૫૩ વર્ષની ઉમરમાંથી આ લોકમાંથી જતો રહ્યો.

એવી રીતે અસાધારણ વીરપુરૂષના અસાધારણ બનાવથી જીવન ચાલ્યું ગયું. વીરપુરૂષનાં સઘલાં કામ લોકાતીતભાવથી પરિપૂર્ણ છે. ભારતનો મુગલ અદ્વિતીય બાદશાહ પણ તેની ક્ષમતા અને પ્રાધાન્ય રોકવાને સમર્થ થયો નહિ. જ્યારે તેની માવાળી સેના તેની સમરની ચાતુરી, તેના હિમ્મત અને તેની રાજ્ય ચલાવવાની વાત મનમાં આવેછે ત્યારે તેના ઉપર અપરિસીમ શ્રદ્ધા અને પ્રીતિનો સંચાર થાયછે. તે પિતાના અજ્ઞાતસારે, બંધુઓના અજભિ મતે નિઃસહાય નિરવલંબ થઈને પોતે ધારેલાં કામ બજાવવાને તૈયાર થયો હતો, એમાં પળને માટે પણ તેના મનમાં કોઈપણ રીતે આશંકા તથા ઉદ્વેગનો સંચાર થયો નહોતો. તે પોતાની અપૂર્વ ક્ષમતા અને અધ્યવસાયના બલથી ગુરૂતર સાધનામાં સુસિદ્ધ થયો હતો, અને કૃતકાર્યતામાં ગૌરવાન્વિત થઈને અનશ્વર કીર્ત્તિ મેળવી ગયો.

શીવાજી એ સ્વજાતિના પૂર્વતન ગૌરવનો ઉદ્ધાર કરવાવાળો હતો. ઘણાં વર્ષોના જુલમથી અને અવિચારથી જે જાતિ નિપીડિત, નિસ્પેષિત થઈ હતી, જે જાતિએ સ્વાધીનતામાં જલાંજળિ આપીને, પરાધીનતા સ્વીકારવી એ પુરૂષાર્થ સમજતા હતા, શીવાજીએ તે જાતિને ધીરે ધીરે ઉન્નતિના માર્ગ ઉપર લાવી અને ધીરે ધીરે તે જાતિના હૃદયમાં અચિંતનીય હિંમત અને ઉત્સાહ નાખીને તેઓને સ્વાધીનતાના ભક્ત વીર પુરૂષના સન્માનિત પદમાં સ્થાપિત કર્યા. મુગલ બાદશાહીની ઉન્નતિની વેળાએ તેની ક્ષમતાથી એક હિંદુ રાજ્ય પ્રતિષ્ઠિત થયું. પરાધીનતાના શોચનીય સમય-

માં–જુલમી વખતે હિંદુની પવિત્ર ભૂમિમાં બીજા કોઇ હિંદુ વીરથી એવા પરાક્રમી રાજ્યની સ્થાપના થઇ નહોતી.

હદવગરની હિમ્મત અને શક્તિ હોવાથી શીવાજી સઘળા વિષયમાંજ પાર પડી શકયો હતો. તેની શક્તિથી શીખેલું મુગલ સૈન્ય પણ ભયભીત થઈને જ્યાં ત્યાં ભાગતું હતું. હિમ્મતથી, કૌશલ્યથી અને શક્તિથી તે વેળાએ તેનો કોઇપણ બરોબરીઓ નહોતો. બાદશાહ ઓરંગજેબે તેને "પર્વતનો ઉંદર" કહીને ધિક્કારતો હતો. પરંતુ તે પર્વતના ઉંદરની શક્તિથી દિલ્હીનો પ્રતાપવાન બાદશાહ એટલો તો નિપીડિત થયો હતો કે જરૂરની વખતે તેણે એનું પ્રાધાન્ય માનવાને બાધ્ય થવું પડયું હતું. ઓરંગજેબ શીવાજીના મરણની ખબર સાંભળીને બોલ્યો હતો. "શીવાજી એક પ્રધાન સેનાપતિ હતો; જ્યારે હું ભારતવર્ષના પ્રાચીન રાજ્યો નાશ કરવાની કોશેશ કરતો હતો, ત્યારે કેવળ એજ માણસે એક નવું રાજ્ય સ્થાપ્યું. મારા લશ્કરે ઓગણીસ વર્ષ સુધી તેની સામે લઢાઈ કરી હતી, તથાપિ તેના રાજ્યની કંઈપણ અવનતિ થઈ નહોતી." ઓરંગજેબની વાતથી શીવાજીની શક્તિની ઓળખાણ મળી શકે છે.

શીવાજી શત્રુનો અપકારી હતો, પરંતુ જેઓ પરાજિત અને બંદીવાન થતા. તેઓના ઉપર યથોચિત સૌજન્ય દેખાડતો. તે સગાવાહાલા અને પોતાના તાબેના કામકરનારની સાથે કોઇપણ રીતનો અસદ્વ્યવહાર કરતો નહોતો એવા સદય વ્યવહારથી સર્વ તેના અનુરક્ત રહેતા. મિત્રાચાર તેનો એક ગુણ હતો. અસાધારણ શક્તિની અપરિમિત ધનસંપત્તિ મળ્યાથી પણ તે કદીપણ શૌખીનતાની ઓળખાણ આપતો નહોતો. તેની પાસે ભોગવિલાસનો આદર નહોતો. તે સામાન્ય વેશમાં અને સામાન્ય ખાવાપીવામાં પરિતુષ્ટ રહેતો.

શીવાજીએ દક્ષિણ તર્ફ જે રાજ સ્થાપ્યું હતું તેનો ઘેરાવો ચારસો માઈલ, વિસ્તાર એકસો વીશ માઈલ હતો. તાંજોરમાં પણ તેણે પોતાનું આધિપત્ય સ્થાપ્યું હતું. નર્મદાથી તાંજોર સુધી તાંજોરથી મદ્રાસ સુધીના ભાગના અધિપતિયો કોઇનેકોઈ સમયમાં શીવાજીની મદદ માંગતા, સઘળાઓ શીવાજીને કર આપીને સંતુષ્ટ રાખતા. સઘળા દક્ષિણમાં તેનું અસીમ પ્રભુત્વ હતું. દક્ષતામાં, એકાગ્રતામાં, સત્વરતામાં તેણે સર્વને અતિક્રમ કર્યા હતા. કોઇપણ તેની કૌશલજાળ જાણી શકતા નહોતા, કોઈપણ તેની અભિસંધિ સમજી લેવાને સમર્થ થતા નહોતા, અને કોઇપણ તેની ક્ષમતા રોકવાની હિંમત કરી શકતા નહોતા. તે મુસલમાનોને વિશ્વાસઘાતક સમજતો હતો. મુસલમાનની વિશ્વાસઘાતકતાને માટે સ્વદેશ

અધઃપતન થયું છે. એ તે સારી પેઠે જાણી શક્યો હતો. તેની ધારણા હતી કે વિશ્વાસઘાતકની સાથે વિશ્વાસઘાતકતા ન કર્યાથી અભીષ્ટ સિદ્ધ થશે નહિ. એ ધારણાનો વશીભૂત થઈને તે કોઈ કોઇ વખતે વિશ્વાસના બાહારનું કામ કરવામાં પણ બાધ્ય થયો હતો.

શીવાજી બદસુરત હતો તેની આંખ ઉજ્જવળ અને મોઢું સુગઠિત અને વીરત્વવ્યંજક હતું. શરીરના પરિમાણ અનુસારે હાથ વધારે જાડા જણાતા હતા, તેણે પોતાની તરવારનું નામ "ભવાની" રાખ્યું હતું. તે તરવાર સતારાના રાજાના અધિકારમાં રહેલી છે. આજ પર્યન્ત સતારાના રાજભવનમાં શીવાજીની ભવાની તરવારની પૂજા થાય છે.

---

# મહારાષ્ટ્રમાં મહાકીર્ત્તિ.

## તાનાજી.

ઔરંગજેબ દક્ષિણ તર્ફ પોતાનો અમલ વધારવાને માટે તૈયાર થયો છે. મહાવીર શીવાજી અપૂર્વ વીરત્વ બળથી બાદશાહનું પરાક્રમ તોડવાને માટે યત્ન કરેછે તેનો સાહસ વધી ગયો છે—ઉચ્ચતર અધ્યવસાય, મહત્તર સાધના વિકાશ પામી છે. તે અતુલ સાહસથી, અસામાન્ય વિક્રમથી અલૌકિક અધ્યવસાય-ગુણથી સ્વર્ગાદપિ ગરીયસી પુણ્યભૂમિની સ્વાધીનતા રક્ષામાં પ્રતિજ્ઞાબદ્ધ થયો છે. સાગરના પ્રચંડ તરંગ-પ્રવાહ ભૈરવ રવથી ભારતના ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ ડુબાડવાને તૈયાર થયો છે. શીવાજી દક્ષિણ તર્ફ અચલ ગિરિવરની પેઠે ઉભો થઈને લોકાતીત તેજસ્વિતાની સાથે તે તરંગ-પ્રવાહની ગતિ રોકે છે. ઈસવી સનની સતરમી સદીની આખેરીએ ભારતના દક્ષિણ તર્ફનો પ્રદેશ એવી વીરત્વ કીર્ત્તિથી ઉજ્જવળ થયો હતો. પરાધીનતાના શોચનીય સમયમાં સ્વાધીનતાની સ્વર્ગીય મૂર્ત્તિ ધીરે ધીરે ભારતના એક ભાગમાં પ્રકાશ આપીને લોકોના હ્રદયમાં આશા અને ઉત્સાહનો સંચાર કરતો હતો. ઘોર દુર્દિનમાં મેઘમાલાના એક દેશમાંથી સૂર્ય અનતિસ્ફુટ પ્રકાશ નીકલીને અંધકારમય સ્થાન આવી રીતે ઉજ્જવલ સ્વર્ણકાંતિથી પ્રકાશિત કરી મૂક્યું હતું.

ઔરંગજેબે શીવાજીનો પરાક્રમ તોડવાને માટે પોતાનો મોટો છોકરો સુલતાન માજમ અને સેનાપતિ યશવન્તસિંહને દક્ષિણ તર્ફ મોકલ્યો છે. શીવાજીના સિંહગડ અને પુરંદરના કીલ્લા મોગલના હાથમાં ગયાછે. મોગલ-પક્ષનું ઘણું રજપૂત લશ્કર સિંહગડમાં રહેલું છે. આજ શીવાજી આ

કીલ્લો લેવાને કોશેશ કરે છે.—મોગલની સામે પોતાનું પ્રાધાન્ય સ્થાપવાને દૃઢ નિશ્ચય કર્યો છે. વીરશ્રેષ્ઠ આજે એ ઉદ્દેશથી ઉંડા વિચારમાં મગ્ન થયો છે.—ગુપચુપ ગંભીરભાવથી વિપક્ષની ક્ષમતા નષ્ટ કરવાનો ઉપાય શોધે છે.

સિંહગડ નિસર્ગ રાજ્યના ગભીર સૌંદર્યમય સ્થાનમાં આવેલું છે. એ ઉન્નત પર્વતમાલામાં ઘેરાયલો છે. એક બાજુએ સહ્યાદ્રિ પર્વત અનંત ગગનમાં માથું ઉંચ્ચુ કરીને પોતાનો અપૂર્વ ગાંભીર્યનો પરિચય આપે છે. સહ્યાદ્રિ પર્વતની પૂર્વમાં સિંહગડ છે. ઉત્તરમાં અને દક્ષિણમાં સમુન્નત પર્વત લંબભાવથી ઉભા છે. એ પર્વત ચઢવા ઘણા મુશ્કેલ છે. અડધો માઈલ સુધી ઉપર ચઢ્યા પછી સાંકડો કઠણ ગિરિપથ અવલંબન કરીને ચાલ્યાથી કીલ્લાની તર્ફ જવાય છે. પશ્ચિમ તર્ફ પણ એવોજ મુશ્કેલ પર્વત ફેલાયલો છે. કીલ્લો ત્રિકોણાકારવાળો છે. એના મધ્યભાગનો ઘેરાવો બે માઇલ છે. ભીષણ કુદરતી દીવાલ કીલ્લાને બહારના ભાગની રક્ષા કરે છે. જ્યારે આકાશ સ્વચ્છ હોય છે, અનભ્રનીલ ગગનમાં સૂર્યનો પ્રકાશ પ્રકાશ આપેછે ત્યારે પૂર્વ તર્ફ જોયાથી નીરા નદીના વૃક્ષલતા પરિશોભિત શ્યામલ તટદેશ આંખને તૃપ્ત કરે છે. ઉત્તર તર્ફ—પર્વતના બહારના પ્રદેશમાં પ્રશસ્ત સમતલ ક્ષેત્ર દેખાય છે. શીવાજીની બાલ્યકાલની લીલાભૂમિ પુના-નગરી એ ક્ષેત્રની પૂર્વ તર્ફ જોવામાં આવે છે. દક્ષિણમાં અને પશ્ચિમમાં કેવલ ઉન્નત અને અવનત પર્વતમાલા સુનીલ વારિધિના તરંગ-ભંગીની પેઠે શોભે છે. આ અભ્રભેદી ગિરિના શિખરો સુદૂર દિગન્તે—અનંતની-લાકાશની સાથે મળી ગયા છે. આ તર્ફ શીવાજીનું રાયગડ છે. શીવાજીનો સેનાપતિ તન્નજીએ દુર્ગમ દુરારોહ ગિરિ-દુર્ગ અધિકાર કરવાનો ભાર લીધોછે.

માઘ મહીનો બેઠો છે. દુર્ગમ ગિરિપ્રદેશમાં દુરંત તાઢ પોતાનો બમણો પ્રભાવ વિસ્તાર કરે છે. સાહસી તન્નજી આ તાઢમાં અંધારી રાતે એક હજાર માવાલી લશ્કર લઈને સિંહગઢ તાબે કરવાને નીકલ્યો. પાહાડના રસ્તાઓ એ સઘળા સૈન્યના જાણેલા હતા. એઓ ગભીર નૈશ અંધકા-રમાં નિર્ભયથી ગુપચુપ એ પરિચિત પાહાડી રસ્તા ઉપરથી કીલ્લા તર્ફ જવા લાગ્યા. તન્નજીએ પોતાનું લશ્કર બે ભાગમાં વિભક્ત કર્યું હતું. એક ભાગ થોડેક છેટે રહેલો હતો. એઓને હુકમ કર્યો હતો કે એઓને હુકમ મલ-તાંજ પાસે આવવું. બીજો ભાગ કીલ્લાની નીચે પર્વતની તલાટીમાં છુપા-યો. એઓમાંથી એક સાહસી વીરપુરૂષ ગુપચુપ પર્વત ઉપર ચઢીને વિ-શેષ સાવચેતીની સાથે એક દોરડાની શીડી નાખી શીવાજીનું માવાલી લશ્કર ઘોર અંધકારની અંદર આ શીડીનું અવલંબન કરીને એક એક ઉપર ચઢવા

લાગ્યા. એવી રીતે ત્રણુસો માણુસો ઉપર ચઢયાં. એવી વખતે એકદમ એક શબ્દ થયો. આ શબ્દ કીલ્લામાંના સૈનિક પુરૂષો જે તર્ફથી માવાલી સૈન્ય ઉપર ચઢે છે તે તર્ફ નજર ગયાથી એક સૈનિક બનાવ શું છે તે જાણવાને માટે જેવો આગળ આવે છે તેવું એક માવાલીએ તીર ફેંક્યું તેથી તેનો પ્રાણુ-વાયુ જતો રહ્યો. પરંતુ આ શબ્દથી કીલ્લાના રક્ષા કરનારાઓ પાસે આવવા લાગ્યા. તે વેળાએ તન્નજીએ વિપુલ સાહસથી ત્રણુસો સૈન્ય લઈને તે બહુ સંખ્યાવાળું સૈન્ય કીલ્લાના રક્ષણુ કરનારને આક્રમણુ કર્યો. માવાલીઓ સંખ્યામાં થોડા હતા તો પણુ તેઓએ લોકાતીત વીરત્વ દેખાડીને કીલ્લાના રક્ષણુ કરનાર સૈન્યોના ઉપર અસ્ત્ર વરસાવવા લાગ્યા. થોડા વારમાં તન્નજીએ ખરા વીરપુરૂષની પેઠે તે યુદ્ધસ્થલમાં વીરશય્યામાં સુતો ત્યારે માવાલી સૈન્ય રણુક્ષેત્રમાંથી નીચે આવવાને માટે દોડવા લાગ્યા. એવી વખતે તન્નજીના ભાઇ સૂર્યજીએ યુદ્ધસ્થલમાં ઉભો થઈને ગંભીર સ્વરથી માવાલીઓને કહ્યું. "કયો નરાધમ પોતાના પિતાનું શરીર યુદ્ધક્ષેત્રમાં મૂકી જવાની ઈચ્છા કરે છે? દોરડાની સીડી નાશ પામી છે. સર્વે જે શીવાજીના માવાલી સૈન્ય છે હમણુા તેનાજ પ્રમાણુ દેખાડવા જોઇએ." સૂર્યજીના આ તેજસ્વિતાવાળા વાક્યે માવાલીઓના હ્રદયમાં પ્રવેશ કર્યો. પળની અંદર તેઓ પાછા "હર હર મહાદેવ" શબ્દથી શત્રુદળમાં પ્રવેશિત થયા. એ ગંભીર શબ્દ ગંભીર નિશીથની શાંતિ-ભંગ કરીને પર્વત-કંદરમાં પ્રતિધ્વનિ-થવા લાગી. ફરીથી માવાલીઓ એવા વેગથી કીલ્લાના રક્ષણુ કરનારાને આક્રમણુ કર્યાં કે તેઓ કોઇરીતે આ આક્રમણુથી નિરસ્ત કરી શકયા નહિ. પાંચ સો દુર્ગ રક્ષી સાહસી સૈનિક પુરૂષ માવાલીઓના અસ્ત્રાઘાતથી અનંત નિદ્રામાં સૂતા. સૂર્યજી વિજયી થયો. દુરારોહ પર્વત-શિખરમાંના સિંહગડમાં પાછો શીવાજીનો વિજય-પતાકા સુદૂર ગગનમાં ઉડવા લાગ્યો.

આ વિજયની ખબર શીવાજીને મળી. પરંતુ શીવાજીએ જ્યારે સાંભળ્યું કે, કીલ્લો તાબે કરતા તન્નજી માર્યો ગયો, ત્યારે તે ગંભીર શોકમાં આંશુ પાડતો પાડતો કહેવા લાગ્યો. "સિંહનું રહેવાનું રહેઠાણું તાબે કર્યું છે ખરૂં, પરંતુ સિંહ માર્યો ગયો. આપણે કીલ્લો હાથ કર્યો; પરંતુ હાય! તન્નજીને જન્મને માટે હરાવવો પડયો."

---

## સ્વતંત્રતાનું ખરેખરૂં સન્માન.

ઈસવીસનની સાતમી સદીનો અડધો ભાગ ચાલ્યો ગયો છે. મુગલ બાદશાહ ઓરંગજેબ આર્યાવર્ત્તના પછી દક્ષિણુ તર્ફ પોતાનું પ્રભુત્વ વિસ્તા-

રવાની કોશેશ કરે છે. પ્રાત:સ્મરણીય શીવાજી અપૂર્વ વીરત્વના ગૌરવથી, લોકાતીત તેજસ્વિતાના મહિમાથી પોતાની સ્વતંત્રતાની રક્ષા કરે છે. તેનો પ્રતાપ અને તેની મહાપ્રાણુતાના ગૌરવથી દક્ષિણનો સઘળો ભાગ ગૌરવાન્વિત થાય છે. પરાક્રમી મોગલ કોઈ પણ રીતે એ હિંદુવીરની વીરત્વ-કીર્ત્તિને સંકુચિત કરી શકતો નથી. દિવસના પછી દિવસ ચાલ્યા જાય છે, અઠવાડ્યા પછી અઠવાડ્યા, મહીના પછી મહીના, અવિરામ અવિશ્રામ ગતિથી અનંત અસીમ કાલ-સાગરમાં મળી જાય છે. પરંતુ સ્વતંત્રતાનો ઉપાસક ભવાની-ભક્ત હિંદુવીરનો પ્રતાપ ઓછો થતો નથી. હિંદુવીર પોતાના વીરધર્મમાં જલાંજળિ મૂકીને મુસલમાનની આગળ કોઈ પણ રીતે નમવાને રાજી થતા નથી. ઘોર દુર્દિનમાં, પરાધીનતાના શોચનીય સમયમાં ધર્માંધ મોગલના સખ્ત જુલમથી આર્યભૂમિ પાછી આર્યવીરના મહામંત્રથી સંજીવન થઈ પડી છે. અંધકાર રાત્રે આકાશમાં ધ્રુવતારો ધીમે ધીમે પ્રકાશ આપીને રસ્તો ભૂલનાર મુસાફરના હૃદયમાં નિરાશામાં આશાનો તરંગ નાખે છે; કરાલ કાદંબિનીના પાસે ચિરદીપ્ત પ્રભાકર જગજ્જીવન પ્રભા વિકાશ કર્યાથી જીવલોકને પળે પળે ખુશી કરે છે.

ઓરંગજેબ શીવાજીને વશીભૂત કરવાને માટે પોતાના મામા શાયસ્તખાઁને દક્ષિણ તર્ફ સુબેદાર કરીને મોકલ્યો છે. જેનાથી જલદી શીવાજીની ક્ષમતાની ગતિ રોકાય, તેનું રાજ્ય તથા તેના કીલ્લા મોગલના તાબામાં આવે તેને માટે વિશેષ ધ્યાન આપવાને માટે એ નવા મુકરર કરેલા સુબેદારના ઉપર હુકમ થયો. બાદશાહના હુકમથી શાયસ્તખાઁ ઘણું લશ્કર લઈને ઔરંગાબાદથી પુનાની તર્ફ જવા નીકલ્યો. પ્રથમ પુનાને કબજમાં લીધું. શીવાજી મોગલ લશ્કર આવ્યું છે તેની ખબર સાંભલ્યાથી રાજગડ છોડીને સિંહગડ પોતાનું પ્રધાન રહેઠાણ કર્યું. પેલી તર્ફ શાયસ્તખાઁએ પુના તાબે કર્યા પછી લશ્કરની એક ટુકડી ઘાટપર્વતના પાસેની એક જગા અધિકાર કરવાને મોકલી. તેણે શીવાજીના તાબે કરેલા શેહેરમાં મોગલનો જયનો વાવટો ઉડાવવાને દૃઢ પ્રતિજ્ઞા લીધી, તેથી તેની પ્રતિજ્ઞાની સાથે તેજસ્વિતા પ્રકાશ પામવા લાગી, પરંતુ તેજસ્વી સુબેદારવિના રોકથી મરાઠા રાજ્યમાં આગળ થઈ શક્યો નહિ. શીવાજીના મહામંત્રથી મરાઠા હિંમતવાન અને બલવાન થયા હતા. સ્વતંત્રતાના ગૌરવથી તેઓનું વીરત્વ વધ્યું હતું. જાતીય જીવનમાં તેઓની એકતા થઈ હતી, અને આત્મસન્માન અને આત્મમર્યાદાના મહિમાથી તેઓની દેશ-હિતૈષિતા હૃદયમાં ફેલાઈ હતી. મોગલ સુબેદાર ઘણી કોશેશ કર્યા છતાં પણ એ સ્વાધીનતા પ્રિય બળવાન જાતિનું સ્વાધીનતાનું સન્માન નાશ કરવાને સમર્થ થયો નહિ.

મહારાષ્ટ્રમાં ચકન નામનું એક નાનું શેહેર હતું. શીવાજીએ ફિરંગજી નામના એક યુદ્ધવીરના હાથમાં એ શેહેરની રક્ષાનો ભાર સોંપેલો હતો. તેજસ્વી ફિરંગજીએ ૧૯ વરસ સુધી દુરંત મુસલમાનના અધિકારમાં ચકનની સ્વાધીનતા કાયમ રાખી હતી. શાયસ્તખાઁએ ચકનને નાનું સમજીને વિચાર કર્યો હતો કે, તેનો હુકમ થતાજ એ નાના શેહેરનો શાસન કર્ત્તા તેના હાથમાં સોંપશે. પરંતુ ફિરંગજીના નાના શેહેરનો રક્ષક હોવા છતાં પણુ શક્તિમાં અને તેજસ્વિતામાં નાનો ન હોતો. તેણે આત્મસમર્પણ કર્યું નહિ, આત્મ-સ્વાધીનતામાં પાણી મૂક્યું નહિ. તેની હિંમત વધી, પરાક્રમ પ્રબલ થયું! વીરપ્રવરે લોકાતીત વીરત્વની સાથે તેજસ્વી મોગલ લશ્કરની સામે આત્મ-રક્ષામાં તૈયાર થયો. ક્રમે એક મહીનો થઈ ગયો બીજા એક મહીનાનો અડધો ભાગ ગયો, તથાપિ પરાક્રમી મરાઠા મોગલના શરણે આવ્યા નહિ. દિવસના પછી દિવસ—અઠવાડિઆના પછી અઠવાડિયા જવા લાગ્યાં, દરરોજ દર અઠવાડિયે ફિરંગજી નવી હિંમત, નવો ઉદ્યમ, નવા વીરપણામાં સુશોભિત થઈને સ્વાધીનતાનું સન્માન રક્ષા કરવા લાગ્યો એવી રીતે એક મહીનો ને પંચીશ દાહાડા ચાલ્યા ગયા. ચકન શાયસ્તખાઁને તાબે થયું નહિ. એક મહિનો ને છવીસમે દિવસે એકાએક શેહેરના કોટની દિવાલમાં એક કાણું પડયું. આ ક્રમણકારી મોગલ લશ્કર મહોલ્લાસથી તે ભાગેલા સ્થાનમાંથી શેહેરમાં પેસવાને ઉન્મુખ થયા. એ સંકટની વેળાએ સાહસી ફિરંગજી પોતાના લશ્કરની આગળ રહીને વિપક્ષની ગતિ રોકવાને તૈયાર થયો. તેનું પરાક્રમ—તેની શક્તિ—તેનું વીરપણું કોઈપણ રીતે દૂર થયું નહિ ફિરંગજી એવા કૌશલથી—એવી તેજસ્વિતાની સાથે વિપક્ષની ચઢાઈમાં ભંગ આપવા લાગ્યો કે, આ ક્રમણકારી લશ્કર કોઇપણ રીતે આગળ થઈ શકયું નહિ. તેણે આખો દિવસ એવી રીતે આત્મરક્ષા કરી—એવીજ રીતે આખો દાહાડો શેહેરના ફરતા કોટના ભાગેલા સ્થાન ઉપર ઊભો રહીને ઘણા લશ્કરનો અધિનાયક શાયસ્તખાઁની સામે છાતી કાઢીને સ્વાધીનતાની સાથે મહાવીર શીવાજીનો મહામંત્રનો ગૌરવ રાખ્યો. ધીરેધીરે રાત થવા લાગી. અનંત નૈશગગનમાં એક બે તારા ધીરેધીરે દેખાવવા માંડયા. રાત થવાથી મોગલ લશ્કર લઢાઈમાં નિરસ્ત થયા. બીજે દિવસે પ્રાતઃકાલે તેજસ્વી ફિરંગજી શાયસ્તખાઁની પાસે આવ્યો. શાયસ્તખાઁએ એ વીર પુરૂષની યથાયોગ્ય મર્યાદા રાખવાની કમતાઈ કરી નહિ. તેણે ફિરંગજીનું અસાધારણ સાહસ અને ક્ષમતાની તારીફ કરીને તેને કહ્યું, જો તે મોગલ સરકારમાં ચાકરી લે તો તેને ઘણું ઈનામ આપવામાં આવશે. પરંતુ તેજસ્વી ફિરંગજીએ આત્મ-સન્માન વેચ્યું નહિ તે શાયસ્તખાઁનો

અનુરોધ રક્ષા કરવાને રાજી થયો નહિ. શાયસ્તખાં તેના વીરપણાના લાયક વ્યવહારથી સંતુષ્ટ થઇને તેને જવા દીધો. ફિરંગજી વીરત્વ-ગૌરવથી ગૌરવાન્વિત થઈને શીવાજીની આગળ ગયો. શીવાજીએ તેની હિંમત અને ક્ષમતાનું પુરસ્કાર કરવામાં કમતાઇ કરી નહિ, ભારતના વીરપુરૂષે આવી રીતે સ્વાધીનતાનું સન્માન રક્ષા કર્યું હતું, આર્યગૌરવમાં જલાંજલિ ન આપતા એક વખતે આવી રીતની તેજસ્વિતા અને મહાપ્રાણુતાની ઓળખાણ આપી હતી.

---

# ચિતોડની રક્ષાને માટે વાઘજી

## અને બતરીશ હજાર રજપૂતનું વીરત્વ.

ઈસવી સન ૧૫૩૩ માં ચિતોડને જીતવા માટે બાહાદુર આવ્યો હતો તે વખતે મેવાડનો રાણા વિક્રમાજિત્ હતો તેને લૈચાના મેદાનમાં હરાવીને ચિતોડને લેવા માટે આવ્યો. તે વેળાએ ઝવેરભાઈએ કેવું પરાક્રમ અને વીરત્વ દેખાડયું હતું તે આગળ વર્ણન કર્યું છે. તે લઢાઈમાં જ્યારે મરણ પામી તે વેળાએ ચિતોડને પાછું કોણ બચાવશે તેનો વિચાર રજપૂતો કરતા હતા. તે વેળાએ સર્દારો એકવાર ચિતોડના ભવિષ્ય ભાગ્ય ગગનની તર્ફ જોયા કરતા હતા,—તેઓએ જોયું કે હવે ચિતોડ મેળવવાની આશા નથી? તથાપિ કોણ જાણે ચિતોડના ઉંચા કીલ્લા ઉપરથી જલદગંભીર અવાજથી કહી ઉઠે છે "રાજબલીની તૈયારી કરો?" તેથી સર્દારો કોઈ પણ રીતે નિરાશ તથા નિરૂત્સાહ થયા નહિ. ત્યારે શું ચિતોડની અધિષ્ઠાત્રી દેવીને લોહીની તરસ ઘણી લાગી છે? પરંતુ રાજબલિ ક્યાં? એક માત્ર સંગ્રામસિંહનો પુત્ર ઉદયસિંહ છે તેની ઉમર પણ બહુ નાની છે; તે કેવી રીતે હાથમાં તરવાર લઇને લઢાઈમાં જઈ શકે? ત્યારે દેવીનો હુકમ કેવી રીતે પાળવામાં આવે? આ વેળાએ કીલ્લામાં સર્દારો વિશે ઉપર વિચાર કરતા બેઠા છે. તે વેળાએ દેવલ-પતિ વાઘજી તેઓની સામે આવીને બોલ્યો "બાપારાવનું પવિત્ર લોહી શું મારાં હૃદયમાં ફરતું નથી?—તમો રાજબળીને માટે શા સારૂ ચિંતિત છો? આજે હું પોતે આત્મોત્સર્ગ કરીને દેવીની આજ્ઞા પાળીશ." આ વચનથી સર્વની ચિંતા દૂર થઈ. જે સૂર્યમલ્લ ચિતોડને વાસ્તે વીરવર પૃથ્વીરાજની સાથે પ્રતિદ્વન્દ્વિતાના મેદાનમાં આવ્યો હતો, વાઘજી તેનાજ વંશનો છે; તેથી તે શિશોદીય રાજવંશનો છે. વાઘજીએ થોડુંક રાજ સન્માન ભોગવ્યું—છત્ર, ચામર અને કિરણુ થોડીવાર સુધી તેના માથા ઉપર સુશોભિત થયાં. ત્યાર પછી કેશરી વાઘા પહેર્યા.

સર્વના અંગમાં કેશરીઆ પોશાક શોભા આપવા લાગ્યા. છેલ્લાવારનો વીરવેશ કેશરીઆ પોશાક પહેરીને સર્દાર, સામંત અને મોટા મોટા લઢવઇઆ એકમેકની આગળથી હમેશાંને માટે વિદાય લીધી અને અભિમાનની સાથે વાઘજીના માથા ઉપર બાપ્પારાવનો વિજય વૈજયંતીનો સફેદ છોગો લગાવીને વીરનાદ કરતા કરતા દુશ્મનના લશ્કરની સામા ગયા. તે વેળાએ બાલ્યરાજકુમારઉદયસિંહ બુન્દીના અધિપતિ શૂરતાનના હાથમાં સમર્પિત થયો. તે દિવસે ચિતોડનો તે અફશોસ કરવા લાયક સંકટની હાલતમાં વીરવર બાપ્પારાવના હૈમ-તપન-મંડિત મોટા વિજયપતાકા દેલલ-રાજના માથા ઉપર અનુપમ શોભા ધારણ કરી હતી, તેવી શોભા કોઈ વખતે કોઈએ પણ જોઈ નહોતી. રાજબલીના ગરમ લોહીમાં ચિતોડની અધિષ્ઠાત્રી દેવીના ભીષણ ખર્પર રંગવાની આગમજ ભયાનક "જહર" વ્રતની તૈયારી થઇ. હવે વખત નથી. યવનો કીલ્લાની પાસે આવતા જાય છે. હમણા તેઓ ચિતોડમાં આવશે; એટલા માટે ચિતા તૈયાર કરવાનો વખત ક્યાં છે? સર્દારોએ ભયાનક જહરવ્રત તૈયાર કરવાનો એક સારો રસ્તો કાઢ્યો. કીલ્લાની અંદર ખાડો ખોદીને તેમાં ઘણો દારૂગોળો અને નાના પ્રકારના આગ લાગે એવા પદાર્થો નાખીને આગ લગાડી એટલે પ્રચંડ શબ્દથી આગનો ભડકો થયો. જોતા જોતામાં રાણી કર્ણાવતી અને તેર હજાર રજપૂત સ્ત્રીઓની સાથે કરૂણાવાળા શોકના ગીતથી પ્રકૃતિને રડાવીને જલદીથી તે આગમાં કુદી પડી. તેર હજાર સ્ત્રીઓ ઘડીમાં આ લોકમાંથી વિદાય થઈ. કોઈનું પણ કંઈ ચિન્હ રહ્યું નહિ. રૂપ-યૌવન-લાવણ્ય-ગૌરવ સર્વે એક ઘડીમાં ચાલ્યાં ગયાં! બીજું કંઈ રહ્યું નહિ! સર્દારો આ વખતે નિશ્ચિન્ત થયા. હવે કોઈની તર્ફ જોવું પડશે નહિ–હવે કોઈને માટે રડવું પડશે નહિ, જેઓને માટે હૃદય રડતું હતું; જેઓ યત્નનું ધન હતું; વ્યથાની સામગ્રી હતી; તે પ્રીતિદાયિની આનંદમયી કન્યા, બહેન અને વનિતાઓએ હર કરતે આગમાં આત્મ સમર્પણ કર્યા છે. શિશુ રાજકુમાર ઉદયસિંહ પણ વગર હરકતે રક્ષા પામ્યો છે. ત્યારે હવે શેનો ડર રાખવો, હવે શેની ચિંતા કરવી; એવા વિચારથી ચિતોડના વીરોએ ઉન્મત્ત પ્રમાણે પાછો સિંહનાદ કર્યો; શ્રવણ ભૈરવથી ધરતી કંપાયમાન કરીને રજપૂતના રણવાદ્ય પાછાં વાગ્યાં! ઉઘાડી તરવારે રણોન્મત્ત વાઘજીએ કીલ્લાનો દરવાજો ઉઘાડીને ચિતોડના રહેલા વીરોની સાથે વિશાલ યવનલશ્કરમાં કુદી પડ્યો. કેટલાક રણદક્ષ યવનસૈનિક તેઓની તરવારથી માર્યા ગયા; પરંતુ તેનાથી કંઈ પણ ફળ ફલ્યું નહિ! અનંત સાગરના કેટલાક પાણીના ટીપાની પેઠે કેટલાક રજપૂતવીર જોતા જોતામાં વિલીન થઇ ગયા. એ ભયાનક કાલરણમાં સર્વે સમેત બતરીશ હજાર રજપૂત યોદ્ધાએ પ્રાણ અર્પણ કર્યાં હતા.

# વીરબાળા કર્મદેવી.

ચૌદમી સદી ગઈ છે. પંદરમી સદીએ અનંત અસીમકાલનો ફેરફાર દેખાડતો વિશ્વસંસારમાં પગ મૂક્યો છે. પરાધીન પરપીડિત ભારતવર્ષ જુલમી તૈમુરલંગના જુલમથી મહાશ્મશાન જેવું થઇ ગયું છે. દિલ્લીનો પાદશાહ મહમદ તગલક એ મહાશ્મશાનની એક બાજુએ પડી રહ્યો છે. તેની શક્તિ, તેનો પ્રભાવ સઘળો જતો રહ્યો છે. તેની રાજધાની મહાનગરી દિલ્લી એ દુ:ખદાય સ્વારીના જુલમથી શ્રીભ્રષ્ટ થઈને શોકનો દુ:ખનો અને દારિદ્રયનો ત્દૃદય ભેદક દેખાવ પ્રકાશ કરેછે. ભરતખંડની આવી દુર્દશાની વેળાએ વિરભૂમિ રજપૂતાના પોતાના હમેશાંના વીરત્વ ભરેલા ગૌરવથી કાયમ રહેલી હતી. રજપૂતાનાની વીરબાળાએ પોતાના અસાધારણ ચરિત્રના ગુણથી અને અસાધારણ તેજસ્વિતા દેખાડીને પતિના ઉદ્દેશથી પ્રાણાર્પણ કર્યું હતું. વીરભૂમિની તે તેજસ્વિની વીરબાળાનું નામ કર્મદેવી હતું.

રજપૂતાનામાં યશલમીર નામનું એક નગર છે. એ નગર અફૂળરૂપ ભૂમિના મધ્યભાગમાં આવેલું છે. એની ચો તર્ફ મોટા મોટા રેતીના ડુગર હમેશાં તેના ભવ્ય દેખાવથી મુસાફરના ત્દૃદયમાં ભય પેદા કરે છે. કુદરતના આવા ભયાનક રાજ્યમાં કેવળ યશલમીર લીલા તરૂલતાથી શોભિત થઇને વાસંતી લક્ષ્મીનો મહિમા વધારી મૂકે છે. પંદરમા સૈંકડાના પ્રારંભમાં યશલમીરના અન્તર્ગત પૂગલ નામના પ્રાંતમાં રણંગદેવ આધિપત્ય કરતો હતો. તેના પુત્રનું નામ સાધુ હતું. ભટિપતિમાં સાધુ સર્વથી શ્રેષ્ઠ વીરપુરૂષ હતો. તેની હિંમત, તેની શક્તિ અને તેના વીરત્વની આગળ સઘળાએ મસ્તક નમાવતા. તેણે મરૂભૂમિથી લઈને સિંધુનદીના કિનારા સુધી પોતાનો પ્રતાપ ફેલાવ્યો હતો. તેના ભયથી પણ પાસેના ભૂખંડમાંથી કાંઇ પણ રાજા પોતાનું માથું ઉંચુ કરી શકતો નહિ. પૂગલ—કુમારે એવી રીતે ભીષણ મરૂ પ્રાંતમાં અસીમ પ્રતાપ અને અવિચલિત શૌર્યની સાથે પોતાનું આધિપત્ય કાયમ રાખ્યું હતું.

એકવેળા એક નગરને જીતીને યુદ્ધસ્થલથી પાછો વળતો હતો, તેવેળા સાંઝે ઘણા ઘોડા, ઉંટ અને સૈન્યની સાથે અરિન્ત નગરમાં આવી પોહોચ્યો. અરિન્ત નગર મહિલવંશના માણિક રાવની રાજધાનીનું શેહેર હતું. માણિકરાવ ૧૪૪૦ ગામનો રાજા હતો. તેણે માનપૂર્વક પૂગલ-કુમારને નિમંત્રણ કર્યું. સાધુ ખુશીની સાથે મહિલ રાજ્યનો પરોણો થયો. તે વખતે સાધુના શુરપણાનો મહિમા બધે ફેલાએલો હતો. સૌંદર્ય લીલામયી ઉદ્યાનલતાએ સુદૃઢ આરણ્ય તરૂવરનો આશ્રય લેવાની ઈચ્છા કરી. તેથી મ-

હિલ રાજમાણિકરાવની કુંવરી કર્મદેવી સાધુના વખાણ સાંભલીને મોહિત થઈ પડી.

રાઠોડ વંશના મંદોર રાજકુમાર અરણ્યકમલની સાથે મહિલ રાજકુમારી કર્મદેવીનો વિવાહસંબંધ થયો હતો. પરંતુ એ સંબંધમાં બંધાવવાની કર્મદેવીની ઈચ્છા થઇ નહિ. પૂગલ-રાજકુમારના અતુલ વીરત્વ અને હિંમતની વાતો તેણે સાંભળી હતી, હમણા તેને તે વીરવરનાં શુરાપણાની અનિર્વચનીય દૃઢતાની ઓળખાણ મળી વીરબાળાએ પવિત્ર વીરકીર્તિની અવગણના કરી નહિ, અરણ્યકમલને છોડીને મરૂભૂમિ વિહારી પુરૂષસિંહની સાથે વિવાહનાં સૂત્રમાં બંધાવવાને ઉત્સુક થઈ.

સાધુએ પોતાની સંમતિ એમાં પ્રકાશ કરી અરણ્યકમલના ભયથી તેના નિર્ભીક હૃદયમાં કંઇપણ ભયનો આવિર્ભાવ થયો નહિ. તેણે પોતાના સાહસ અને બાહુબલના ઉપર ભરૂસો રાખીને કામિનીરત્નને ગ્રહણ કરવાની ઈચ્છા કરી. યથાસમયે વિવાહનો દિવસ મુકરર થયો. યથાસમયે માણિકરાવે પોતાની રાજધાની અરિન્ત નગરમાં કન્યારત્નને સાધુના હાથમાં સોંપી. ઉદ્યાનશોભિની એ નવીન લતા આરણ્ય તરૂવરને આશ્રય કરીને તેનો ગૌરવ વધાર્યો.

એ વિવાહથી અરણ્યકમલના હૃદયમાં જખમ લાગ્યું, તેના નિરાશ હૃદયમાંથી આશાનો સુશોભિત દેખાવ જતો રહ્યો. જે કલ્પના તેની સામે ધીરે ધીરે સુખનું, શાંતિનું અને પ્રીતિનું રાજ્ય વિસ્તારતી હતી, તે અતર્કિત ભાવથી ક્યાંને ક્યાં જતી રહી! અરણ્યકમલ વૈરના કઠોર દંખથી અધીરો થયો. આશાના સુશોભિત દેખાવની જગામાં—મોહિની કલ્પનાના અનન્ત ઉત્સવમય રાજ્યને બદલે અરણ્યકમલ હિંસાથી તીવ્ર વિષ પૂર્ણ ભયંકર મૂર્તિ જોવા લાગ્યો. તેણે વેર લેવાનો સંકલ્પ કર્યો; અને પ્રતિજ્ઞા કરી કે, કોઇપણ રીતે એ સાધનાથી ડગીશ નહિ. જ્યાં સુધી ક્ષત્રિયના લોહીનું છેલ્લું ટીપું છાતીમાં રેહેશે, ત્યાં સુધી પ્રતિસ્પર્ધી સાધુને મારવામાં વિમુખ થઈશ નહિ. વિધાતાની અપૂર્વ સૃષ્ટિ—અપૂર્ણ વિકશિત કામિની કુસુમલાભમાં વંજિત થયાથી અરણ્યકમલનું નિરાશ હૃદય એ પ્રમાણે કાળું થયું.—દૃઢ સંકલ્પે તેને એ પ્રમાણે ભયંકર વ્રત સાધ્નનમાં ઉત્તેજિત કર્યો. સાધુના ભવિષ્યના સુખના માર્ગમાં એવી રીતે કાંટો ઉપજ્યો.

અરિન્ત રાજાએ પોતાના જમાઈને ભેટ સ્વરૂપ બહુ મૂલ્ય મણિમુક્તા, સુસ્વર્ણ અને રૂપાના વાસણો તથા તેર કુમારી દાસીઓ આપીને સ્નેહની સાથે વિદાય કર્યો. તેણે પોતાના જમાઈની સાથે ચાર હજાર મહિલ

સૈન્ય આપવાને ચાહ્યું. પરંતુ સાધુએ તે લેવાને ના પાડી. તે પોતાની સાતશેઃ ભટિ સેના, અને પોતાની અસાધારણ હિંમતના ઉપર ભરૂસો રાખીને નવી પરણેલી સ્ત્રીને પોતાના રાજ્યમાં લઈ જવાને તૈયાર થયો. છેલ્લે અરિન્ત રાજાના વિશેષ આગ્રહથી તેને પંચાસ સિપાઈઓ મહિલ સેનાની સાથે લીધા. કર્મદેવીનો ભાઈ મેઘરાજ આ સૈન્યનો અધિનેતા થઈને આવ્યો હતો.

સઘળાઓ અરિન્ત નગરથી ચાલ્યા. સર્વે એકજ ઉત્સવ અને એકજ ખુશીના પ્રવાહમાં તરતા પૂગલનગરની તર્ફ જવા લાગ્યા. માર્ગમાં ચંદન નામની જગામાં સાધુ જ્યારે વિશ્રામ કરતો હતો, ત્યારે દૂરથી મરૂભૂમિની ધૂલ ઉડાડતી એક સૈન્યની ટુકડી પ્રબલ વેગથી તેની તર્ફ આવતી દેખાઈ. સૈન્યદલ જોતા જોતામાં ભયાનક મરૂપ્રાંતને છોડીને મોટા ગર્વની સાથે સાધુના વિશ્રામની જગાની સામે આવી પોહોચી આથી સાહસી સાધુએ પણ જોયું કે, બહુ રાઠોડસૈન્ય તેની પાસે આવતું જાય છે. અરણ્યકમલ મહાવેગથી તરવાર ચલાવતો ચલાવતો સૈન્ય દલને પરિચાલન કરતો આવે છે. એ જોતાંજ સાધુ ધીર ભાવે યુદ્ધને માટે તૈયાર થયો, ધીર ભાવે પોતાના સૈન્યોને આત્મવિસર્જ્જન અથવા વિજયલક્ષ્મી અધિકારને વાસ્તે તૈયાર થવાને કહ્યું. તેની સામે ચાર હજાર રાઠોડ સૈન્ય આવીને ઉભું, તેનો પ્રતિદ્વન્દ્વી તેજસ્વી અરણ્યકમલ તેના લોહીમાં પોતાની વિદ્વેષબુદ્ધિના પરિતર્પને વાસ્તે કૃતસંકલ્પ થયો છે, એનાથી સાધુ કોઈ પણ રીતે ડગ્યો નહિ. ધીરતાની હદ છોડીને કોઇ પણ રીતે ચંચલતાની ઓળખાણુ આપી નહિ. વીરત્વાભિમાની વીરયુવક વીરધર્મનું સંમાન રાખવાને તૈયાર થયો. જોતા જોતામાં ચાર હજાર રાઠોડસૈન્ય મહાવિક્રમથી ભટિ સેનાપર આવી પડ્યા. સાહસી રાઠોડગણુ સંખ્યામાં વધારે હતાં; તેઓએ થોડી ભટિસેનાને એકદમ ઘેરી નહિ કારણુ એવી રીતના ઘેરાને તેઓ સર્વદા ધિક્કારે છે. પેહેલા પ્રતિદ્વન્દ્વી પ્રતિદ્વન્દ્વીમાં દ્વન્દ્વયુદ્ધનો આરંભ થયો પ્રતિદ્વન્દ્વી પ્રતિદ્વન્દ્વીને વચમાં વચમાં ઘેરીને પોતાની હિંમત અને વીરત્વની ઓળખાણુ આપવા લાગ્યા. ૧૪૦૭ ઈસવી સનમાં રજપૂતાનાના મરૂપ્રાંતની પાસે ચંદન નામના ભૂખંડમાં લાવણ્યવતી રજપૂત બાળાને માટે એવી રીતે એકમેકમાં યુદ્ધ થયું. છેલ્લે સાધુ ઘોડા ઉપર સ્વાર થઇને સમરભૂમિમાં આવ્યો. બે વખત તે હથીઆર ચલાવતો ચલાવતો પરાક્રમી રાઠોડસૈન્યમાં પેઠો, બે વાર તેના શસ્ત્રાઘાતથી ઘણા રાઠોડ વીર માર્યા ગયા. અસમયે અતર્કિત ભાવથી એવું યુદ્ધ થયાથી કર્મદેવી ભયપામી નહિ. આશંકાના તીવ્ર ડંખથી આત્મવિહવલ થઈ નહિ. તેનો સુખ દુઃખનો અદ્વિતીય અવલંબન પ્રાણાધિક સ્વામી

શત્રુથી ઘેરાયલો છે, પ્રિયતમના જયની આશા સંશયમાં ડોલા ખાય છે, તેનાથી પણ કર્મદેવી મુઝાઈ નહિ. તે હિમ્મતની સાથે પ્રિયતમને ઉત્સાહિત કરવા લાગી, પ્રિયતમનું અદ્ભુત સમર-ચાતુર્ય અને અદ્ભુત સાહસ જોઈને મનમાં ને મનમાં તેને ધન્યવાદ આપવા લાગી. સાધુના પરાક્રમથી છસો રાઠોડ સમરભૂમિમાં માર્યા ગયા, સાધુનું પણ અડધું સૈન્ય મરી ગયું. કર્મદેવી પૂર્વના પ્રમાણે અટલ ભાવથી રહી, પેહેલાના પ્રમાણે અટલ ભાવથી સ્વામીને કહ્યું "હું તમારૂં રણપારદાશત જોઈશ, તમે જો રણશાયી થશો તો હું પણ તમારી અનુગામિની થઈશ." સાધુ બાલિકાના અપરિસ્ફુટ કુસુમ સુકુમાર દેહમાં એવી અસાધારણ તેજસ્વિતા અને અટલતા જોઈને ખુશ થાયો, અને અપરિસીમ પ્રીતિની સાથે સ્નેહ ભરેલી દૃષ્ટિથી બાલિકાની એ તેજસ્વિતાનું સંમાન કરીને અરણ્યકમલને યુદ્ધને માટે બોલાવ્યો. અરણ્યકમલ આ યુદ્ધનો જલદી છેડો લાવવાને ઘણો ઉત્સુક હતો, તેથી શત્રુના લોહીથી પોતાના અપમાનનું ચિન્હ સાફ કરવાને સાધુની સામે આવ્યો. થોડીવાર સુધી બંનેમાં શીલતાની સાથે વાતો થઈ,—તે પવિત્ર યુદ્ધમાં ઠગવાનો આવેશ નહોતો, ચાતુરીનો પાપી ભાવ નહોતો, અધર્મની છાયા પણ નહોતી, તેજસ્વી ક્ષત્રિય બંને તરૂણોએ આત્મપ્રાધાન્ય આત્મમર્યાદા રક્ષાને માટે થોડીવાર સુધી બંનોએ શીલતાની સાથે વાતચીત કરીને તરવાર ઉપાડી, હથિયારના ઘર્ષણથી અગ્નિના તણખા નીકલ્યા. સાધુએ અરણ્યકમલના હાથ ઉપર તરવાનો ઘા કર્યો, અરણ્યકમલે પણ સાધુના મસ્તક ઉપર લક્ષ્ય કરીને વીજલીના વેગ પ્રમાણે પોતાની તરવાર ચલાવી. કર્મદેવીએ જોયું કે, તેના પ્રાણેશ્વરના મસ્તકમાં તરવાર લાગી છે. બંને યુવકો પરસ્પરના શસ્ત્રપ્રહારથી અચેતન થઈને રણસ્થલમાં પડ્યા. કેટલીક વારે અરણ્યકમલ સચેતન થયો. પરંતુ સાધુ પાછો આ નિદ્રામાંથી ઉઠ્યો નહિ. તેજસ્વી પૂગલકુમાર તેજસ્વિતાનું માન રાખવા માટે નિડરપણે અમલિન ભાવથી અનંત નિદ્રામાં અભિભૂત થયો. કર્મદેવીનો આશા ભરોશો જતો રહ્યો. જે કલ્પનાના તરંગમાં હિચકા ખાતી ખાતી તેજસ્વિની બાળા પિતામાતાની આગળ વિદાય લઈને ખુશીની સાથે પૂગલમાં આવતી હતી, તે તરંગો હમેશાંને વાસ્તે જતા રહ્યા. બાલિકાના પ્રાણનું અધિક ધન આજ ભયાનક ઉજડ પ્રાંતમાં જતું રહ્યું. પરંતુ કર્મદેવી એનાથી મુઝાઈ નહિ. તેણે ધીરભાવથી તરવાર લીધી, અને ધીરભાવથી તેનાથી પોતાને હાથે પોતાનો એક હાથ કાપીને કહ્યું. "આ હાથ પ્રિયતમના પિતાને આપીને કેહેજો કે તેની પુત્રવધૂ આવી રૂપવાન હતી." તેણે બીજો એક હાથ પણ એ પ્રમાણે કાપી

નાખવાનો હુકમ કર્યો. તે હુકમ બજાવવામાં આવ્યો હતો. કર્મદેવીએ એ કાપેલો હાથ તેના વિવાહના મણિમુક્તાની સાથે મહિલકવિને ભેટ આપવા કહ્યો. ત્યારપછી યુદ્ધક્ષેત્રમાં ચિતા તૈયાર કરાવી. પતિપ્રાણા સાધ્વી બાળાએ પ્રાણાધિક ધનને ખોળામાં રાખીને શાંત ભાવથી જ્વલંત અગ્નિમાં પ્રાણ-ત્યાગ કર્યો. જોતા જોતામાં તેનું કોમલ ખુબસુરત શરીર ભસ્મરાશિમાં આવી ગયું, પરંતુ તેની કીર્ત્તિ નાશ થઇ નહિ. તેજસ્વિની વીરબાળા અપૂર્વ ચરિત ગુણ અને અસાધારણ પતિભક્તિ દેખાડીને અનંત કીર્ત્તિના મહિમામાં અમર થઈ ગઇ.

કર્મદેવીનો કાપેલો હાથ યથાસમયે પૂગલમાં પોહોચ્યો. વૃદ્ધ-પૂગલ-રાજે એને બાળવાની અનુમતિ આપી. બાળવાની જગા ઉપર એક તળાવ બંધાવ્યું, આજસુધી એ તળાવ "કર્મદેવીકા સરોવર" એ નામે ઓળખાય છે. અરણ્યકમલ પણ ઘણો જખમી થયો હતો. જખમ સારો થયો નહિ. તેથી ૭ મહીના પછી તે પણ મરણ પામ્યો.

---

## રાજસિંહનો રાજ-ધર્મ.

દૂરંત ઓરંગજેબ દિલ્લીના મયૂરાસનમાં અધિરોહણ કર્યો છે. વિશ્વાસ-ઘાતકની વિશ્વાસ-ઘાતકતામાં રાજત્વનો માર્ગ નિષ્કંટક થયો છે. તેનો વૃદ્ધ પિતા કેદખાનામાં પડ્યો છે. તેના ભાઈઓએ ઘાતકના હાથથી રાજ્ય પ્રાપ્તિની આશાની સાથે આત્મત્યાગ સમર્પણ કર્યાં છે. નિષ્ઠુર બાદશાહે દયા ધર્મમાં જલાંજલિ આપીને, આત્મીય સ્વજની શોણિત પાત કરીને ચિર-ભક્તિ-ભાજન પિતાને શોચનીય અવસ્થામાં નાંખીને, અકાતરથી બાદ-શાહી સુખ ભોગવે છે. એ વખતે બે હિંદુ વીરપુરૂષ ધર્માન્ધ અને તેજાન્ધ બાદશાહના અત્યાચારના વિરૂદ્ધમાં ઉભા થયા છે. દક્ષિણમાં મહારાષ્ટ્ર-રાજ શીવાજી એ અપૂર્વ તેજસ્વિતાની સાથે હિંદુનો ગૌરવ રક્ષા કર્યો, અને આર્યાવર્ત્તમાં મેવાડનો અધિપતિ રાણા રાજસિંહે લોકાતીત દૃઢતાની સાથે પ્રકૃત રાજ-ધર્મની ઓળખાણ આપી.

ઓરંગજેબ વિશાલ સામ્રાજ્ય અધિકાર કરીને હિંદુ ધર્મના પ્રતિ ઘોરતર વિદ્વેષ દેખાડવા લાગ્યો. ધર્માન્ધતાની સાથે તેનો ભોગ-વિલાસ-સ્પૃહા વધવા લાગ્યો. તે રૂપનગરના અધિપતિ વિક્રમ શોલંકીની લાવણ્યવતી કન્યાનું પાણિગ્રહણ કરવામાં ઉદ્યત થયો. રજપૂતકુમારી એ પ્રસ્તાવમાં રાજી થઈ નહિ. વિધર્મી મોગલની બેગમ થઈને પોતાના પ્રાતઃસ્મરણીય વંશનો—પોતાના ચિર પવિત્રધર્મની અવમાનના કરવાની

ઈચ્છા કરી નહિ. તે ઘૃણા અને વિરાગની સાથે મોગલ બાદશાહની દાંભિકતાનો સમુચિત બદલો આપવાને તૈયાર થઈ. તેની સ્મૃતિમાં રાણા રાજસિંહનો અલોક સાધારણ ગુણગ્રામ બિરાજતો હતો. રૂપનગરની રાજબાલાએ આ અલૌકિક ગુણસંપન્ન પુરૂષસિંહથી રક્ષા કરવાની ઇચ્છા કરી. હમણા મોગલનો અવૈધ પ્રસ્તાવ સાંભલીને તે સ્થિર રહી શકી નહિ. ક્રોધથી અને અભિમાનથી તેજસ્વિની રાજબાલાએ રાણા રાજસિંહને કહાવી મોકલ્યું "રાજહંસી સારસની શું સહચરી થશે? જે રજપૂત કુમારીના શરીરમાં પવિત્ર લોહી પ્રવાહિત થાયછે, તે વાનર-મુખ અસભ્યને સ્વામી કહીને શું ગ્રહણ કરશે? જો મારૂં સંમાન રક્ષા કરવામાં ન આવે, જો ચિરપવિત્ર આર્ય ગૌરવ અપ્રતિહત ન રહે, જો યવનના કઠોર હસ્તથી મારી ચિરંતન મર્યાદાનો વિલોપ કરવામાં આવે તો મારા વંશની પ્રાતઃસ્મરણીય પદ્મિની વગેરે જે માર્ગ અવલંબન કરીને અંતિમમાં અનંત સુખની અધિકારિણી થઈ છે તેમ હું પણ અકાતરથી તે પંથનું અવલંબન કરીશ." રૂપનગરના પૂજનીય કુલ-પુરોહિતે રાણા રાજસિંહની પાસે જઈને રજપૂત-બાલાની આ વાત જણાવી. રાજસિંહ પોતાની વંશ-મર્યાદાનું સંમાન રાખવાને ઉદાસીન થયો નહિ, તેણે એક દલ સાહસી રજપૂત યોદ્ધા લઇને આરાવલ્લીના પાદદેશ અતિક્રમ કરીને રૂપનગરમાં ગયો. તેના પરાક્રમથી મોગલસૈન્ય પરાજિત પામ્યું. તેજસ્વી ક્ષત્રિય વીરે તેજસ્વિની ક્ષત્રિય-બાલાનો ઉદ્ધાર કરીને પોતાની રાજધાનીમાં લાવ્યો. પ્રબળ-પ્રતાપ મોગલ શાસનમાં રજપૂતનો રાજ-ધર્મનો સંમાન રક્ષિત થયો.

પેલી બાજુએ અપકર્મ-કારક ઓરંગજેબના અપકર્મની શાંતિ થઈ નહિ. દુરાચારી બાદશાહે હિંદુઓને અધિકતર નિગૃહીત કરવાને વાસ્તે "જિજિયા" કર સ્થાપન કરવાની ઈચ્છા કરી. એ કર કેવળ હિંદુઓને આપવો પડતો. તેના હુકમથી અંબર-રાજ જયસિંહ પરાક્રાન્ત શીવાજીનો પ્રતાપ ખર્વ કરવાને માટે દક્ષિણપથે રહેલો હતો, મારવાડનો અધિપતિ પરાક્રાન્ત યશોવંતસિંહને રાજકીય કાર્યસાધનને માટે કાબુલમાં મોકલ્યો હતો. એઓ બંને મોગલ-રાજત્વના પ્રધાન અવલંબન સ્વરૂપ હતા. મોગલ બાદશાહ એઓની ક્ષમતા, એઓની વિશ્વસ્તતા અને એઓની કાર્યકુશલતાના ઉપર નિર્ભર કરીનેજ ઘણીક વેળાએ ઘણાંક સંકટથી રક્ષા પામતો હતો. "જિજિયા" કર સ્થાપનની વેળાએ કોણજાણે એઓ ઘોરતર આપત્તિ કરે અને અભીષ્ટ વિષયના અંતરાય સ્વરૂપ થાય, એ આશંકાથી ઓરંગજેબે છુપી રીતે તેઓને ઝેર ખવાડીને બંનેનો પ્રાણનાશ કરવાનો હુકમ આપ્યો. હુકમ પ્રમાણે કામ પાર પડ્યું. વિશ્વસ્ત બંને રજપૂત પોતાની વિશ્વસ્તતા દેખાડવા જતાં

વિદેશમાં અનંત નિદ્રામાં અભિભૂત થયા. યશોવંતની રાણી પોતાના શિશુપુત્ર અજિતસિંહને લઈને કાબુલથી સ્વદેશમાં પાછી આવતી હતી; મોગલ બાદશાહે તેઓને પકડવાનો હુકમ આપ્યો. પરંતુ તેનો રક્ષક પરાક્રાન્ત દુર્ગાદાસ આ હુકમથી અવનત-મસ્તક થયો નહિ. હડીસો માત્ર સાહસી રજપૂતે એક ગિરિસંકટમાં પાંચ હજાર મોગલ સૈન્યને અટકાવી રાખ્યા. એ વખતે યશોવંતસિંહની વનિતા નિરાપદ સ્થાનમાં ગઈ. પેલી બાજુએ રાજસિંહ સ્થિર રહી શક્યો નહિ. તેણે અગ્રસર થઇને અજિતસિંહ અને તેની માતાની રક્ષા કરી. તેના આદેશથી એઓનું આવાસ-સ્થાન નિરૂપિત થયું. તેના આદેશથી મોગલ બાદશાહના આક્રમણથી એઓની રક્ષા કરવાને વાસ્તે બાહાદુર રજપૂતગણ નિયોજિત થવા લાગ્યા. રાણા રાજસિંહ પોતે એઓનો પ્રધાન રક્ષક થયો. ક્ષત્રિય-શ્રેષ્ઠ પુરૂષસિંહે ક્રૂર-પ્રકૃતિ ઓરંગજેબના કઠોર આદેશમાં ઉપેક્ષા કરીને નિર્ભીક ચિત્તથી અનાથ શિશુ અને તેની અનાથા જનનીની મર્યાદા રક્ષા કરી.

ઓરંગજેબને જિજિયા કર સ્થાપન કરવામાં ઉદ્યત જોઈને રાણા રાજસિંહ મર્માહત થયો. ભારત-ભૂમિમાં ચિર-પ્રસિદ્ધ હિંદુ જાતિની અવમાનના થશે, આર્યગણ વિધર્મી મુસલમાનના જુલમથી પ્રપીડિત અને નિગૃહીત થશે. ધર્માન્ધ બાદશાહ પોતાના ધર્મ સંપ્રદાયના લોકોને બાદ કરીને, અર્થને વાસ્તે કેવલ હિંદુઓને મારવામાં પ્રવૃત્ત થશે, એ ક્ષોભ તેના હૃદયમાંથી અંતર્હીત થયો નહિ. રાજધર્મવિત રાજન્યશ્રેષ્ઠ નિર્ભયથી આ અનુચિત પ્રસ્તાવના વિરૂદ્ધમાં ઉભો થયો. તેની ધમનીમાં શોણિતવેગ ખરતર થયો, હૃદયમાં અપૂર્વ તેજસ્વિતા વિકાશ પામી, મનમાં ક્ષોભ, રોષ અને અપમાન એકીવારે આવીને તુમુલ સંગ્રામ થવા માંડયો. તેથી તે હિંદુઓનો અધિનાયક સ્વરૂપ થઈને હિંદુજાતિના સંમાનિત નામમાં ઓરંગજેબ ઉપર આવી રીતનો એક પત્ર લખ્યો.

“સર્વ શક્તિમાન્ જગદીશ્વરનો મહિમા પ્રશંસિત થાવો. સૂર્ય અને ચંદ્ર પ્રમાણે ગૌરવાન્વિત આપની વદાન્યતા પ્રશંસાને પામો. આપનો શુભાકાંક્ષી– હું હાલ આપની આગળથી વિચ્છિન્ન રહ્યો છું, તથાપિ સમુચિત રાજભક્તિનું નિદર્શન દેખાડવામાં હું કંઈ ત્રુટિ રાખનાર નથી. આ હિંદુસ્થાનનો રાજા, મિર્જા, રાય અને સંભ્રત ગણના, ઈરાન, તુરાન, શાણ અને રૂમના અધિપતિયોના, સપ્તઋતુ જનપદના અધિપતિયોના અને સ્થલપથ અને જલપથ-યાત્રિયોના સર્વાંગીન ઉપકાર સાધનમાં હું સર્વદા તૈયાર રહ્યો છું. એ વિષયમાં જણાય છે કે આપ કશો સંદેહ રાખતા નથી એ વાસ્તે હું મારા પૂર્વકૃત કાર્યને યાદ કરીને અને આપની

શીલતા અને સૌજન્યના ઉપર નિર્ભર કરીને સાધારણના સ્વાર્થ–સંસૃષ્ટ એક ગુરૂતર વિષય ઉત્થાપન કરૂં છું. મને આશા છે કે, આપ એ વિષયમાં વિશેષ મનોયોગી થશો.

"મેં જાણ્યું કે, આપે આ શુભાકાંક્ષીના વિરૂદ્ધમાં યુદ્ધ કરવાને માટે પુષ્કળ અર્થ અપવ્યય કર્યો છે અને આપ શૂન્ય ધનભાંડાર પૂર્ણ કરવાને વાસ્તે એક વિશેષ કર સંગ્રહ કરવાનો હુકમ આપ્યો છે.

"આપના સ્વર્ગીય પૂર્વ પુરૂષ મહંમદે, જલાલઉદ્દીન અકબરે સમદર્શિતા અને દૃઢતાની સાથે બાવન વર્ષ સુધી આ સામ્રાજ્યનું કાર્ય ચલાવ્યું છે. તેના રાજત્વમાં સર્વ જાતિના લોક સુખ સચ્છંદમાં રહેતાં હતાં. ગમેતો ઈશા, મુસા તથા મહંમદના શિષ્ય હો, ચાહેતો બ્રાહ્મણ તથા હિંદુ જાતિના ભિન્ન ભિન્ન સંપ્રદાયના લોક હો, તે સર્વના પ્રતિ અનુગ્રહ અને શીલતા દેખાડતા હતા એવી રીતની સમદર્શીતાને વાસ્તે તેમની પ્રજાગણ કૃતજ્ઞતાના આવેશમાં તેને જગદ્ગુરૂ કહીને માન આપતા હતા.

"સ્વર્ગીય નુરઉદ્દીન જહાંગીરે બાવીશ વર્ષ યથાનિયમથી પ્રજા પાળન કર્યું છે. મિત્ર રાજગણના પ્રતિ ગંભીર વિશ્વાસ પ્રદર્શન કરીને તે સર્વ સમયમાં સર્વ વિષયમાં કૃતકાર્ય થયો હતો.

"મહિમાન્વિત શાહજહાં બતરીશ વર્ષ શાસન-દંડ પરિચાલના કરીને દયા અને ધર્મના ગૌરવ–યુક્ત પુરસ્કાર–અક્ષય સુખ્યાતિનો અધિકારી થયો હતો.

"આપના પૂર્વ પુરૂષોના લોક–હિતકર કાર્ય એવાં છે. તેઓ એવા મહત્ અને ઉદાર નીતિના વશવર્ત્તી થઈને જ્યાં પગ મૂકતા, ત્યાં વિજયલક્ષ્મી અને સૌભાગ્યશ્રી તેઓની સંમુખવર્ત્તિની થતી હતી. તેઓએ અનેક દેશ અને અનેક કીલ્લા પોતાના આધીનમાં કર્યા હતા. પરંતુ આપના રાજત્વમાં પુષ્કલ જનપદ સામ્રાજ્યથી સ્ખળિત થયા છે. હાલ અત્યાચાર અને અવિચારનો સ્રોત અપ્રતિહત વેગથી પ્રવાહિત થાયછે, તેથી ભવિષ્યમાં બીજાં ઘણાં સ્થાન એવી રીતે હાથમાંથી જતા રહેશે. આપની પ્રજાગણ પદ-દલિત થાયછે. આપના રાજ્યનો પ્રત્યેક પ્રદેશ દુઃખ દારિદ્રમાં ભારાક્રાન્ત થયો છે. જ્યારે રાજ્યાધિપતિં અર્થ શૂન્ય થાય છે, ત્યારે સંભ્રાન્ત લોકની અવસ્થા બીજી શું થઈ શકે ? સૈન્યગણ વિરક્ત થઈ પડ્યા છે, વણિકો નાનારૂપ અભિયોગ કરે છે, મુસલમાનગણ અસંતુષ્ટ થયા છે, હિંદુગણ નિઃસ્વ થઇ પડ્યા છે. અને જનસાધારણ રાત્રિકાલે ખાવાનું ન મળ્યાથી ક્રોધમાં અને નિરાશામાં ઉન્મત્ત થઈને સમસ્ત દિવસ શિર ઉપર કરાઘાત કરે છે.

"જે રાજ્યાધિપતિ એવા દરિદ્ર જનસાધારણને ગુરૂતર કરભારથી નિ-

પીડિત કરવાને માટે પોતાની ક્ષમતા વિનિયોગ કરેછે, તેનું મહત્વ કેવી રીતે રક્ષિત થઈ શકે? આ દુર્દશાના સમયે પૂર્વથી લઇને પશ્ચિમ સુધી ઘોષિત થાયછે કે, હિંદુસ્થાનને બાદશાહ હિંદુ–ધર્મના ઉપર ઘોરતર વિ-દ્વેષી થઇને બ્રાહ્મણ અને યોગી, વૈરાગી અને સંન્યાસિયોની પાસેથી કર લેશે. સુપ્રસિદ્ધ તૈમૂર વંશના ગૌરવના પ્રતિ અનાદર દેખાડીને, એવા નિર્જન-સ્થાનવાસી નિરપરાધ તપસ્વિયોના ઉપર આપની ક્ષમતા વિસ્તાર કરવામાં ઉદ્યત થયા છો. આપ કોઈ પણ સ્વર્ગીય ગ્રંથના ઉપર વિશ્વાસ સ્થા-પન કરીને જોયાથી જોઈ શકશો કે, ઈશ્વર સમસ્ત માનવ જાતિને ઈશ્વર છે, તે કેવળ મુસલમાનનોજ ઈશ્વર નથી. હિંદુ અને મુસલમાન બંને તેની આગળ સમાન છે. વર્ણભેદ કેવલ તેની પ્રવર્ત્તિત રીતિ માત્ર છે. તેજ સર્વનું અસ્તિત્વનું આદિકારણ છે. આપના ધર્મ–મંદિરમાં તેના નામનાં સ્તોત્ર ઉચ્ચારિત થાયછે. દેવાલયમાં ઘંટા–ધ્વનિકાલે તેજ સંપૂજિત થાયછે. બીજા લોકોના ધર્મ અને આચારની અવમાનના કરવી અને સર્વ શક્તિ-માન ઈશ્વરની ઈચ્છાના બહિર્ભૂત કામ કરવું એ બંને સમાન છે. જ્યારે આપણે કોઇ ચિત્ર વિકૃત કરીએછિયે, ત્યારે ચિત્રકર સ્વભાવતાજ આપણા ઉપર ક્રોધ પ્રકાશ કરેછે. એ વાસ્તે કવિએ યથાર્થ કહ્યું છે કે, વિશેષ ન જા-ણતા સાંભળતા સ્વર્ગીય શક્તિના નાનાવિધ કાર્યના વિરૂદ્ધમાં ઉભા થવું ઉચિત નથી.

"આપ હિંદુઓની પાસેથી જે કર લેવા ચાહો છો, તે ન્યાયપરતાના બહિર્ભૂત છે, એ સાધુ રાજનીતિના પણ અનુમોદિત નથી. એનાથી દેશ અધિકતર દરિદ્ર થશે. અધિકંતુ એ હિંદુસ્થાનના પ્રચલિત નિયમથી વ-ધારે વિરોધી છે. પરંતુ જો આપની ધર્માન્ધતા આપને આ કાર્યથી દૂર ન કરે તો ન્યાયપરતાના નિયમાનુસારે હિંદુઓના પ્રધાન રામસિંહની પાસેથી પેહેલા એની પ્રાર્થના કરવી ઉચિત છે. પછી આપનાં આ શુભાકાંક્ષીને કર આપવાને હુકમ કરવો કર્ત્તવ્ય છે, પરંતુ કીડી અને માખીઓને નિપી-ડિત કરવાં એ ખરા વીરત્વ અને ખરા મહાનુભાવકત્વનાં લક્ષણ નથી. આપના વજીર ઉમરાવો જે છે, તેઓ ન્યાયપરતા અને સંમાનની સાથે શાસનકાર્ય નિર્વાહ કરવાને વાસ્તે આપને સદુપદેશ આપવામાં ઉદાશીન રહેલા છે, એથી મને અત્યંત વિસ્મય ઉત્પન્ન થાયછે."

રાણા રાજસિંહનું પત્ર એવું શીલતા અને એવું અભિમાન અને એવું સાહસ પરિસ્ફુટ થયું હતું. ક્ષત્રિય ભૂપતિએ એવી તેજસ્વિતા અને એવી નમ્રતા એવી સ્પષ્ટવાદિતાની સાથે દિલ્લીના બાદશાહને અપકર્મથી નિરસ્ત કરવાને અનુરોધ કર્યો હતો. રાજનીતિની ઉચ્ચતાથી, ભાવની ગંભીરતાથી,

ઉદારતાની મહિમાથી અને ખરા વીરત્વના અપૂર્ણ માદકતાથી એ પત્ર પૃથિવીના કોઈ સભ્યદેશના, કોઈ સમયના રાજનીતિ જ્ઞાની આગળ સમુચિત સન્માન પામી શકશે એ પત્રના પ્રત્યેક અક્ષરમાં હિંદુત્વ પરિસ્ફુટ થાય છે અને હિંદુ રાજાના ખરા રાજધર્મનો પરિચય મળે છે.

આ પત્ર અને યશોવંતસિંહની સ્ત્રીની વિમુક્તની ખબર મળ્યાથી, દુર્વૃત્ત બાદશાહ ક્રોધથી અધીર થઇ ગયો. ક્રોધના આવેગથી તે રાણા રાજસિંહની વિરૂદ્ધમાં યુદ્ધ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. એ વાસ્તે બંગદેશ, કાબુલ અને દક્ષિણાપથથી તેના પુત્રો રાજધાનીમાં આવ્યા. એઓના હાથમાં એક એક દલ સૈન્યનો પરિચાલન-ભાર સમર્પિત કરવામાં આવ્યો. દુરાચાર ઓરંગજેબ એવી રીતે બહુ સેનાપતિ અને ઘણું સૈન્ય લઇને મેવાડની તર્ફ ચાલ્યો. પેલી બાજુએ રાજસિંહ પણ પોતાના વંશનો ગૌરવ રક્ષામાં ઉદાશીન નહોતો તેણે સૈન્યદલને ત્રણ ભાગમાં વિભક્ત કરીને એક ભાગની અધ્યક્ષતા મોટા છોકરા જયસિંહના ઉપર સમર્પણ કરી. ભીમસિંહ બીજા ભાગનો અધિનાયક થયો. રાણો પોતે પ્રધાન ભાગનો પરિચાલન ભાર લઈને બાદશાહની ગતિ રોકવાને આગળ પડ્યો. પાર્વત્ય પ્રદેશના આદિમ અધિવાસિયો પણ આર્યાવર્ત્તના હિંદુ-કુલ-સૂર્યની મદદને માટે મેવાડના લાલ વાવટાના આધીનમાં સજ્જિત થયા.

મેવાડનો અધિપતિ આ સર્વ બાહાદુર સેનાને આરાવલ્લી પર્વતના ઉપર નિર્ભર કરીને દુરાચાર મોગલના વિરૂધમાં ઉભો રહ્યો. રાજકુમાર જયસિંહે પરાક્રમથી વિપક્ષની ખાદ્ય સામગ્રી લાવવાનો માર્ગ બંધ કર્યો. ઓરંગજેબ દુર્ગમ પાર્વત્ય પ્રદેશમાં અનાહારે કષ્ટ ભોગવવા લાગ્યો. તેની છાવણીમાં નિદારૂણ દુકાલનો સંચાર થયો. તેની પ્રિયતમા બેગમ રક્ષકોમાં પરિવૃત થઈને પર્વતની બીજીબાજુએ અવસ્થિતિ કરતી હતી. તેને રાજસિંહની પાસે લાવવામાં આવી. રાજસિંહે તેને સમુચિત આદર અને સન્માનની સાથે ગ્રહણ કરી, અને સમુચિત આદર અને સંમાનની સાથે ઉપયુક્ત રક્ષકની સાથે ઓરંગજેબની પાસે મોકલી દીધી. પેલી બાજુએ તેના હુકમથી મોગલની ખાદ્ય સામગ્રી લાવવાનો રસ્તો ખુલ્લો કર્યો. તે પરાક્રાન્ત શત્રુના અનાહારનું કષ્ટ જોઈ શક્યો નહિ. રાજસિંહે વિધર્મી વિપક્ષની ખાદ્ય સામગ્રી લાવવાનો સુયોગ કર્યો, તેણે ઉપસ્થિત વિપદથી રક્ષા કરી. રજપૂત વીરનું હૃદય એવું ઉચ્ચતર ગુણથી અલંકૃત હતું. એવી રીતના ઉચ્ચતર રાજધર્મથી રજપૂત વીરે પ્રાતઃસ્મરણીય આર્ય ગૌરવ રક્ષા કર્યો હતો.

પરંતુ દુર્બુદ્ધિ, દુરાશય મોગલે આ ઉચ્ચતર ગુણ અને આ ઉચ્ચતર

રાજ-ધર્મનું સંમાન રાખ્યું નહિ. તે રાણાની સાથે યુદ્ધમાં પ્રવૃત્ત થયો. ક્ષત્રિય વીર એનાથી કોઇ રીતે ભયભીત થયા નહિ. તેના સૈન્યગણ વિપુલ સાહસની સાથે શત્રુના સાંમે થયા. ઓરંગજેબે ઘણો યત્ન કર્યો તોપણ તેજસ્વી રજપૂતોની ગતિ રોકી શકયો નહિ. તેઓ યુદ્ધમાં પરાજય સ્વીકાર કરીને ભાગી ગયા. તેના વાવટા, તેના હાથી, તેના લઢાઇના હથિયારો વિજયી રાજસિંહના હાથમાં આવ્યા. ૧૭૩૭ સંવતના ફાગણ મહીનામાં આ મહાયુદ્ધ થયું હતું. ૧૭૩૭ સંવતમાં પુણ્યપુંજમય રજપૂત ભૂમિમાં રાણો રાજસિંહ એવી વિજયલક્ષ્મીથી સંવર્દ્ધિત થયો હતો. ૧૭૩૭ સંવતના મધુર વસંતકાલના વાસંત ઉત્સવમાં મેવાડના હિંદુ નરપતિએ એવીરીતના પોતાનાં લોકાતીત સાહસ અને શૂરપણાની ઓળખાણ આપી હતી.

રાજસિંહનો યુદ્ધમાં જય થયાથી ભાગનારનાઉપર અનિષ્ટ કરવા ચેષ્ટા કરી નહિ. ભીમસિંહ ગૂજરાતને આક્રમણ કરીને સુરતની તર્ફ અગ્રસર થતો હતો. એ સ્થાનમાં ઘણા લોક ભાગતા હતા. રાજસિંહે એઓને નિપીડિત કરવાની ઈચ્છા કરી નહિ. દયા, ધર્મ અને સૌજન્યનો ઉપદેશ તેની પાસે ઉચ્ચતર જણાયો હતો. તેણે ભીમસિંહને સુરત આક્રમણ કરવાને માટે નિષેધ કહી મોકલ્યો.

રાજસિંહે પોતાની ઉદારતા ગુણથી એવી રીતે ખરી રાજધર્મની રક્ષા કરી હતી. તેણે પોતાના ઘોરતર શત્રુને પણ અનાહારથી કષ્ટ આપ્યું નહિ. તેના જ્યેષ્ઠ પુત્રે જ્યારે મોગલની ખાવાની સામગ્રી લાવવાનો માર્ગ બંધ કર્યો અને વિપક્ષને અનાઆહારથી નિપીડિત કરીને પોતાના પદાનત કરી મૂક્યા, ત્યારે રાજસિંહે તેના આ કાર્યમાં વિરત થવાનો હુકમ આપ્યો હતો. તેણે પોતાના રાજ્યને વિપદમાં મૂકવા છતા, યશોવંતસિંહના શિશુ સંતાનની રક્ષા કરી હતી. બાદશાહ અધિકતર કોપમાં પડશે એ જાણ્યા છતા ગરીયસી કર્ત્તવ્ય બુદ્ધિના અનુરોધથી “જિજિયા” કરના વિરૂદ્ધમાં ઉભો થયો હતો અને પોતાના સૈન્યોના જીવન સંકટાપન્ન કરીને પણ રૂપનગરની તેજસ્વિની રાજબાલાનો ઉદ્ધાર કરવાને સુરાજ-મહિમાનો એક શેષ દેખાડયો હતો. સાહસમાં, વીરત્વમાં અને પોતાના રાજ્ય-રક્ષણમાં તે વર્ણનીય છે, રાજધર્મની મર્યાદા-પાળવામાં તે સમસામાયિક ઈતિહાસમાં અદ્વિતીય છે. દુરાચારના દૌરાત્મ્ય દમનમાં તે સર્વેનો અગ્રગણ્ય હતો. તેનું પ્રત્યેક કાર્ય તેની અપૂર્વ મહત્વ અને તેની અપૂર્વ મનસ્વિતાની ઓળખાણ આપે છે. તે નિઃસ્વાર્થ પરોપકાર-વ્રતને પોતાનો શ્રેષ્ઠ ધર્મ સમજતો હતો. તેના પ્રતિષ્ઠિત રાજ-સમુદ્રમાં તેની શિલ્પ

વિષયિણી સુરૂચિની ઓળખાણ મળે છે. આજસુધી આ શિલ્પ-કીર્ત્તિ રજ-પૂતાનાની શોભા સંપાદન કરે છે.

---

# વીર—ધાત્રી.

## પાન્ના.

મેવાડની વીર—ધાત્રીની અપૂર્વ વાત અલૌકિક ભાવથી પૂર્ણ છે. એ ધાત્રી એક સમયે પોતાની મહાપ્રાણુતા અને રાજભક્તિ દેખાડીને પવિત્ર ઇતિહાસમાં વરણીય થઈ છે.

રજપૂત કુલગૌરવ પરાક્રાન્ત સંગ્રામસિંહ લોકાન્તર થયો છે. જે સાહસમાં અવિચલિત અને વીરત્વમાં અતુલ્ય હતો, હથિયારના આઘાતના ૮૦ ગૌરવસૂચક ચિન્હ જેના દેહે અલંકૃત કર્યા હતાં. જેણે વિધર્મિ યવનોની સાથે યુદ્ધમાં ભગ્નપાદ અને છિન્નહસ્ત થતા પણ પોતાનું વીરત્વ અને ગૌરવની રક્ષા કરી હતી. તેનો દેહ પંચભૂતમાં મળી ગયો છે. શત્રુની ચક્રાન્ત જાળમાં પડીને પુરૂષસિંહ અનંત નિદ્રામાં અભિભૂત થયો છે. મેવાડનો અત્યુજ્વલ સૂર્ય હમેશાંને માટે અસ્તમિત્ત થઇ ગયો છે. તેનાં શિશુ સંતાન આજ શત્રુના હાથમાં પડ્યાં છે. ભવિષ્યત વિપદથી અનભિજ્ઞ છ વર્ષનું બાળક નિશ્ચિંત મનથી ખાવા પીવાથી પરિતુષ્ટ થાય છે, નિશ્ચિંત મનથી ઊંઘ કહાડે છે; એક તરફ દુરંત શત્રુ તેના પ્રાણુ લેવાને યત્ન કરે છે, સરલ અનભિજ્ઞ શિશુ તે કંઈ સમજી શકતો નથી. સંગ્રામસિંહનો દાસીપુત્ર વનવીર મેવાડની ગાદી પોતાના કબજામાં રાખવાની આશાથી આ કોમળ કોરકને વૃન્તચ્યુત કરવાને વાસ્તે હાથ ફેલાવ્યા છે. આ ઘોર વિપદમાંથી આજ પરાક્રાન્ત સંગ્રામસિંહના બાળક ઉદયસિંહની કોણ રક્ષા કરશે? બાપારાવનો પવિત્ર વંશ નિર્મૂળ થવાનો સૂત્રપાત થયો છે, એ વંશનો આજ કોણુ ઉદ્ધાર કરશે? આજ એક અસહાય રમણી આ ઘોરતર વિપદમાંથી ઉદયસિંહને ઉદ્ધાર કરવાને આગળ પડેછે; અનાથ બાળક આજ એક તેજસ્વિની ધાત્રી અર્થાત દાઈના આશ્રયમાં રહીને પોતાનું જીવન રક્ષા કરેછે. ધાત્રી પાન્ના આજ અશ્રુત પૂર્વ સ્વાર્થ ત્યાગના બલથી બાપારાવના વંશધરને જીવતો રાખવાને ઉદ્યત થઈ છે.

કયા ઉપાયથી આ દુષ્કર કાર્ય સાધન કર્યું! કહી રીતથી પિતૃહીન સહાયહીન બાળકનું અક્ષત શરીર રહ્યું! તે સાંભળ્યાથી હૃદય અવસન્ન થઇ જાય છે. રાતે ઉદયસિંહ ખાઈને સુતો છે, એવી વખતે એક હજામે

આવીને ધાત્રીને જણાવ્યું કે, વનવીર ઉદયસિંહની હત્યા કરવાને આવે છે, ધાત્રીએ તરત એક ફુલની ટોપલીમાં સુતેલા ઉદયસિંહને રાખીને અને તેના ઉપર પાતરાં ઢાંકીને હજામના હાથમાં સમર્પણ કર્યો. વિશ્વાસુ હજામ તે ટોપલી લઈને કોઈ નિરાપદ જગ્યા ઉપર લઈ ગયો; એવી વખતે વનવીર હાથમાં તરવાર લઈને તે ઘરમાં આવીને ધાત્રીને ઉદયસિંહની વાત પૂછી ધાત્રા વાઙ્‌નિષ્પતિ થઈ નહિ, નીરવે અધો મુખથી પોતાના સુતેલા પુત્રની તર્ફ આંગળી દેખાડી. વનવીરે ઉદયસિંહ સમજીને તે ધાત્રીપુત્રનો પ્રાણ સંહાર કરીને ચાલ્યો ગયો. એક તર્ફ રાજવંશીય કામિનીઓએ રોદનધ્વનિમાં તે ધાત્રીપુત્રની અન્ત્યેષ્ટિ ક્રિયા સંપન્ન કરી. ધાત્રી નીરવથી અશ્રુપૂર્ણ નયનથી પોતાના છોકરાનું પ્રેતકૃત્ય જોઇને હજામની પાસે ગઈ.

એવી રીતે પાન્નાએ અવલીલા ક્રમથી અસંકોચથી પોતાના હ્રદયરંજન શિશુ સંતાનને ઘાતકના હાથમાં અર્પણ કરીને મહારાણા સંગ્રામસિંહના પુત્રની પ્રાણ રક્ષા કરી હતી. જે રમણી ચિતોડને વાસ્તે બાપારાવના વંશ રક્ષાને માટે જીવનનો અદ્વિતીય અવલંબન સ્નેહની એક માત્ર પુતળી નયનતારા સંતાનને મૃત્યુ મુખમાં સમર્પણ કરે તેનો સ્વાર્થત્યાગ કેટલો મહાન હોવો જોઈએ? જે રમણી હ્રદયરંજન કુસુમ કોરકને વૃન્તચ્યુત જોઇને પણ પોતાના કર્ત્તવ્ય સાધનમાં વિમુખ થઇ નહિ, તેનું હ્રદય કેટલું તેજસ્વિતાનું પરિપોષક હોવું જોઇએ? આ આજ મહાન્ સ્વાર્થ ત્યાગ અને મહીયસી તેજસ્વિતાનો ગૌરવ કોણ સમજશે? ગુજરાતી! તમે ભીરૂ છો! ખરૂં તેજસ્વિપણું આજ પણ તમારા હ્રદયમાં પ્રવેશ થયું નથી. તમે આજ પણ ખરા સ્વદેશ હિતૈષિતાનો મહાનભાવ સમજી શક્યા નથી. તમે પાન્નાને રાક્ષસી કહીને ધિક્કારી શકશો. પરંતુ યથાર્થ તેજસ્વિ અને યથાર્થ હિતૈષી પુરૂષ આ અસામાન્યા ધાત્રીને બીજા એક ભાવથી જોશે એ અસાધારણ ભાવ સાધારણના આયત નથી. અસાધારણ લોકજ એનો ગૌરવ સમજવાને સમર્થ થશે. હાય! આજ ભારતમાં એવા અસાધારણ લોક કેટલા છે? પ્રતિધ્વનિ વિષન્ન ભાવથી પુછેછે કેટલાં છે? ભારત આજ નિર્જીવ અને નિશ્ચેષ્ટ છે. ભારત શીત-સંકુચિત વૃદ્ધ અથવા કાચબાના પ્રમાણે આજ પોતે પોતાને છુપાવે છે કોણ એનો જવાબ આપશે? પ્રતિધ્વનિ વળી કહેછે. કોણ એનો જવાબ આપશે?

---

# સતીના સતીત્વને માટે કૌશલ.

ખલિફા વલિના સેનાપતિ વીરમહંમદ બિન કાસિમે ઈસવીસન ૭૧૮ ના આરંભકાલે ભારત ભૂમિમાં આવીને સિંધુરાજ દાહિરના રાજ્યને આક્રમણ કર્યું. દેશવૈરી મ્લેચ્છવીરના કરાલ ગ્રાસથી સ્વદેશની રક્ષા કરવાને માટે દાહિરરાજ ઘોરતર સમરમાં પ્રવૃત થયો હતો; પરંતુ તે કોઈરીતે સ્વાર્થ સંરક્ષણમાં પાર પડી શક્યો નહિ. તે મુસલમાન સેનાપતિને હાથે પતિત થઈને તેણે પોતાનું રાજ્યધન, વીરગૌરવ એટલુંજ નહિ પણ જીવન પર્યન્ત આહુતિ આપી. વિજયી બિન કાસિમ જયાર્જિજત અને લુંઠિત દ્રવ્યસામગ્રીની સાથે ક્ષત્રિયરાજ દાહિરની બે લાવણ્યવતી દુહિતાને યવનરાજસમક્ષે મોકલી. પરંતુ તે બે ક્ષત્રિય કુમારીથીજ સેનાપતિનું સર્વનાશ-સાધન થયું હતું. આઇન-અકબરી અને ફરિસ્તા ગ્રંથમાં લખ્યું છે કે તે બે રમણી રત્નને દામાસ્કશ-નગરમાં લાવવામાં આવી હતી, ખલિફાએ તેનું અનુપમ રૂપ લાવણ્યનું વર્ણન સાંભળ્યું. તે વેળાએ તેની જયોલ્લાસિત હૃદય વધારે ઉત્ફૂલ થઇ ગયું. તે બે સુંદરી રમણીનું અપ્રમેય લાવણ્યરાશિ ઉપભોગ કરવાને વાસ્તે તેના હૃદયમાં પાપ તૃષ્ણાનો ઉદય થયો. પ્રમોદ ભવને ગમન પૂર્વક યવનરાજે જ્યેષ્ઠા રાજનન્દિનીને પોતાની સામે લાવવાનો હુકમ કર્યો. હુકમ જલદીથી પરિપાલિત થયો ! પવિત્ર ક્ષત્રિયકુલની કમલિનીને કામોન્મત્ત વારણસદૃશ નિર્દ્દય યવનની સામે લાવવામાં આવી !—નિ:સહાયા—નિરાશ્રયા—અનાથિની રજપૂત રમણી પાપમ્લેચ્છના વિલાસભોગ્યા થવાને વાસ્તે કઠોર કાર્ય ક્ષેત્રમાં મોકલવામાં આવી ! તેની કોણ રક્ષા કરશે ?— સિંધુરાજ દાહિરના પવિત્ર કુલને અનંત કલંકથી કોણ રક્ષા કરશે ?— હવે જાય છે— રજપૂત કુલસંભ્રમ અનંત કલંકપ્રવાહમાં એકીવારે તરતું જાય છે !—જ્યેષ્ઠા રાજનન્દિની મ્લેચ્છગ્રાસથી પોતાનો પવિત્રતમ સતીત્વ રક્ષા કરવાનો કંઇ ઉપાય ન જોયાથી એક કૌશળતા અર્થાત્ ચાતુરી અવલંબન કરી, તેને યવનરાજ્યની સામે લાવવામાં આવી કે તરત રડવા લાગી અને રડતાં રડતાં બોલી; "મહારાજ ! મને અડકશો ના. આ શરીર આપના કર સ્પર્શને યોગ્ય નથી! દુર્મતિ કાસિમે બલની સાથે મારો ધર્મ નાશ કર્યો છે." આ રોમહર્ષક વિસ્મયકર વાક્ય સાંભળતાં ખલિફાનું આપદ મસ્તક બળી ગયું, પ્રતિલોમ કૂપમાંથી જ્વલંત આગના તણખા નીકળવા લાગ્યા. તેણે તરત કાસિમવિરૂદ્ધમાં આવો કઠોરતર દંડનો હુકમ કર્યો કે, "કાસિમને જીવિતાવસ્થામાં દુર્ગંધમય ચામડામાં બાંધીને જલદી રાજધાનીમાં લાવો." અનતિવિલંબે આ કઠોરતર દંડાજ્ઞા પરિરક્ષિત

થઈ. હતભાગ્ય કાસિમ ખલિફાના રોષાનલમાં પતિત થઇને પોતાની પવિત્રતાની રક્ષા કરી. યવન રાજ્યનો સાર્વભૌમ અધિપતિ એની કૌશળતા સમજી શક્યો નહિ. એવી રીતે દાહિરની દુહિતાએ સતીત્વની રક્ષા કરી હતી. ધન્ય છે તેવી રમણીને !

---

## ખરી વીર નારી દુર્ગાવતી.

પંદરમી સદી ગઇ છે. શોળમી સદીએ જગતની પરિવર્તન શીળતા દેખાડતી વિશ્વસંસારમાં પગ મૂક્યો છે. એ વખતે ભારતવર્ષમાં મુસલમાન અધિપતિયોનું આધિપત્ય ધીરે ધીરે કાયમ થયું છે. લોદીવંશના બાદશાહ પછી મોગલ વંશના રાજાઓ ભારતનું રાજ્ય ચલાવે છે. પંજાબથી દિલ્હી સુધી મોગલના જયનો વાવટો ઉડે છે. બંગાળમાં, ગૂજરાતમાં, મધ્ય ભારતવર્ષમાં મુસલમાનનું રાજ્ય ફેલાયલું છે. પહેલા મોગલ બાદશાહ બાબરશાહના મરણ પછી હુમાયુ દિલ્હીની ગાદી ઉપર બેઠો છે. ભારતની સ્વાધીનતાનો ફેરફાર સમયના સ્રોતમાં ધીરે ધીરે ચાલ્યો જાયછે. એ ઘોર દુર્દિનના-પરાધીનતાના પરપીડનના આવી દુઃખની વેળાએ એક વીરનારીએ પોતાની અપૂર્વ તેજસ્વિતા દેખાડી હતી. શત્રુથી ઘેરાયલી પુરીમાં, શત્રુની સામે વગર આનાકાનીએ આત્મવિસર્જન કરીને આત્મસ્વાધીનતાનું સન્માન રાખ્યું હતું.

ગૂજરાતમાં હિંદુ રાજત્વનો ઉચ્છેદ થયાથી મુસલમાનનું રાજ્ય કાયમ થવાની શરૂઆત થઈ હતી. જે વેળાએ હુમાયુ દિલ્હીની ગાદી ઉપર બેઠો હતો, તે વેળાએ ગૂજરાતનું રાજ્ય બાહાદુરશાહ ચલાવતો હતો. ઈસવી સન ૧૫૨૮ માં બાહાદુરશાહ બેરારના મુસલમાન અધિપતિને મદદ કરવામાટે અહમદનગરના નવાબ નિઝામશાહની સાથે લઢાઈમાં પ્રવૃત્ત થયો હતો. પરંતુ એ ચઢાઈમાં વિશેષ કંઈ ફળ હાંસલ થયું નહિ. અહમદનગરના રાજાએ નામ માત્ર આધીનતા માની હતી, પરંતુ કામમાં પોતાની સ્વાધીનતા સર્વ પ્રકારે રાખીને રાજ્ય ચલાવતો હતો. બે વર્ષ ગયા પછી ૧૫૩૧ ઈસવી સનમાં ખાનદેશમાં બાહાદુરશાહની સાથે નિજામશાહનું મળવું થયું. એ વખતે બાહાદુરશાહે નિજામનું સન્માન રાખ્યું. બાહાદુરની સામે નિજામશાહ રાજકીય ઉપાધિમાં ગૌરવાન્વિત થયો હતો. એ વખતે રાઇસિનનો કીલ્લો હિંદુરાજાના તાબામાં હતો. ક્ષત્રિયરાજ શિહલાદિ એ કીલ્લાનું આધિપત્ય કરતો હતો. મુસલમાન રાજાએ હિંદુ ભૂપતિને આક્રમણ કર્યો. શિહલાદિ આત્મરક્ષામાં અસમર્થ હોવાથી મુસલમાનનો બંદીવાન થયો. શિહલાદિનો ભાઈ લક્ષ્મણ, લઢાઇમાં પ્રવૃત્ત ન

થતાં મોટા ભાઈને છોડવાને બદલે કીલ્લો મુસલમાન આક્રમણકારીના હાથમાં સોંપ્યો. મુસલમાનની વાત ઉપર લક્ષ્મણને વિશ્વાસ થયો હતો કે, કીલ્લો છોડી મૂકયાથી શિહલાદિ છુટશે. મુસલમાન રાજાએ પણ લક્ષ્મણની પાસે એ વિષયમાં એવોજ અંગીકાર કર્યો હતો. એ વિશ્વાસમાં—એ અંગીકારમાં ભરૂસો રાખીને લક્ષ્મણ લઢાઈમાં પ્રવૃત્ત થયો નહિ. અને તેજસ્વિતાની સાથે આત્મરક્ષા કરીને ક્ષત્રોચિત ગૌરવ દેખાડયો નહિ. કીલ્લો મુસલમાનના હાથમાં આવ્યો. મુસલમાને કીલ્લામાં જઇને ઘણો જુલમ ગુજારવા માંડયો. તેઓનું અંગીકાર, તેઓનું વચન, તે વેળાએ કલંકના અતલ અનંત સાગરમાં ડુબી ગયાં. તેઓ ભૈરવ અવાજથી આગળ વધીને પળ પળમાં કીલ્લામાં રહેનારાઓની હત્યા કરવા લાગ્યા. વિશ્વાસઘાતકતાથી ભારતનું સત્યાનાશ કરી નાખ્યું છે. મુસલમાનોના વિશ્વાસઘાતથી મહાવીર પૃથ્વીરાજ દૃશદ્વતીના કિનારા ઉપર મહાસંગ્રામથી વીરશય્યામાં સુતો છે. વિશ્વાસ ઘાતકથી દિલ્લીનું રત્ન–સિંહાસન હિંદુ ભૂપતિના હાથમાંથી ગયું છે, આજ વિશ્વાસઘાતકથી હિંદુના તાબેનો રાઈસિન કીલ્લો, હિંદુ-નર-નારીના લોહીથી રંજિત થવા લાગ્યો. લક્ષ્મણ આ આકસ્મિક જુલમ ગુજરતો જોઇને અજાયબ થયો અને સ્ત્રીઓને ત્યાંથી કાઢીને બીજી જગાંપર લઇ જવાને અંતઃપુરમાં ગયો. ત્યાં શિહલાદિની સ્ત્રી તેજસ્વિની દુર્ગાવતીની સાથે તેની મુલાકાત થઇ. લક્ષ્મણને જોતાંજ દુર્ગાવતીની બંને આંખ ઉઘાડી થઈ ગઈ. કપાલની રેખા વિસ્ફારિત થઈને કમનીયતાની અંદર અપૂર્વ તીવ્રતા પ્રકાશ કરવા લાગી. લાવણ્યવતી નારી ક્રોધના આવેગથી—ધિક્કાર અને વિરાગના આવેશથી અધીર થઈને લક્ષ્મણને કહેવા લાગી—"આ કીલ્લો દુર્ભેદ્ય જાણીને પ્રખ્યાત છે. તમે આવો દુર્ભેદ્ય કીલ્લો વગર હરકતે શત્રુના હાથમાં સોંપ્યો છે. શત્રુની સામે લઢાઇ ન કર્યાથી તમારૂં કાયરપણું પ્રકાશ થાય છે. જે આવી રીતે આત્મસન્માનમાં જલાંજલિ આપે છે, તુચ્છ પ્રાણ રક્ષાનેમાટે નીચતાની સાથે શત્રુને નમેછે, તે ભીરૂ, નીચાશય, કાયર પુરૂષને ધિક છે!" તેજસ્વિની દુર્ગાવતીએ એટલું કહીને પોતાના મહેલમાં આગ લગાડી; જોતા જોતામાં ભયંકર આગની શિખા ગગનસ્પર્શી થઈ. તેણે વગર હરકતે, અવિકાર ચિત્તથી સાતસો પુરનારીની સાથે તે જ્વલંત અગ્નિમાં આત્મવિસર્જ્જન કરીને પોતાની લોકાતીત તેજસ્વિતાની ઓળખાણ આપી. પ્રજ્વલિત હુતાશનમાં તેનું લાવણ્યમય કમનીય શરીર ભસ્મરાશિમાં આવી ગયું. એ બનાવથી શિહલાદિ અને લક્ષ્મણના પ્રાણમાં આઘાત લાગ્યો. તેઓએ તેજસ્વિની નારીની તેજસ્વિતા જોઈને શરમાયા; લજ્જાની સાથે તેઓના મનમાં ઘણો

ધિક્કાર અને વિરાગનો સંચાર થયો. તેઓએ એક પળ વિચાર કરીને તરવાર હાથમાં લઇને કેટલાક હિંમતવાન સાથીઓને સંગે લઇને કીલ્લાની રક્ષા કરનાર મુસલમાનની સાથે લઢાઇમાં પ્રવૃત્ત થયા. થોડીવારમાં સઘળું પુરૂં થઇ ગયું. થોડીવારમાં સર્વે તે દુર્ભેદ્ય રાઈસિન કીલ્લામાં મુસલમાનના અસ્ત્રાઘાતથી અનંત નિદ્રામાં સુતા. મુસલમાન રાજાએ કીલ્લો તાબે કર્યો ખરો પરંતુ કીલ્લાનો ગૌરવ નાશ કરી શક્યા નહિ. વીરનારી દુર્ગાવતીની અનંત અક્ષય કીર્ત્તિથી રાઇસિન ઇતિહાસમાં હમેશાને માટે પ્રખ્યાત થઈ રહેલો છે.

---

# વીરાંગના.

## જહવેરબાઈ.

ઇસિવી સન ૧૫૩૩ માં લૈચા-ક્ષેત્રમાં વિક્રમાજિતને પરાસ્ત કરીને વિજયી બાહાદુરે તે પ્રચંડ સેનાદલ સમભિવ્યાહારમાં ચિતોડ નગરને આક્રમણ કર્યું. ચિતોડનો આજે ઘોર સંકટ કાલ આવ્યો છે! એ સંકટથી કોણ ચિતોડપુરીનો ઉદ્ધાર કરશે? કોણ શિશોદીય કુલનો ગૌરવ સંભ્રમ રક્ષા કરી શકશે? કેટલાક રજપૂત વીરોએ સ્વદેશ-પ્રેમિકતાના પવિત્ર મંત્રમાં પ્રણોદિત થઈને અસ્ત્ર ધારણ કર્યાં છે, બાહાદુરની વિશાલ અનિકિનીની અર્થાત્ સેનાની સાથે તુલનામાં તેઓ મુષ્ટિમય છે;—અનંત સાગરના કેટલાક પાણીનાં ટીપાં માત્ર છે. તથાપિ ભગવાન્ એક લિંગના સોગન લઈને તેઓ પ્રાણપણે યુદ્ધ કરવાને કૃતપ્રતિજ્ઞ થયા અને પ્રચંડ રણતુર્ય-નિનાદથી યુદ્ધ ઘોષણા કરીને શત્રુકુલની વિક્રમવન્હિ હોલવી નાંખી. તેઓની તે ભીમ-ગંભિર તુર્યધ્વનિ અને શ્રવણ ભૈરવ સિંહનાદ પ્રતિધ્વનિમાં વિલીન થતાં ન થતાં બાહાદુરના કાલાંતક તોપસમૂહ જાણે વિશ્વબ્રહ્માંડને રસાતલે પ્રોથિત કરવાના ઉદ્દેશથી વિશ્વસંહારને અસંખ્ય વજ્રના વિનાદમાં ગર્જ્જન કરીને ઉઠ્યા। પ્રકૃતિ સ્તંભિત;—જાણે મુહૂર્ત્તને વાસ્તે સમગ્ર જગતનું અસ્તિત્વ વિલુપ્ત થઈ ગયુ હોયને! જાણે જગત્ સંસાર શતધા વિદીર્ણ થઈને રસાતલે નિમગ્ન થઇ ગયું હોયને! રજપૂતવીરો દ્વિગુણતર ઉત્સાહમાં ઉત્સાહિત થઈને પાછા સિંહનાદ કરી ઉઠ્યા અને ધાવમાન જ્વલંત ગોલક સમૂહને લક્ષ્ય કરીને શોણિત શરનિકર નિક્ષેપ કરવા લાગ્યા. કવચિત્ તેઓના એક બે લક્ષ્ય વ્યર્થ ગયા. પાછા-પાછા ગંભિરતર શબ્દથી યવનોનાં અગ્નેય અસ્ત્રો ગાજ્જ થઈ ઊઠ્યાં! બંદુકના અવાજથી રણસ્થલ આચ્છન્ન થઈ ગયું! દિવાકરની કિરણમાળાની તીવ્રગતિ રૂદ્ધ થઈ ગઇ! પલવારને વાસ્તે કંઈ પણ નયનગોચર થયું નહિ! કેવળ અંધકાર! નિવડતર અંધકાર! એવી

મુસલમાનમાં ઘોરતર લડાઈ થઇ! તે યુદ્ધમાં ઉભયપક્ષના અસંખ્ય સૈનિક માર્યા ગયા! બાહાદુર જ્યારે કોઈ રીતે ચિતોડને હાથ કરી શક્યો નહિ ત્યારે છેલ્લીવારે સુચતુર લાબ્રિખૉંએ વિકાગિરિની નીચે એક મોટી સુરંગ ખણાવી અને તેમાં બારૂદ પૂર્ણ કરીને આગ લગાડી. શેકડો ભીષણ અશનિ-નિનાદથી બારૂદ-રાશિ બળી ગયું—તેની સાથે દુર્ગ પ્રાકારના ૪૫ હાથ પરિમિત ભૂમિ એકીવારે ઉડી ગઈ! તે સ્થલમાં હાર-રાજકુમાર વીર અર્જુન રાવ અને પોતાના પાંચશો સૈનિક સાથે યુદ્ધ કરતો હતો. તેથી તે પ્રદેશ વિભગ્ન અને ભૂપતિત થતાંજ તે પણ સદલે માર્યો ગયો! ચિતોડના કીલ્લાનો એક પ્રદેશ ભાંગી ગયો! શત્રુકુલ તે રંધ્રપથમાં દુર્ગના અભ્યંતરમાં પ્રવેશ કરવાના ઉદ્દેશથી પ્રચંડ ગિરિનદના પ્રમાણે ધાવિત થયા! પરંતુ ચિતોડપુરી હજી પણ વીરશૂન્ય થઇ ન હોતી. હજીપણ શમનોપમ કેટલાક રજપૂત વીર જીવિત રહ્યા હતા; દેહ પ્રાણ રહેવા છતાં—ધમનીમાં લોહી રેહેવા છતાં તેઓ શું પ્રાણાદપિ ગરીયસી ચિતોડપુરીને શત્રુના હસ્તમાં મૂકશે!—કદિ નહિ! જોતા જોતામાં વીરવર દુર્ગારાવ, સત્યુ અને દદુનામક ચંદાવત વીરદ્વય અને કેટલાક સૈનિક અને સામંત સમભિવ્યાહારમાં તે રંધ્રના સંમુખમાં આવીને ઉભા થયા,–અચલ,–અટલ,–દુર્ભેદ્ય હિમાદ્રિસમ ઉભા રહ્યા. તેનાં દેહમાં જીવન રહેવા છતાં કોણ તેને અપસારિત કરી શકે? ભીમ વિક્રાન્ત યવનો દલે દલે તે તરફ ધાવિત થવા લાગ્યા! પરંતુ વીરવર દુર્ગારાવ અને તેની સાથના કેટલાક રજપૂત વીર જ્યાંસુધી જીવતા રહ્યા ત્યાંસુધી યવનનો સઘળો ઉદ્યમ વ્યર્થ થઈ ગયો. પરંતુ ઘણા થોડા રજપૂત વીર કેટલો વખત યવન-સૈન્યના પ્રચંડબલને પ્રતિરોધ કરી શકે? વિસ્મયકર વીરત્વની સાથે ઘણો વખત સુધી યુદ્ધ કરીને છેલ્લે તે રંધ્રપથમાંજ પતિત થયા. રણોન્મત્ત યવનો સિંહનાદ કરી ઉઠયા અને તીવ્રવેગથી રંધ્રપથના પાસે આવ્યા,—અકસ્માત્ સઘળા સ્તંભિત થઈ ગયા;—અકસ્માત્ સઘળા મંત્રૌષધિ–રૂદ્ધવીર્ય ભૂજંગના પ્રમાણે સ્થિર થઈ ઉભા રહ્યા! તેઓએ જોયું કે આ લુલાયિતકુંતલા, ભીમરૂપિણી યોદ્ધવેશ પરિહિતા એક રમણી પ્રચંડ રણતુરંગમાં આરોહણ કરીને હાથમાં ભીષણ ભલ્લ ઉદ્યત કરીને તે રંધ્રના પુરા ભાગમાં ઉભી રહી છે!—એ રમણી બીજી કોઇ નથી!—રાઠોરકુલસંભૂતા શિશોદીય રાજમાહિષી ઝવેરબાઈ છે! વીરનારી ઝવેરબાઇ રણચંડીવેશમાં તે રંધ્રપથ રોકીને ઉભી રહી! આસ્તે આસ્તે યવનોએ આગળ થઈ જોયું કે વીરરમણી સદંભથી તેઓની અગ્રવર્ત્તિની થતી આવે છે. તેના હાથના ભલ્લના દારૂણ પ્રહારથી પુષ્કલ યવનવીર માર્યા ગયા. પરંતુ સર્વ વ્યર્થ

ગયું! જોતા જોતામાં યવનો સાગરના પ્રમાણે ભીમ વિક્રમની સાથે તેઓના ઉપર આવી પડ્યા; તથાપિ વીરેન્દ્રની રજપૂત મહિર્ષી પલને વાસ્તે પણ નિરૂત્સાહ થઈ નહિ. ચરમ સાહસથી નિર્ભર કરીને તે રણો-ન્મત્ત યવનોની સાથે પ્રાણપણથી યુદ્ધ કરવા લાગી. આજ આર્યનારી એકલી છે. કેટલાક માત્ર આર્યવીર સાથે છે.—પ્રચંડ વિક્રાન્ત અસંખ્ય યવનની સાથે યુદ્ધ કરે છે; દૂરથી બાહાદૂર ગજારૂઢ થઈને વિસ્મય વિસ્ફા-રિત નયનથી તે જોવા લાગ્યો. રમણીનું અદ્ભુત રણોભિનય જોઇને વીરત્વાભિમાની બલદર્પિત યવનવીર અજાયબ થયો! એ શું શક્તિસ્વ-રૂપિણી મહાદેવી આજ દનુજ–દલનમાં પ્રવૃત્તા છે! પરંતુ સર્વ નિષ્ફલ થયું. છેલ્લે ચિતોડ-રક્ષાનો બીજો કાંઈ ઉપાય ન જોયાથી વીરનારી ઝવેરબાઇ તીવ્રવેગથી પોતાના તુરંગને ચલાવીને યવનદલના વચમાં આવીને યુદ્ધ કરવા લાગી અને જગત્‌માં વીરનારીનું અપૂર્વ દૃષ્ટાંત અને આત્મોત્સર્ગનું જ્વલંત ઉદાહરણ રાખીને શત્રુદલના વચમાં જીવન ત્યાગ કર્યું.

---

## સ્ત્રિયોના ઉદ્ધાર કરનાર સૂરજમલની બહાદુરી અને મૃત્યુ.

સંવત્ ૧૫૭૨ (ઈસવીસન ૧૫૧૬) ની શ્રાવણ વદ ૩ એટલે પાર્વ-તી ત્રીજ* (કાજલી)ને દિવસે પીપાર† નામના નગરમાં એક મહોત્સવ થયો હતો તે ઉત્સવમાં મારવાડની ચોતર્ફથી અસંખ્ય રજપૂત સ્ત્રિયો આ-વીને ભગવતી ગૌરીની પૂજા કરતી હતી. એવી વખતે એક પઠાણ લ-શ્કરની ટુકડી આવીને તેઓને ઘેર્યાં અને ૧૨૪ સ્ત્રિયોને હરણ કરી લઈ

---

* શ્રાવણ વદ ૩ જે રજપૂતો પાર્વતી તીજનું વ્રત પાળે છે. કહે છે કે એ દિવસે ગિરિ-બાલા ભગવતી ગૌરી ભગવાન્ ભૂતભાવન મહાદેવની સાથે પાછી મળી હતી. તેથી રજપૂતો એ પર્વને અતિ પવિત્ર અને મોટું માને છે તથા તેઓ વિશ્વાસ કરેછે કે એ દિવસે કોઈ સ્ત્રી ભક્તિની સાથે પાર્વતીની પૂજા કરેછે તે સ્ત્રીની ભગવતી સર્વ કામના પૂર્ણ કરીને અંતે પોતાની સહચરી કરી લે છે. તેથી રજપૂત રમણી ભક્તિની સાથે દેવીપૂજા કરે છે. રજ-પૂત પુરૂષો તે વ્રત પાલતા નથી તોપણ તેઓના મનમાં એ પર્વ અતિ પવિત્ર અને પુણ્ય-મય મનાયલું છે. ભૂમિ અધિકાર અથવા છોડી દીધેલા ઘરમાં પાછું આવવાને એ એક અતિ શુભ અને પવિત્રમાં પવિત્ર લગ્ન સમજે છે. બ્રિટિશ શાસનની સાથે મેવાડની મિત્રતા થયાથી દેશનિકાલ રજપૂતો એ પુણ્ય તિથિમાં પોતપોતાને ઘેર પાછા આવ્યા હતા.

† એ શેહેર જોધપુરથી પાંચ કોશ દૂર વસે છે. પીપાર એક સામાન્ય શેહેર છે, એમાં ૧૫૦૦ ઘરની વસ્તી છે. એ શેહેરમાં ઘણાખરા વાણીઆ રહેછે. તેને માટે એમ કહેવામાં આવે છે કે ખ્રીસ્ત જન્મવાની આગમજ અવંતી નગરમાં ગંધર્વસેન નામનો એક પરમાર વંશનો રાજા રાજ કરતો હતો તેણે પીપાર નગર વસાવ્યું છે.

ગયા. કોઈ તેને રોકી શક્યા નહિ. આ શોચનીય સમાચાર થોડીવારમાં સૂરજમલ કે જે જોધપુરનો રાજા હતો તેને કાને પડ્યા. ક્રોધ અને જિઘાં-સાથી તેનું શરીર અને આંખ લાલ થઇ. દુરાચારીઓને સજા આપીને સ્ત્રિયોને છુટકો કરવાને માટે ઘણો અધીરો થઈ પડ્યો. વધારે સેના તૈ-યાર કરવાથી વાર થઇ જાય એ ભયથી તેણે પોતાના શરીર રક્ષક ટોળીની સાથેજ પાપી પઠાણોને શોધવા નીકળ્યો. અતિ તીવ્ર વેગથી અવિરત ગ-તિથી શોધ કરતાં કરતાં સૂરજમલે છેલ્લીવારે તેઓને છેટેથી જોયા તે વે-ળાએ તેનાં ક્રોધ અને જિઘાંસા બમણાં ઉત્તેજિત થઈ ગયાં. સિંહના બ-ચ્ચાને જેવી રીતે કોઈ ચોરી જાય અને તેને સિંહ જોય તો તે જેવી રીતે પ્રચંડ વેગથી ચોરનારની ઉપર પડે છે તેમ આજ મારવાડનો અધિપતિ રાવ સૂરજમલ સ્ત્રિયોને હરણ કરનાર પઠાણોની ઉપર ભીષણ વિક્રમની સાથે પડ્યો. થોડીવારમાં બંનેમાં લઢાઈ થઈ. તે લઢાઈમાં રજપૂતોએ ઘણું વીરપણું પ્રકાશિત કર્યું તેથી રજપૂતો જીત્યા અને રજપૂત સ્ત્રિયોનો છુટકો કર્યો. પરંતુ તે જય તેનાં હૃદયશોણિતને બદલે થયો હતો. યવનોને મા-રીને તેણે સ્ત્રિયોનો ઉદ્ધાર કર્યો હતો ખરો, પરંતુ શત્રુઓએ તેને એવો તો જખમી કર્યો હતો કે, તે જખમથી તે વધારે વાર જીવી શક્યો નહિ. ર-જપૂત સ્ત્રિયોને છોડાવ્યા પછી થોડીવારમાં તે રણસ્થલમાં મરી ગયો. પ-રંતુ તે મૃત્યુ, તેના પક્ષે આનંદનું મૃત્યુ હતું. તે ૧૨૪ રજપૂત સ્ત્રીઓ જ્યારે તેની આસપાસ ઘેરીને તેનું વીરત્વ કીર્ત્તન કરવા લાગી ત્યારે તેના આનંદની સીમા રહી નહિ. તે અસીમ આનંદ ભોગવતો ભોગવતો વીર સૂરજમલનો આત્મા અનંત સુખમય અમર ધામમાં ગયો. રાવ સૂરજ-મલનું એ અસીમ વીરત્વનું વર્ણન આજ પણ રાજસ્થાનના ભાટોના મુખે સંભળાય છે; આજ પણ તેઓ પાર્વતી તીજના મહોત્સવની વેળાએ માર-વાડ રાજાનું તે અસીમ વીરપણું અને મહત્વ તથા પીપાર નગરની પેલી જે સ્ત્રીનું હરણ થયું હતું તેનું વર્ણન ઉત્સાહની સાથે ગાય છે.

---

## વીર યુવકની દેશ ભક્તિ.

ઇસવી સન ૧૫૪૩ ની સાલ ગઇ છે. શેર શાહના પરાક્રમથી દિ-લ્લીનો બાદશાહ હુમાયુ દેશ ત્યાગી થયો છે. નસીબ હમેશાં ચક્ર પ્રમાણે ફરતું ફરે છે. કાળધર્મમાં કદી ઉન્નત, કદી અવનત થાય છે. જે પુરૂષ એક વેળાએ મણિમુક્તાથી શોભતા દિલ્લીના સિંહાસનને અલંકૃત કરતો હતો. અમીર ઉમરાવનાં માથાં સર્વદા જેના પગ નીચે રોળાતાં હતાં તે

આજ ભીખારી થઈને દેશાંતરમાં રહે છે. પારકાની મદદથી હાલ જેનો ગુજારો થાય છે, પોતાને માટે, પ્રેમપ્રતિમા સ્ત્રીને માટે, પ્રાણાધિક છોકરાંને માટે તે હાલ સર્વ રીતે પારકાની તર્ફ જોઈ રહ્યો છે. સમગ્ર ભારતનો અદ્વિતીય બાદશાહ અકબરનો પિતા એકવખતે એવી હાલતમાં પડયો હતો અને જેની શક્તિના બળથી કાબુલના પાહાડી પ્રદેશમાં, આર્યાવર્ત્તની પવિત્ર ભૂમિમાં, દક્ષિણ તર્ફના પ્રશસ્ત ક્ષેત્રમાં વિજયનાં નિશાન ફડકતાં રહ્યાં હતાં. જેનો અપાર મહિમા પ્રકાશ કરવાને માટે "દિલ્લીશ્વરો વા જગદીશ્વરોવા" ધ્વનિ વિચિત્ર આમખાસમાંથી નીકળીને દૂર પર્યન્ત ગગનતલમાં વ્યાપી રહેતી હતી. તે વિસ્તીર્ણ ભારત મરૂના એક ભાગમાં એક વેશિસના સામાન્ય ઘરમાં જન્મ લઈને, પારકાની મદદથી સામાન્ય ભાવથી કાળ ગાળતો હતો.

શેરશાહ દિલ્લીના સિંહાસન ઉપર બેઠો છે. દિલ્લીનો અરધો ચંદ્રવાળો વાવટો હવે મોગલવંશને બદલે શૂરવંશનો ગૌરવ જાહેર કરેછે. અમીર ઉમરાવો હવે મોગલવંશને બદલે શૂરવંશનો હુકમ માનવામાં તત્પર રહે છે. એવા શેરશાહે પોતાના વીરત્વએ અને તેજસ્વિતાથી હુમાયુને દેશમાંથી હાંકી કાડયો છે ખરો, પરંતુ ભારતવર્ષની સર્વ જગાપર આધિપત્ય સ્થાપન કરી શકયો નથી. દિલ્લીના સિંહાસન ઉપર બેઠા પછી તેણે રાજ્ય વધારવાનો નિશ્ચય કર્યો. વીરભૂમિ રજપૂતાનામાં તેનું લક્ષ ગયું. માટે તેણે એંશી હજાર સૈન્ય લઇને મારવાડ ઉપર સ્વારી કરી.

મારવાડ કુદરતની શોભાથી અલંકૃત નથી. ત્યાં મનોહર વૃક્ષલતા તથા લીલા અનાજનાં ખેતરો શોભા આપતાં નથી. ત્યાં ફકત વિસ્તીર્ણ રેતીનું મેદાન નિરંતર મારવાડની ભીષણતર ઓળખાણ આપેછે. મારવાડ કુદરતની મનોહર શોભાને બદલે ભયંકર ભાવના અપૂર્વ વિકાશનું ક્ષેત્ર થઇ પડયું છે. ત્યાં આ સમયે પરાક્રાંત રાઠોડ પોતાના લોકાતીત વીરત્વના મહિમાથી એ મરૂસ્થલની સ્વાધીનતા ગૌરવ રક્ષા કરતો હતો. તેના એ ગૌરવનું હરણ કરવાને શેરશાહ તૈયાર થયો છે. ૮૦ હજાર સૈનિક પુરૂષ વિપુલ વિક્રમથી રાઠોડ નગરની તર્ફ આવવા લાગ્યા. તેની ખબર મરૂસ્થલમાં પોહોંચી એટલે રાઠોડો પોતાની ગરીયસી જન્મભૂમિની સ્વાધીનતાને માટે સજ્જિત થવા લાગ્યા. જોતાં જોતાંમાં ઘણું સૈન્ય એકઠું થયું, તેથી જોતાં જોતાંમાં મરૂસ્થલનો અધિપતિ મહારાજ માલદેવ પચાસ હજાર તેજસ્વી રાઠોડના બાહુબળના ઉપર આધાર રાખીને દિલ્લીના નવા બાદશાહની ગતિ રોકવાને માટે ઉભો.

વીરભૂમિનું વીરપણું કાયમ રહ્યું. પચાસ હજાર રાઠોડના પરા-

ક્રમથી દિલ્લીના ૮૦ હજાર સૈન્યની ગતિ રોકાઈ. હુમાયુના વિજેતાએ આજ મરૂસ્થલના વીરોના વીરપણા આગળ માથું નમાવ્યું. માલદેવનું વ્યૂહ ભેદ કરવું એ અસાધ્ય જોઈને શેરશાહ પ્રતિનિવૃત્ત થવાનો ઉપાય જોવા લાગ્યો. પરંતુ રાઠોડ સૈન્યના વિક્રમથી એ ઉપાય પણ વ્યર્થ ગયો. ત્યારે ચતુર મુસલમાન બાદશાહે છેલ્લે ચાતુરીનો આશ્રય લીધો. એવી રીતે મુસલમાનની ચાતુરીથીજ ભારતવર્ષનો નાશ થયો છે. શાહબુદ્દીન ગોરીની ચાતુરીથી પૃથ્વીરાજ દૃશદ્વતીને કિનારે અનંત નિદ્રામાં સુતો. અને અલાઉદ્દીનની ચાતુરીથી વિધાતાની અપૂર્વ સૃષ્ટિ પદ્મિનીનું કમનીય શરીર ભસ્મ રાશિમાં આવ્યું, તેથી આજે શેરશાહની ચાતુરીથી રાઠોડ ભૂમિનું સર્વ નાશ થવાની શરૂઆત થઈ. શેરશાહે પોતાના નામથી એક પત્ર લખ્યું. વિશેષ કૌશલથી પત્રમાં માલદેવના પ્રધાન પ્રધાન સર્દારોનાં નામ લખ્યાં, જાણે સર્દારો શેરશાહને લખે છે કે, તેઓ માલદેવના ઉપર ઘણા વિરક્ત થઈ પડ્યા છે. યુદ્ધની વેળાએ સર્વ પોત પોતાની સેના લઈને દિલ્લીના લશ્કરની સાથે એકઠાં થશે. ચતુર મુસલમાને કૌશલથી દૂતને મોકલીને છુપી રીતે માલદેવની બેસવાની ગાદી ઉપર પત્ર નંખાવ્યો. તે પત્ર થોડીવાર પછી માલદેવના હાથમાં આવ્યો. પત્ર મળ્યાથી માલદેલ સ્તંભિત અને હતબુદ્ધિવાળો થઈ ગયો. પોતાના સર્દારોને વિશ્વાસઘાતક સમજવા લાગ્યો. ચતુરની ચાતુરી ફલવતી થઇ. માલદેવે પોતાના સર્દારોની સાથે વિચ્છિન્ન થવાનો ઉદ્યોગ કર્યો. આવા આકસ્મિક વ્યાપારથી તેજસ્વિ રાઠોડ સર્દાર કુંભના હૃદયમાં આઘાત લાગ્યો. કુંભે માલદેવને ઘણોક સમજાવ્યો, સનાતન ધર્મનો ઉલ્લેખ કરીને પોતાની વિશ્વસ્તતા સપ્રમાણ કરવા લાગ્યો, દુરંત યવનની ચાતુરીની વાતો કહીને પવિત્ર ક્ષત્રિય ધર્મ રક્ષા કરવામાં અનુરોધ કર્યો. પરંતુ માલદેવે કંઈજ સાંભળ્યું નહિ. કોઈ રીતે સમજ્યો નહિ. તેનું હૃદય ઘોર અંધકારમાં કાળું થયું હતું. કુંભના યત્નથી એ પાછું પ્રકાશમાન થયું નહિ. કુંભ નીરવ થયો તેનું ભ્રૂયુગલ થોડું સંકોચિત થયું; જ્યોતિર્મય બંને આંખમાંથી આગના તણખા નીકળવા લાગ્યા. તેજસ્વિ ક્ષત્રિય વીર થોડીવાર સુધી વિચાર કરવા લાગ્યો. અને થોડીવારમાં પોતાનું લશ્કર લઈને હરહર અવાજથી યવનસૈન્યની સામે દોડયો.

તુમુલ સંગ્રામ થવાનો આરંભ થયો. કુંભ દશ હજાર સૈન્ય લઈને અમિત પરાક્રમથી શેરશાહના ૮૦ હજાર સૈન્યના ઉપર પડ્યો. તેના પ્રશસ્ત હૃદયમાં કંઈ પણ ભયનો વિકાશ નહોતો. ઉજ્વલ મુખમંડળમાં કંઈ પણ કાળાશનો સંચાર નહોતો. દુરંત યવને તેઓના પવિત્ર ચરિત્રમાં કલંકનો આરોપ કર્યો છે. પવિત્ર વીરધર્મની અવમાનના કરવાને પ્રવૃત્ત થયો

છે, કુંભ આજે તરવારની ધારથી તે કલંક રેખા ભુસાડવાને ઉદ્યત થયો છે, પવિત્ર રણમાં આત્મ–પ્રાણ આપીને અનંત મહિમામય વીરત્વ–કીર્ત્તિ ઉજ્વલથી ઉજ્વલતર કરવાને દૃઢ સંકલ્પીત થયો છે. માટે તુમુલ સંગ્રામમાં કુંભ પોતાની લોકાતીત તેજસ્વિતાની ઓળખાણ આપવા લાગ્યો. યવનસૈન્ય એ તેજસ્વિતાની ગતિ રોકી શક્યું નહિ. તેઓના ઘણાંક સમરક્ષેત્રમાં હમેશાંને માટે સુવા લાગ્યાં. ઘણાકોએ શત્રુના આમંત્રણથી પોતાનો પ્રાણ બચાવવાને માટે વ્યસ્ત થયા તેથી શેરશાહ નીરાશ થયો. ચારે બાજુએ અંધારૂં જોવા લાગ્યો. રાઠોડના પરાક્રમથી તેના હૃદયમાં ભયનો સંચાર થયો. એવામાં બીજું એક લશ્કર તેની મદદને માટે આવ્યું. કુંભ અવિશ્રાંત રૂપથી શત્રુ સેના વધ કરતો કરતો થાકી ગયો હતો. એવી વખતે શેરશાહના નવા લશ્કરે તેને ઘેર્યો. પરાક્રાંત રાઠોડ વીર એ ઘેરાથી નિરસ્ત કરી શકયો નહિ ખરો, પરંતુ રણમાં ભંગ કરીને ભીરૂતાની ઓળખાણ આપી નહિ. તે પોતાની વિશ્વસ્તતા દેખાડવાને પ્રતિજ્ઞાબદ્ધ થયો હતો. માટે હમણા તુચ્છ પ્રાણને માટે એ પ્રતિજ્ઞાથી સ્ખલિત થયો નહિ. તેથી મરૂસ્થળના પુણ્યક્ષેત્રમાં–શત્રુના ભૈરવ કોલાહલમાં, તેજસ્વિ વીરની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. કુંભ નિડરતાથી લઢાઈ કરતો કરતો અનંતધામમાં જઇને અનંત કીર્ત્તિનો અધિકારી થયો. ત્યારે તેની રાઠોડ સેનાએ યવન સેનાનો નાશ કરીને નશ્વર જગતમાં અમરત્વ મેળવ્યું. આર્ય કીર્ત્તિના અનંત મહિમાથી આર્યાવર્ત્તનું મરૂસ્થલ હમેશાંનું પવિત્ર થઈ ગયું.

રાઠોડના વીરત્વથી શેરશાહ ચમકિત થયો હતો. લઢાઈ થયા પછી તેણે મારવાડના અનુરવરતા ઉપર લક્ષ્ય કરીને ભયવાળા સ્વરથી કહ્યું હતું કે "હું એક મુઠી મકાઈ ભુટાને માટે હમણા ભારતવર્ષની બાદશાહી હરાવતો હતો."

---

## ગોવિંદસિંહ.

ભારતની આ દુર્ભેદ્ય સમસ્યાની પ્રકૃત મીમાંસા આધુનિક સમયમાં એક યોગીએ કરવાનો યત્ન કર્યો હતો, અને આત્મત્યાગના બળથી પુષ્કળ રીતે પાર પડયો હતો. પેલી જે શિખ જાતિ જોઇએ છીએ, જે રણમાં અજેય છે, દૃઢતામાં અવિચલિત છે, ભ્રાતૃપ્રેમમાં વિગલિત છે, કૃતજ્ઞતાના ધર્મમાં વિસ્રષ્ટ પ્રાણ છે. એ ભારત ગૌરવ, ભારતપ્રાણ શિખજાતિ તે યોગિશ્વરના આત્મત્યાગનો અને સ્વદેશાનુરાગનો જીવન કીર્ત્તિસ્તંભ છે. ચિનવાળા સમરક્ષેત્રમાં જે શિખજાતિના અમિત તેજથી અંગ્રેજ વિર્ય-

વન્હિ નિસ્પ્રભ થઈ હતી. સિપાઇ વિદ્રોહમાં જે શિખજાતિના અપ્રમેય વીરત્વ બળથી અંગ્રેજ જાતિની કથંચિત્ પ્રાણરક્ષા થઈ હતી, આફ્ગાન યુદ્ધમાં શિખજાતિના અદ્‌ભુત રણનૈપુણ્યથી બ્રિટનજાતિની માનની રક્ષા થઈ હતી અને તે દિવસે જે શિખસેનાના અતુલ વિક્રમથી અંગ્રેજ કીર્ત્તિસ્તંભ મિશર રણક્ષેત્રમાં નિખાત થયો હતો, તે પ્રકાંડ અજેય શિખસેના, શિખગુરૂ ગુરૂગોવિંદની ગંભીર સાધનાનું ફલ છે. જ્યારે યવન—અત્યાચારે ભારતબક્ષનું ક્ષતવિક્ષત કર્યું હતું, તે સમયે ગુરૂગોવિંદનો પ્રાણ રડી ઉઠ્યો. તેણે જોયું કે, આ હિંદુયવન—વિદ્વેષ પ્રદમિત ન થાય તો ઉભય જાતિનો ધ્વંસ અનિવાર્ય છે. તે ચિંતાએ તેના હૃદયને આલોડિત કર્યું. તે ઋષિએ સમાધીબળથી જોયું કે, એ અવસ્યભાવી અનિષ્ટ નિવારણનો એક માત્ર ઉપાય બંને જાતિમાં અભેદ્ય ભ્રાતૃત્વ બંધન સંસ્થાપન છે. એ સિદ્ધાંતમાં ઉપનીત થઈને તેણે શિખ ધર્મને એક નવો આકાર આપ્યો. નાનકનો શિખધર્મ એકેશ્વરવાદ અને પરકાલ લઈનેજ હતો, આ લોકની સાથે તેનો કંઈ વધારે સંબંધ નહોતો. પરંતુ ગુરૂગોવિંદે તેના શિખ ધર્મને ઐહિક ઈષ્ટ સાધનમાંજ અધિકતર નિયોજિત કર્યો. તેણે ઘોષણા કરી કે, એ ધર્મમાં હિંદુ યવન, બ્રાહ્મણ શૂદ્રનો ભેદ નથી. એ ધર્મમાં દીક્ષિત થઇને સઘળા ભાઈ ભાઇ થઈને સઘળા એક કુટુંબના માણસો થશે. ગુરૂગોવિંદ એ નવા—પ્રતિષ્ઠિત ધર્મમાં સર્વથી પહેલો દીક્ષિત થયો. ધીમે ધીમે હિંદુ યવન તેના મંત્રશિષ્ય થવા લાગ્યા. તે દીક્ષિતોને આલિંગન કરીને ભ્રાતૃ—પ્રેમથી ગ્રહણ કરવા લાગ્યો. નવદીક્ષિતનું અન્ન સર્વ ગ્રહણ કરતા હતા. તેને કોઈ વખતે કોઇ પ્રકારની અશ્રદ્ધા કરે એ વાસ્તે તે દીક્ષા આપવાના દિવસે પ્રત્યેક નવદીક્ષિતને અન્ન વ્યંજન રાંધીને આપવા કહેતો હતો. શિષ્ય ભક્તિભાવથી ગુરૂને અન્ન રાંધીને આપતાં. ગુરૂ તે શ્રદ્ધાની સાથે ખાતો. તેથી તેની સાથે અન્નપાણી લેવાને બીજા કોઇપણ કોઈ જાતની આપત્તિ કરતા નહોતા. શિખજાતિની ઉન્નતિ, શિખજાતિના સુખ સિવાય ગુરૂગોવિંદને બીજી કોઇ જાતની ચિંતા નહોતી. તે પોતે નિષ્કામ યોગી હતો. પોતાનું સુખ, પોતાની સંપત્તિ, પોતાનું સૌભાગ્ય કદી તેની ચિંતાને આબદ્ધ કરી રાખતું નહોતું. તેણે શિખજાતિના હિતાનલમાં આત્મહિતની પૂર્ણ આહુતિ આપી હતી. એ માટેજ શિખજાતિ તેના નામથી આજ પણ મંત્રમુગ્ધ છે. એ વાસ્તેજ તેના શિષ્યો કોઈ વિષયમાં તેનો અભિપ્રાય શું છે તે જાણી લેવાથી તત્સાધનમાં પ્રાણ વિસર્જન કરવામાં કૃતસંકલ્પ થતાં રણસ્થલમાં ગુરૂગોવિંદના નામોચ્ચારણથી તેઓની ધમનીમાં હજારો ગુણથી બલોપચય થતો હતો. ગુરૂગોવિંદનું

અપૂર્વ આત્મત્યાગ અને અપૂર્વ ભ્રાતૃ—પ્રેમથી મુગ્ધ થઈને અસંખ્ય હિંદુ યવન ચિરવિદ્વેષ ભૂલીને એક ભ્રાતૃત્વ બંધનમાં આબદ્ધ થવા લાગ્યા. જે હિંદુ યવન પરસ્પરને જોયાથી પરસ્પર ખંગહસ્ત થતા, આજ તેના સ્પર્શમણિના સ્પર્શથી ભ્રાતૃ-પ્રેમમાં ગદ ગદ થઈને પરસ્પરને આલિંગન કરવા લાગ્યા, આજે તેઓના પ્રેમપૂર્ણ ભાઈ ભાઈના ગાયનથી જગત્ મુગ્ધ થયું, આજે તે સમવેત સેનાના વિજયપર્ણથી દિલ્લીનું સિંહાસન ટળટળાયમાન થયું. આજે એ સમવેત નારાયણી સેનાની આગળ યવન સેના પ્રતિપદે પરાજિત થઈ. ભારતમાં યવન સામ્રાજ્ય જાયછે, એવી વખતે એક ઘાતકહસ્તે તે પરમ યોગીનું મૃત્યુ થયું. ગુરૂગોવિંદ! એકવાર ભારતમાં આવીને તમારા અનંત પ્રેમસ્રોતમાં બ્રાહ્મણ શૂદ્ર અને હિંદુ-યવન ભેદને જવા દો. પ્રત્યેક ભારતવાસીની નશોમાં તમારો પ્રગાઢ ભ્રાતૃ-પ્રેમ સંચારિત કરાવો. દેવ! એકવેળા સ્વર્ગ છોડીને ભૂતલે અવતીર્ણ થઈને સોનાના ભારતને નરકમાંથી સ્વર્ગમાં લઈ જાવો, એકવાર તમારાં આત્મ-ત્યાગના ઉજ્વલ દૃષ્ટાંતથી મરણપર આવેલા ભારતને સંજીવિત કરો. વીર સંન્યાસીની મૂર્ત્તિ એક વખત જમીન ઉપર આવીને વીરત્વ અને સન્યાસ ધર્મનું મહાત્મ્ય ફેલાવો—હવે સર્વ જાયછે, રસાતલમાં જાય છે. એક વખતે દર્શન આપો. તમારા અતિ માણુસ સબ સાધનનું ફલ-સ્વરૂપ તે નારાયણી સેના હાલ પણ રહી છે, પરંતુ તેમાં તમે જે ભ્રાતૃપ્રેમ અને સ્વદેશાનુરાગનો ભાવ સંચારિત કર્યો હતો, તે તમારી સાથે ચાલ્યો ગયોછે. હાલ જે વીરત્વ થોડું બાકી છે, પરંતુ તે સંન્યાસ અને તે આત્મત્યાગ તમારા ગયાથી જતો રહ્યોછે, તેથી આજ તેઓ દાસ છે; અને તે દાસત્વથીજ તેઓ આજ સમસ્ત ભારતવાસીના અશ્રદ્ધાના પાત્ર છે. જે હ્રદયે એક દિવસે ભ્રાતૃ-પ્રેમનો સ્વર્ગીય ભાવ ધારણ કર્યો હતો, તે હ્રદય આજ ભ્રાતૃરૂધિરથી કલંકકાલિમા ધારણ કરીછે. જે દિગ્વિજયિની સેનાએ એક દિવસે સ્વદેશના હિતને માટે જીવનની આહુતિ આપી હતી, આજે થોડા પૈસાને માટે સ્વદેશની ખરાબી કરવામાં તે સેનાની આપત્તિ નથી. આત્મત્યાગ અને સંન્યાસનો અહા કેવો અદ્ભુત મહિમાછે! એક સંન્યાસીના આત્મત્યાગથી લાખો મનુષ્ય મંત્રમુગ્ધ થઇને પ્રત્યેક એક એક સંન્યાસી થયા હતા. તે પવિત્ર પ્રકાશથી એક દિવસે પ્રત્યેક શિખ એક એક ક્ષુદ્ર ગુરૂગોવિંદસિંહ થયા હતા. પરંતુ આજ તે પ્રકાશના પ્રતિકુલના અભાવથી તે સઘળા ગ્રહ ઉપગ્રહ અનન્ત અંધારામાં વિલીન થઈ ગયાછે, એવો જે ગુરૂગોવિંદ હતો તેનું ટુક જીવન લખવામાં આવેછે તેથી તેનાં બુદ્ધિ પરાક્રમની સાક્ષી મળશે.

મહામતિ નાનકે વિવિધ ધર્મશાસ્ત્રની આલોચના કરીને જે અભિ-

નવ ધર્મ-સંપ્રદાય સ્થાપન કર્યો હતો, તે ધર્મ-સંપ્રદાયના માણસો પેહેલા યોગીના પ્રમાણે વગરબોલવે પોતાના ધર્મશાસ્ત્રના અનુમોદિત કામ કરતા હતા. કાલે કરીને મુસલમાનના જુલમથી એ ધર્માવલંબિઓના હૃદય દગ્ધ થવા માંડ્યાં, એઓને પશુના પ્રમાણે મારવા લાગ્યા. અસામાન્ય જુલમથી ન સંભળાય એવા દુઃખ દઇને સઘળાઓના પ્રાણ–વાયુનો અવસાન કરવા લાગ્યા એવા નિદારણ સમયમાં શિખ–સમાજમાં એક મહાપુરૂષનો આવિર્ભાવ થયો, તે સ્વશ્રેણીની તથા સ્વજાતિની ન ખમાય એવી યંત્રણા જોઇને અધ્વસાય અને ઉત્સાહની સાથે એને દૂર કરવામાં પ્રવૃત્ત થયો. તેની તેજસ્વિતા, સાહસ, અને મહાપ્રાણતા શિખોમાં પ્રવેશ કરીને તેઓમાં એક નવી જીવની શક્તિનો સંચાર કર્યો. ત્યારથી એક પ્રાણતા, વેદના બોધ ઇત્યાદિ જાતીય જીવનના સર્વ લક્ષણ શિખહૃદયમાં અંકુરિત થવા માંડ્યા. ત્યારથી મહાપુરૂષના મહામંત્રમાં દીક્ષિત થઈને શિખો મહાપ્રાણવાળા અને મહોસત્વના અધિકારી થઇ પડ્યા.

ગોવિંદસિંહેજ પેહેલા શિખોને સામ્યસૂત્રમાં બંધાવ્યા, ગોવિંદસિંહની બુદ્ધિથીજ હિંદુ, મુસલમાન, બ્રાહ્મણ અને ચંડાલ એક જમીન ઉપર ઉભા થઈને પરસ્પરને ભ્રાતૃભાવથી આલિંગન કરતાં શીખ્યા. ગોવિંદસિંહજ શિખ-હૃદયના જાતીય જીવનનો પેહેલો પરિપોષક હતો. શિખલોકો તેજસ્વિતામાં, સ્થિર પ્રતિજ્ઞતામાં અને યુદ્ધ-કુશલતામાં ઇતિહાસની અંદર વરણીય થઇ ગયા છે, તેનો મૂળ ગોવિંદસિંહ હતો. તેજસ્વિતા અને મહાપ્રાણતાની અંદર શિખ-ગુરૂસમાજમાં ગોવિંદસિંહનો કોઈ પણ દુશ્મન નહોતો, ભારતવર્ષની સર્વ જાતિને એક મહાજાતિમાં આણવા માટે નાનકે સ્થાપેલા ધર્મ સંપ્રદાયમાં ગોવિંદસિંહના પ્રમાણે બીજા કોઇએ પણ યત્ન કર્યો નહોતો.

૧૫૩૯ ઇસ્વીસનમાં નાનકનું મૃત્યુ થયાથી અંગદ નામનો તેનો એક પ્રધાન શિષ્ય શિખ લોકોનો ગુરૂ થયો હતો. અંગદના પછી ગોવિંદે એવી રીતે પોતાનો મત પ્રચાર કર્યો, કે તેના શિષ્યો પૌરાણિક કહાણી અને ઉદાર ઉપદેશ સાંભળીને મહાસત્વના અધિકારી થવા લાગ્યા. ગોવિંદ યત્નની સાથે વેદાધ્યયન કરતો, યત્નની સાથે વૈદિક તત્વ અને વૈદિક ક્રિયાકલાપની પર્યાલોચના કરતો. ધર્મશાસ્ત્રની આલોચના કરતો હતો ખરો પણ તે શારીરિક તેજસ્વિતા લાભના પ્રતિ ઔદાસીય દેખાડતો નહોતો, કહેવાય છે કે, તે નઈના પર્વતં ઉપર જઈને અર્જ્જુનનું વીર્ય, અર્જ્જુનની તેજસ્વિતા મેળવવા વાસ્તે ગભીર તપસ્યામાં નિમગ્ન રહેતો. એવા આત્મસંયમ અને

એવી ગંભીર ચિંતાથી શિખસમાજમાં ગોવિંદનું સન્માન ધીરે ધીરે વધવા માંડયું.

ગોવિંદ નવી રીતથી શિખસમાજને બનાવવામાં પ્રવૃત્ત થયો. તેણે શિખોને એકઠા કરીને કહ્યું "સર્વાન્તઃકરણથી એકેશ્વરની ઉપાસના કરવી જોઈએ, કોઈ રીતે પાર્થિવ પદાર્થદ્વારા તે સર્વ શક્તિમાન પરમ પિતાનું મહાત્મ્ય ખરાબ કરવું ન જોઇએ. સર્વે સરલ હૃદયથી અને એકાંત મનથી ઈશ્વરની તર્ફ જોતાં રેહેવું. સર્વે એક-પ્રાણ થઈને એકતાના સૂત્રમાં બંધાવવું. આ સમાજમાં જાતિનો નિયમ રખાશે નહિ, કુલમર્યાદાનું પ્રાધાન્ય રક્ષિત થશે નહિ, એમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શૂદ્ર, પંડિત, મૂર્ખ, આબરૂદાર, ઈતર સર્વેને સમાન ભાવે લેવામાં આવશે, સર્વે એક પંક્તિમાં, એક વાસણમાં ખાશે, એ સર્વે તુરકોનો નાશ કરવાને યત્નવાન રહેશે, અને સર્વેને સજીવ અને સતેજ થવાને શીખાડશે." ગોવિંદે એવું કહીને પોતાને હાથે એક બ્રાહ્મણ, એક ક્ષત્રિય, અને ત્રણ શૂદ્ર જાતિય વિશ્વાસુ શિષ્યના શરીર ઉપર ખાંડનું સરબત નાખીને તેઓને ખાલસા* કહીને સંબોધન કર્યાં; અને યુદ્ધકાર્યે અને વીરત્વનું પરિચયસૂચક "સિંહ" ઉપાધિ આપીને ખુશી જાહેર કરી, ગોવિંદે પોતે પણ એ ઉપાધિ ધારણ કરીને ગોવિંદસિંહ નામથી પ્રસિદ્ધ થયો.

ગોવિંદસિંહે એવી રીતે જાતિગત પાર્થક્ય દૂર કરીને સર્વેને એક સમભૂમિમાં આણ્યા અને સઘળાના હૃદયમાં નૂતન જીવની શક્તિ અને નવા તેજનો સંચાર કર્યો. જાતિભેદરહિત થયાથી ઊંચ વર્ણના શિષ્યોએ પેહેલા અસંતોષ જાહેર કર્યો હતો ખરો, પરંતુ ગોવિંદસિંહની તેજસ્વિતા અને કર્ત્તવ્ય કુશલતાથી તે અસંતોષ વધારે દિવસ રહ્યો નહોતો. શિષ્યોએ ગુરૂનો અનિર્વચનીય તેજોમહિમા જોઇને બીજું કંઈ ન કહેતાં યથાનિર્દિષ્ટ કર્ત્તવ્યપથમાં આગળ થવા લાગ્યા, તેઓ એકેશ્વર-વાદી થઈને આદિ ગુરૂ-નાનક અને તેના ઉત્તરાધિકારિ વર્ગના પ્રતિ યથોચિત સંમાન દેખાડવા લાગ્યા, રજપૂતોના પ્રમાણે સિંહ ઉપાધિમાં વિશેષિત થઇને દીર્ઘ કેશ અને મોટી મુછો રાખવા લાગ્યા; અને અસ્ત્ર શસ્ત્રથી સુસજ્જિત થઈને ખરા યોદ્ધાના પદમાં ગણાવવા લાગ્યા. તેઓનો પોશાક કાળા રંગનો થયો.†

---

* આરબી ભાષામાંથી "ખાલસા" શબ્દની ઉત્પત્તિ થઈછે; એનો અર્થ પવિત્ર, મુક્ત છે. જે ભૂમિની સાથે બીજાનો કંઈપણ સંબંધ ન હોય તેને ઘણું કરીને ખાલસા કહેવામાં આવેછે. ગુરૂગોવિંદથીજ શિખોની સાધારણ સંજ્ઞા "ખાલસા" અને ઉપાધિ "સિંહ" થયેલીછે.

† ગોવિંદસિંહનો પ્રતિષ્ઠિત આકાલી નામનો જે શિખ-સંપ્રદાય છે તે અદ્યાપિ વાદળી રંગનો પોશાક ધારણ કરેછે.

"વાહરે ગુરૂકા ખાલસા, વાહરે ગુરૂજીકી ફતે !" (ગુરૂ કૃત કાર્ય થાવ, જય-શ્રી તેઓને શોભીત કરો) તેઓનાં સંભાષણ વાક્ય થયાં. ગોવિંદસિંહે ગુ-રૂમઠ નામે એક શાસન-સમિતિ પ્રતિષ્ઠિત કરીને અમૃતસરમાં એ સમા-જનું અધિવેશન થવા લાગ્યું. જેનાથી સર્વ જાતના કુસંસ્કારનો મૂલોચ્છેદ થાય. જેનાથી શિખશાસન અન્તઃશત્રુ અને બહિઃશત્રુના આક્રમણથી અ-ટલ રહે, સંક્ષેપમાં શિખો જેનાથી એક પ્રાણતા, સમવેદના ઈત્યાદિ જાતીય જીવનના સમુદય લક્ષણવાળા થાય, તેજ ગુરૂમઠનો લક્ષ્ય થયો.

ગોવિંદસિંહ એવી રીતે ધીરે ધીરે નવું ઉપાદાન લઇને નવી શિખ સમાજ બનાવી, અને એવી રીતે ધીરે ધીરે નવ અભ્યુદિત શિખ-સમાજ-માં રાજનૈતિક સાધારણ તંત્ર સંસ્થાપિત કર્યો. જે શિખો પરસ્પર વિચ્છિ-ન્ન રહીને સંયતચિત યોગીના પ્રમાણે નિરીહ ભાવથી કાળ ગાળતા હતા, તેઓ હમણા એક પ્રાણ થઇને સાધારણ તંત્ર-સમાજમાં સંમિલિત થયા. ગોવિંદસિંહનું જીવન એક સાધનને માટે સુસિદ્ધ થયું હતું ખરૂં પરંતુ એના કરતાં મુશ્કેલ સાધના તેની સામે રહેલી હતી. પરાક્રાંત મોગલોમાં સ-શસ્ત્ર ખાલસાઓને સિંહ ઉપાધિમાં વિશેષિત કર્યા હતા. ધર્માન્ધ પંડિત અને પીરોમાં હિંદુ અને મુસલમાનોને એક સમાજમાં નિવેશિત કર્યાં હતા પરંતુ બાદશાહનું સૈન્ય ધ્વંસ કરી શકતો નહોતો. ગોવિંદસિંહ આસન્ન મૃત્યુ પિતાનું વાક્ય, પિતૃ–સમીપમાં પોતાની પ્રતિશ્રુતિ સ્મરણ કરી, અને કાલ વિલંબ કરતા પિતૃ–હન્તા અત્યાચારી યવનોના વિરૂદ્ધમાં ઉભો થયો.

ભારત વર્ષના સમુદય સ્થલમાં મોગલનું શાસન બદ્ધમૂલ થયું નહોતું. અંતવિદ્રોહ ઈત્યાદિથી મોગલ બાદશાહ ધણું કરીને વ્યતિવ્યસ્ત રેહેતો હતો. મોગલ બાદશાહનો સ્થાપન કરવાવાળો બાબર નિરૂદ્વેગથી રાજત્વ કરી શક્યો નહિ, તત્પુત્ર હુમાયુને પઠાનવંશીય શેરશાહે પરાક્રમથી રાજ્યમાંથી ભગાડ્યો અને તેણે દેશાંતરમાં શોળ વર્ષ ગાળ્યાં. અકબરે પ્રગાઢ રાજની-તિજ્ઞતાથી અને યુદ્ધકુશળતાથી પચાસ વર્ષ સુધી ભારતવર્ષમાં આધિપત્ય કર્યું હતું, તેની વિચક્ષણતાથી હિંદુ અને મુસલમાનનું જાતિવૈર અનેકાંશ તિરોહિત થયો હતો, તથાપિ પોતાના પુત્ર સેલિમના કઠોર વ્યવહારથી અને બંગાળના વિદ્રોહમાં વિવ્રત થયો હતો. સાજિહાનની જીવદ્દશામાં સિં-હાસન લઇને છોકરાંમાં પરસ્પર યુદ્ધ કરતાં જોવામાં આવ્યા. છેલે એઓમાં અધિકતર ક્ષમતાપન્ન ઓરંગજેબના ક્રૂરાચારથી કેદખાનામાં પડ્યાં. ઓરંગ-જેબની ધર્માંધતા કુટિલતા ભારતવર્ષના ઈતિહાસમાં પ્રસિદ્ધ છે. એની કઠોર રાજનીતિમાં ધણાકો તેના ઉપર વિરક્ત અને હતશ્રદ્ધાવાળા થઇ પડ્યા હતા. અકબરે હિંદુ અને મુસલમાનોને પરસ્પર ભ્રાતૃભાવથી મેળ-

વવાનો જે યત્ન કરેલો હતો, તે યત્ન ઓરંગજેબના રાજ્યમાં સર્વાંશથી દૂરીભૂત થયો. ઓરંગજેબે પોતાની સંદિગ્ધતા, ધર્માન્ધતા અને કઠોર વ્યવહારથી ઘણા શત્રુ સંગ્રહ કર્યા હતા. એક બાજુએ દુર્ગાદાસ સ્વજાતિના અપમાનથી ઉત્તેજિત થઈને યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો, બીજી બાજુએ શીવાજી વિધર્મીના શાસનથી ઉત્યક્ત થઇને સ્વદેશીયના નિસ્તેજ શરીરમાં તેજસ્વિતાનો સંચાર કરતો હતો. હમણા ગોવિંદસિંહે પાછી તેજની ઉત્પતિ કરીને મરાઠાના ઉપર નવું રાજ્ય સ્થાપન કરવાને ઉદ્યત થયો. તેજસ્વી શીખ–ગુરૂનું આ અભ્યુત્થાન અસામાયિક તથા હઠકારિતાવાળું જાણીને વિવેચિત થતું નથી.

ગોવિંદસિંહ એ ઉત્કટ સાધનમાં પાર પડવાને માટે પોતાના શિષ્યોને ભિન્ન ભિન્ન દલમાં વેહેંચીને એક એક ટોળું શિખેલું સૈન્ય તૈયાર કર્યું. એના કરતાં વિશ્વાસી અને ઉન્નત શિષ્યોના પ્રતિ સૈન્ય–દળની અધ્યક્ષતા આપવામાં આવી. એના સિવાય ગોવિંદસિંહે શિક્ષિત પઠાણ સૈન્યને બોલાવીને દળ પરિપુષ્ટ કર્યું. શતદ્રુ અને યમુનાની વચેના ભાગના પર્વત-સમૂહના પાદ દેશમાં ત્રણ કીલ્લા પ્રતિષ્ઠિત કર્યા. નાહનની પાસે પવની નામની જગ્યા ઉપર તેની એક સેના રહેતી હતી; એ પ્રસ્નેના નિવાસ સિવાય તેના પિતૃદેવના પ્રતિષ્ઠિત આનંદપુરનાં ખોયાનમાં બીજું એક આશ્રય–સ્થાન હાથ કરી લીધું. ગોવિંદસિંહનું ત્રીજું આશ્રય–સ્થાન ચંપકુમાર હતું; એ શતદ્રુને કિનારે વસેલું હતું. પાર્વત્ય પ્રદેશમાં સૈન્યને સ્થાપ્યાથી મોગલોની સાથે યુદ્ધ કરવું સુવિધાવાળું થશે એવું વિચારીને ગોવિંદસિંહ એ કીલ્લાઓને અને આશ્રય-સ્થાનોને તાબામાં લઇને પાર્વત્ય પ્રદેશના સર્દારોના ઉપર આધિપત્ય વિસ્તાર કરવાની મેહેનત કરતો હતો. એવી રીતે ૧૬૯૫ ઈસવી સનમાં ગોવિંદસિંહે વિધર્મી મોગલની સાથે યુદ્ધ કરવાની વ્યવસ્થા કરી. તે ધર્મ પ્રચારક અને ધર્મોપદેષ્ટા થઇને નાના સ્થાનથી શિષ્ય એકત્ર કરતો હતો, હમણા યુદ્ધવીર સૈન્યાધ્યક્ષના પદમાં સમાસીન થઈને સેના–નિવેશ અને નિરાપદ કીલ્લાના શૃંખલાવિધાનમાં યત્નવાન થયો.

ઘણાક સર્દારોની સાથે ગોવિંદસિંહનું યુદ્ધ થયું.' ગોવિંદની સેનામાં જે સઘળા પઠાણ હતા, તેઓના પગાર બાકી રહ્યાથી ગોવિંદસિંહની સંપત્તિ લુટ કરવાને વાસ્તે શત્રુનો પક્ષ અવલંબન કર્યો. એ યુદ્ધમાં ગોવિંદસિંહનો જય લાભ થયો. શિખ–ગુરૂનું આ પ્રથમનું કાર્ય જોઈને ઘણાકો શિખ થયા. અમરદાસ અને રામદાસ યથાક્રમે શિખસંપ્રદાયના અધિનાયક થયા. ચોથાં ગુરૂનું નામ અર્જ્જુનમલ હતું. અહીંઆં સુધી જે જે ગુરૂશિખોના અધિનાયક થયા હતા, તેમાં અર્જ્જુનનેજ નાનક–પ્રચારિત ધર્મ-

શાસ્ત્રમાં વિશિષ્ટ અધિકાર હતો. અર્જ્જુને પોતાનું ધર્મ-પુસ્તક આદિગ્રંથ એકત્ર સંગ્રહીત અને વિધિબદ્ધ કર્યું હતું. એ વખતે જાહાંગીરનો પુત્ર ખુસરૂ વિદ્રોહી થઇને પંજાબમાં રહેતો હતો. અર્જ્જુન તેના અનુકૂલમાં પોતાનું ધર્મશાસનોચિત કામનું અનુષ્ઠાન કર્યાથી જહાંગીરે તેને દિલ્લીમાં બોલાવીને બંદી કર્યો. ૧૬૦૬ ઇસવીસનમાં કેદખાનાની ઘણી યાતના ભોગવ્યાથી અથવા ઘાતકોના પ્રાણાન્તક કુઠારાઘાતથી અર્જ્જુનનું મૃત્યુ થયું. અર્જ્જુનના પછી તેનો પુત્ર હરગોવિંદ ગુરૂપદમાં સમાસીન થયો. પિતાના એવા શોચનીય હત્યાકાંડથી મુસલમાનોના ઉપર હરગોવિંદનો મર્માન્તિક વિદ્વેષ જન્મ્યો. અહીંઆં સુધી શિખો નિરીહભાવથી કાળ ગાળતા હતા, અર્જ્જુનમલના મૃત્યુથી તે નિરીહ-ભાવ જતો રહ્યો; પ્રતિ હિંસા વૃત્તિએ હરગોવિંદને અસ્ત્ર-ધારણ અને યુદ્ધકાર્યમાં ઉત્તેજિત કરી મૂક્યો. હરગોવિંદ સર્વદા બે તરવાર ધારણ કરતો. કોઈ એનું કારણ પૂછતા તો તે અમ્લાન વદનથી જવાબ આપતો કે "એક પિતાના અપઘાત મૃત્યુના પ્રતિશોધને માટે, બીજી મુસલમાનોના શાસનને ઊચ્છેદ કરવાને માટે રક્ષિત થઈ છે." હરગોવિંદ શિખ સંપ્રદાયમાં અસ્ત્રશિક્ષાનો પહેલો પ્રવર્ત્તક છે.

હરગોવિંદના પાંચ પુત્ર ગુરૂદિત્તા, સુરતસિંહ, ટેગ બહાદુર, અમરાય અને અટલરાય હતા. એમાંથી પિતાની જીવદ્દશામાંજ સર્વથી મોટા પુત્રનું મૃત્યુ થયું હતું. છેલ્લા બે અપુત્રકાવસ્થામાં પરલોકમાં ગયા હતા, અને છેલ્લે એ મુસલમાનોના જુલમથી પંજાબના ઉત્તરવર્ત્તી પાર્વત્ય પ્રદેશમાં આશ્રય લીધા. ગુરૂદિત્તના દાહરમલ અને હરરાય નામના બે પુત્ર હતા. એમાંથી બીજા પુત્રે હરગોવિંદનું પદ ગ્રહણ કર્યું. ૧૬૬૧ ઈસવીસનમાં તેનું મૃત્યુ થયાથી તેના બે પુત્ર રામરાય અને હરેકૃષ્ણની વચ્ચે ગુરૂનું પદ લેવામાં મહાવિવાદનો આરંભ થયો. કોઈ રીતે એ વિવાદનો છેડો ન આવ્યાથી બંને દિલ્લીમાં ગયા. બાદશાહ ઔરંગજેબે શિખોને પોતાનો ગુરૂ શોધવાની અનુમતિ આપી. એ અનુમતિથી શિખોએ હરેકૃષ્ણને પોતાના ગુરૂપદમાં શોધ્યો પરંતુ દિલ્લી છોડ્યા પછી ૧૬૬૪ ઇસવીસનમાં શીતળાથી હરેકૃષ્ણનું મૃત્યુ થયું તેનો કાકો ટેગ બહાદુર શિખોનો અધિનાયક થયો. ૧૬૬૧ ઇસવીસનમાં પટના નગરમાં એ ટેગ બહાદુરના ઔરસમાં ગોવિંદસિંહે જન્મ લીધો.

હરગોવિંદના પ્રમાણે ટેગ બહાદુર પણ કષ્ટ શોસવાવાળો અને પરિશ્રમશાળી હતો. જ્યારે શિખોએ તેને ગુરૂ પદમાં વરણ કર્યો ત્યારે ટેગ બહાદુરે નમ્રભાવથી કહ્યું હતું કે હું હરગોવિંદના અસ્ત્ર—ધારણનો ઊપયુક્ત પાત્ર નથી. ટુંકામાં ટેગ બહાદુર તો દુશ્મન રામરાયના ચક્રાંત-જા-

ળમાં જડિત થઈને બંદીખાનામાં ગયો. કેદખાનામાં બે વર્ષ અતિવાહિત થયાં, છેલ્લે તે જયપુર-રાજ જયસિંહની વિશેષ કૃપાથી મુક્તિ મેળવ્યા પછી થોડો કાળ આસામ, પટના ઇત્યાદિ સ્થાનમાં રહીને પંજાબમાં ગયો. પંજાબમાં ગયાથી ટેગ બહાદુર પાછો દિલ્લીશ્વર વિરાગ-ભાજન થઈ પડયો. અવિલંબે તેના વિરૂદ્ધમાં સૈન્ય મોકલ્યું, ટેગ બહાદુરને પરાજિત અને બંદીવાન કરીને દિલ્લીમાં આણ્યો અને ઔરંગજેબે તેને મારી નાંખવાનો હુકમ આપ્યો.

દિલ્લીમાં જતી વખતે ટેગ બહાદુરે પોતાના છોકરા ગોવિંદને પિતૃદત્ત તરવાર આપીને ગુરૂના પદમાં વરણ કર્યા પછી તેણે કહ્યું કે, મૃત્યુના પછી મારી દેહ શૃગાલ કુતરાંનું ભક્ષ્ય ન થાય, અને એક વેળાએ આ મૃત્યુનો પ્રતિશોધ લેવામાં આવે. ગોવિંદે પિતાનો આ છેલ્લો આદેશ પાળવામાં પ્રતિશ્રુત થયો. ટેગ બહાદુર પુત્રના પ્રતિશ્રુતિથી પ્રફુલ્લ થઈને દિલ્લીમાં ગયો. એ જગ્યા ઉપર ૧૬૭૫ ઈસવીસનમાં ઘાતકોના હાથથી તેનું મૃત્યુ થયું. ધર્માંધ ઔરંગજેબે મરેલા ગુરૂનું મુરદુ પ્રકાસ્ય રસ્તામાં નાખી દીધું.

જ્યારે ટેગ બહાદુરનું મૃત્યુ થયું હતું ત્યારે ગોવિંદસિંહની ૧૫ વર્ષની ઉમર હતી. પિતાના શોચનીય હત્યાકાંડ, સ્વજાતિનું અને સ્વદેશનું અધઃપતન ગોવિંદસિંહના મનમાં એવું ગભીર ભાવથી અંકિત થયું હતું કે, યવનનો વિનાશ અને યવન હસ્તથી સ્વદેશનો ઉદ્ધાર કરવો એ તેના જીવનનું એક માત્ર લક્ષ્ય થઈ પડ્યું. તેણે સઘળાઓને એક ભૂમિમાં લાવીને એક મહા સંપ્રદાયમાં લાવવાનો નિશ્ચય કર્યો, પરંતુ ઉમર નાની હોવાથી અને મોગલશાસન-કર્તૃકોના સાવધાનથી ગોવિંદે પિતાના મૃત્યુના અવ્યવહિત પછી એ સંકલ્પ પ્રમાણે કામ કરવાને સમર્થ થયો નહિ. ચાહે તેમ હો, તેણે અનેક નીચ જાતીય લોકદ્વારા પિતાનું શબ મંગાવીને પ્રેતકૃત્ય કરીને યમુનાના પાસેના પાર્વત્ય પ્રદેશમાં ગયો. એ સ્થાનમાં મૃગયા, ફારશી ભાષા અધ્યયન અને સ્વજાતિની ગૌરવ કહાણી તે સાંભળવામાં સમય અતિવાહિત કરતો હતો.

મોગલબાદશાહી ઔરંગજેબના રાજ્યમાં ઉન્નતિની ચરમ સીમાએ આવી હતી. ઔરંગજેબે છળથી, બળથી અને કૌશલ્યથી ઘણાકોને દિલ્લીના શાસનાધીન કર્યા. કેટલાક પરાક્રાંત રાજાઓએ પહેલાંથી પોતાની સ્વાધીનતાની રક્ષા કરી હતી; તે ઔરંગજેબના સમકાળે તે નાના કારણથી ઉચ્છંખલ અને ક્ષમતાશૂન્ય થઇ પડયાં હતાં. એક બાજુએ પ્રતાપસિંહના અભાવથી રજપૂત-રાજ્ય ક્ષીણ તેજવાળું થયું હતું, બીજી બાજુએ શીવાજીના વિરહથી નવીન અભ્યુદય થયલું મહારાષ્ટ્ર રાજ્ય મસ્તક વિનાનું થઈ

પડયું હતું. ઔરંગજેબની વખતે શીવાજીએજ કેવળ સ્વાધીનતાનો ગૌરવ રક્ષા કર્યો હતો; પરંતુ અસમયે પરલોક જવાથી ઔરંગજેબનું રાજત્વ ઘણું ખરૂં નિષ્કંટક અને નિરૂદ્વેગ થયું હતું. શીવાજીના અસમયથી ઔરંગજેબનો પ્રતાપ ઘણો ખરો સર્વને ભય આપવાવાળો થઈ પડ્યો હતો. મોગલ બાદશાહીના આ પ્રતાપના સમયમાં ગોવિંદસિંહ શિખોના ઉપર નૂતન રાજત્વ સ્થાપન કરવામાં પ્રવૃત્ત થયો.

યમુનાના ઉપરના પાર્વત્ય પ્રદેશમાં અપરિજ્ઞાત અવસ્થામાં ગોવિંદસિંહે વીશ વર્ષ ગાળ્યાં, એટલીવારમાં તેણે પુષ્કલ શિષ્ય એકઠા કર્યા હતા. ગોવિંદ હાલ પંજાબમાં આવીને શિષ્યોને સાથે લઇને પોતાનું મહત્ વ્રત સાધનમાં સમુદ્યત થયો. શિક્ષાથી તેનું અંતઃકરણ પ્રશસ્ત થયું હતું, ભૂયોદર્શનથી તેની વિચાર–શક્તિ માર્જિત થઈ હતી, અને પ્રગાઢ કર્ત્તવ્ય–જ્ઞાનથી તેનો સ્વભાવ સમૂન્નત થયો હતો; હાલ એકતા અને સ્વાર્થ-ત્યાગ એ તેનો બીજમંત્ર થયો, તે સાધનામાં અટલ, સહિષ્ણુતામાં અવિચલિત અને મંત્રસિદ્ધિમાં અનલસ થયો. એણે શિષ્યોના હૃદયમાં નવું તેજ, નવો સાહસનો સંચાર કર્યો. તેના મહામંત્રથી શિષ્યો સજીવ થઈ ગયા. ગોવિંદ એવી રીતે પ્રબળ પરાક્રાન્ત રાજ્યત્વમાં રહીને તે રાજ્યત્વનોજ વિપર્યસ્ત કરવાનો સંકલ્પ કર્યો, અને બદ્ધમૂળ હિંદુધર્મના આશ્રય ક્ષેત્રમાં ઉદિત થઈને તે ધર્માનુશાસનના વિરૂદ્ધાચરણ કરવા લાગ્યો.

ગોવિંદ સાહસી, કર્ત્તવ્યપરાયણ, અને સ્વજાતિ-વત્સલ હતો. તે પૃથિવીના પાપાચાર જોઈને દુઃખ પ્રકાશ કરતો અને વિધર્મીના જુલમથી પોતાનું જીવન સંકટાપન્ન જોઈને ક્રોધ જાહેર કરતો. તેના મનમાં આવ્યું હતું કે, માનવજાતિ સાધનાબળથી મહત્કાર્ય કરી શકેછે. તેને વિશ્વાસ હતો કે, ઈચ્છાની એકાગ્રતા અને હૃદયની તેજસ્વિતા સંપાદનને માટે હાલ પ્રગાઢ સાધનાનો સમય આવ્યો છે. તેની સ્મૃતિ વિગતસમયના ઋષિઅને યોદ્ધાના કામથી પરિપૂર્ણ રહેતી હતી, એની કલ્પના પૃથિવીના શિક્ષાપથ સુપરિષ્કૃત કરવાનો ઉપાય ઉદ્ભાવનમાં નિયોજિત રહેતી હતી, તેનું અંતઃકરણ કુસંસ્કાર ઉન્મૂલિત કરવાને સચેષ્ટ રહેતું હતું. તે શિષ્યોને મહાસત્વ કરવાને માટે તેઓની સામે ભૂતપૂર્વ કાહાણી કહેતો હતો. દેવતાઓએ કેવી રીતે કષ્ટ સ્વીકાર કરીને દૈત્યોના ઉપર આધિપત્ય સ્થાપન કર્યું હતું, સિદ્ધોએ કેવા પ્રકારથી પોતાનો સંપ્રદાય સ્થાપિત કર્યો હતો, ગોરક્ષનાથ અને રામાનંદે કેવી રીતે પોતાનો મત પ્રચારિત કર્યો હતો, મહમદે કેવી રીતનું દુઃખ અને કેવી રીતની વિઘ્ન-વિપત્તિ અતિક્રમ કરીને પોતાને ઈશ્વર-પ્રેરિત કહીને લોકોના મન ઉપર આધિપત્ય કર્યું હતું, એ તેનો વર્ણ-

નીય વિષય હતો. તે પોતાને સર્વશક્તિમાન પરમેશ્વરનો એક નોકર કરીને ઉલ્લેખ કરતો હતો; તે કહેતો હતો કે, ઈશ્વર કોઇ નિર્દિષ્ટ રીતિ અથવા કોઈ નિર્દિષ્ટ પુસ્તકમાં આબદ્ધ નથી. હૃદયની સરળતા અને મનની સાધુતામાંજ તે બિરાજ્યાં કરેછે.

આવી રીતે ગોવિંદસિંહનું દળ પરિપુષ્ટ થયું. થોડો કાળ ગયા પછી મિયાખાઁ નામનો એક મોગલ સર્દાર નાંદોનના રાજા ભીમચંદની સાથે લઢાઈમાં પ્રવૃત્ત થયો હતો, નાંદોનનું રાજ્ય શ્રીનગરની ઉત્તર પશ્ચિમ અને જંમુની દક્ષિણ પૂર્વમાં વસેછે. જંમુરાજે એ યુદ્ધમાં મિયાખાઁનો પક્ષ અવલંબન કર્યાથી ભીમચંદે ગોવિંદસિંહની મદદની પ્રાર્થના કરી, ગોવિંદ સૈન્યની સાથે ભીમચંદને મદદ કરવાને માટે સમર-સ્થળમાં આવ્યો, એ યુદ્ધમાં ગોવિંદસિંહ અને ભીમચંદનો સંપૂર્ણ જય થયો. મોગલ સર્દાર અને જંમુરાજ પરાજિત થઇને શતદ્રુ ઉતરીને પશ્ચાદ્ધાવિત શત્રુના હાથથી છુટયા.

મિયાખાઁની સાથે યુદ્ધ કર્યા પછી દિલિચખાંનો પુત્ર ગોવિંદસિંહની સામે લઢવા આવ્યો, પરંતુ શિખોના કૌશલથી તે હારીને ભાગી ગયો. દિલિરખાઁનો પુત્ર પરાજયથી ક્રોધાયમાન થઇને પોતાના સર્વ સૈન્યને એકઠું કરીને ફરીથી હુસનખાઁને મોકલ્યો. પહેલાતો શિખોના કેટલાંક કિલ્લા હુસેનખાઁએ પોતાના કબજામાં લીધા, પરંતુ છેલ્લે તે પરાજિત થઈને માર્યો ગયો. ગોવિંદસિંહ યુદ્ધની વખતે હાજર નહોતો. કેવળ તેના સાથીઓએજ ઘણું પરાક્રમ બતાવીને એ યુદ્ધમાં જય મેળવ્યો હતો.

ગોવિંદસિંહ અને તેના એવાં શિષ્યોના પરાક્રમ જોયાથી ઔરંગજેબ ચિંતિત અને ક્રૂદ્ધ થઈને લાહોર અને સર્હિંદ પ્રદેશના શાસન-કર્ત્તાને એનું પ્રતિવિધાન આપવાને કઠોરભાવથી હુકમ કર્યો. બાદશાહની એ કઠોર આજ્ઞાથી આ વખતે યુદ્ધની તૈયારી થઈ. ૧૭૦૧ ઇસવીસનમાં દિલિરખાઁ ગોવિંદની સામે લઢવા આવ્યો. ઔરંગજેબનો પુત્ર મોઆઇમ પણ એની સાથે આવ્યો હતો. એ ખબરથી શિખો ઘણા ગભરાયા અને તેથી પાસેના પર્વતનો આશ્રય લીધો. ગોવિંદસિંહે તેઓને કાયર પુરૂષો કહીને ઘણો તિરસ્કાર કર્યો. પરંતુ તેઓ નિવૃત થયા નહિ. છેલ્લીવારે ૪૦ હિંમતવાન શિખ, ગુરૂને માટે આત્મ-પ્રાણ ઉત્સર્ગ કરવાને તૈયાર થયા. ગોવિંદસિંહ આનંદપુરમાં મોગલસૈન્ય દ્વારા બંદીવાન થયો. તેની મા અને સ્ત્રી બે બાળકને સાથે લેઇને સર્હિન્દમાં ભાગી ગઈ. પરંતુ છેલ્લીવારે ઘટના ક્રમથી બંને બાળકો મુસલમાનના હાથમાં ગયા અને તે બાળકોને નિર્દયરૂપથી મારી નાખ્યા. પેલી બાજુએ ગોવિંદસિંહ રાત્રે મોગલસૈન્યોના અગોચરથી ચંપકુમારમાં ભાગી ગયો.

શત્રુઓએ ચંપકુમારને પણ આક્રમણ કર્યો. એ ઘેરામાં ખોજા-મહમદ અને નહરખાં મોગલ સૈન્યના અધિનાયક હતા, યુદ્ધ આરંભ થવાની આગમજ એ બંને સેનાપતિઓએ ગોવિંદસિંહને આત્મ-સમર્પણ કરવાને માટે એક દૂત મોકલ્યો, પરંતુ ગોવિંદસિંહના પુત્ર અજિતસિંહે આત્મસમર્પણના પ્રસ્તાવથી ક્રોધાયમાન થઇને દૂતને તિરસ્કાર કરીને વિદાય કર્યો. દૂત તિરસ્કૃત થઈને છાવણીમાં પાછો ગયો અને તેણે સઘળી વાત સેનાપતિને કહ્યાથી બંને પક્ષમાં મોટું યુદ્ધ થયું. અજિતસિંહે પરાક્રમની સાથે યુદ્ધ કરતાં કરતાં પ્રાણ છોડ્યો. ગોવિંદસિંહે જયની કોઈ રીતની સંભાવના ન જોયાથી અંધારી રાતે ચંપકુમાર છોડીને ભાગી ગયો. ભાગતી વેળાએ તેને બે પઠાણોએ જોયો, એ બંને પઠાણો પહેલા ગોવિંદસિંહની પાસેથી ઉપકારને પ્રાપ્ત થયા હતા તેથી એ વખતે તેને મદદ આપી. ગોવિંદસિંહ એવી રીતે ચંપકુમારથી વિલોલપુરમાં આવ્યો. એ જગ્યા ઉપર પીરમહમદ નામના એક મુસલમાનની સાથે મુલાકાત થઈ. ગોવિંદસિંહ અને પીરમહમદ સાથે એક વખતે એકઠા કુરાન વાંચતા હતા. એ વાસ્તે પીરમહમદ તેના ઉપર વધારે સૌજન્ય દેખડાવવા લાગ્યો. ગોવિંદ પીરમહમદની સાથે ખાઇને છુપા વેશથી ભાટિંડામાં ગયો. એ જગ્યામાં શિષ્યો પાછા યુદ્ધ સજ્જામાં સજ્જિત થઈને તેની પાસે આવ્યા. ગોવિંદ શિષ્યદળની સાથે અનુસરણકારી મોગલોને યુદ્ધમાં નિરસ્ત કરીને ઝાંસી અને ફિરોજપુરના વચમાં દમદમામાં આવ્યા. જે જગ્યામાં ગોવિંદસિંહે મોગલોને ભગાડ્યા તે જગ્યા હાલ મુક્તસર નામથી પ્રસિદ્ધ છે.

દસદમામાં રહેવાની વખતે ગોવિંદસિંહે એક વિચિત્ર નાટક અને એક ધર્મગ્રંથ રચ્યો હતો. ગોવિંદ શિખોનો દશમો ગુરૂ હતો એ વાસ્તે તેનાં કરેલાં પુસ્તકો "દશમ પાતશાકા ગ્રંથ" નામથી ઓળખાય છે. ગોવિંદસિંહે જેટલાં યુદ્ધ કર્યાં હતાં તે સર્વ વિચિત્ર નાટકમાં વર્ણન કર્યાંછે, એ વર્ણન નિતાંત ઓજસ્વી અને હૃદયોદ્દીપક છે. ચાહે તેમ હો, ગોવિંદસિંહ જ્યારે એવી રીતે એકાંતમાં રહેતો હતો, ત્યારે પુસ્તક બનાવવાના કામમાં લાગ્યો રહેતો હતો. એક વેળાએ ઔરંગજેબે ગોવિંદસિંહને પોતાની પાસે આવવાને અનુરોધ કર્યો, પરંતુ ગોવિંદે એ અનુરોધન પહેલા રક્ષા કર્યો નહિ. ઉલટું ધિકારની સાથે કહ્યું કે, તે બાદશાહની ઉપર કોઈ રીતે વિશ્વાસ સ્થાપન કરી શકતો નથી. હમણા ખાલસાઓ બાદશાહના પહેલા અપરાધનો બદલો લેશે. એના પછી તે નાનકનો ધર્મસંસ્કાર, અર્જુન અને ટેગ બહાદુરનું શોચનીય હત્યાકાંડ, અને પોતાની અપુત્ર-

કાવસ્થાનો ઉલ્લેખ કરીને કહ્યું હતું કે, "હું હાલ કોઈ રીતના પાર્થિવ બંધનમાં બંધાયલો નથી. સ્થિર ચિત્તથી મૃત્યુની વાટ જોતો બેઠો છું. તે રાજાના રાજા અદ્વિતીય બાદશાહના સિવાય કોઇ મને ડરવાની જગ્યા નથી." એ જવાબ મળ્યાથી ઔરંગજેબે તેની સાથે મોલાકાત કરવાને વિશેષ આગ્રહ જણાવ્યો. ગોવિંદસિંહ આ વખતે મોલાકાત કરવાને તૈયાર થયો, પરંતુ તેના પહોંચવાની આગમજ વૃદ્ધ મોગલ બાદશાહ પરલોક પ્રાપ્ત થયો.

૧૭૦૭ ઇસિવીસનની ૧ ફેબ્રવારીમાં ઔરંગજેબનું મૃત્યુ થયું. તેનો પુત્ર મોઆઈમ "બહાદુરશાહ" નામ ધારણ કરીને દિલ્લીની ગાદી ઉપર બેઠો. બહાદુરશાહ જ્યારે તેના ભાઈ કામબક્સની સાથે દક્ષિણ તરફ યુદ્ધમાં વ્યાપૃત હતો ત્યારે ગોવિંદસિંહને તેની સાથે મુલાકાત કરવાને બોલાવ્યો હતો. બહાદુરશાહે ગોવિંદસિંહના પ્રતિ વિલક્ષણ સૌજન્ય દેખાડીને સેનાપતિના પદમાં નિયુક્ત કર્યો હતો. ગોવિંદસિંહ એવી રીતે દિલ્લીનો સૈન્યાધ્યક્ષ થઈને પોતાના શિષ્ય-સંપ્રદાયની શૃંખલા કરવામાં લાગ્યો. એ વખતે તેણે એક પઠાણની આગળથી કેટલાક ઘોડા વેચાતા લીધા હતા. ઘોડાની કીંમતને વાસ્તે પઠાણે એક દિવસે ગોવિંદસિંહને કઠોર ભાષાથી ગાળ દીધી. ગોવિંદને એ અપમાન સહન ન થઈ શક્યાથી તેણે પઠાણને મારી નાખ્યો. પરંતુ એ હત્યાકાંડથી મારેલા પઠાણના પુત્રના મનમાં ગાઢરૂપથી અંકિત રહેલો હતો. એક વેળાએ લાગ જોઇને એ પઠાણના છોકરાએ ગોવિંદની છાવણીમાં પ્રવેશ કરીને તેને અસ્ત્રાઘાત કર્યો. એ આઘાતથી ગોવિંદસિંહનું મૃત્યુ થયું. ૧૭૦૮ ઇસવી સનમાં ગોદાવરી નદીના કિનારે નાદર નામની જગ્યા ઉપર એ શોચનીય બનાવ બન્યો. મૃત્યુની વખતે ગોવિંદની ૪૮ વર્ષની ઉમર હતી.

ગોવિંદસિંહ શિખ-સમાજનો જીવન-દાતા હતો, તેના વખતથીજ શિખો મહાસત્વથી વિખ્યાત થયા છે. ગુરૂ નાનક ધર્મ-સંપ્રદાય-પ્રવર્તક જાણીને પ્રસિદ્ધ છે. પરંતુ ગોવિંદસિંહ ધર્મ-સંપ્રદાયની એકપ્રાણતા અને રાજનૈતિક સ્વાધીનતાનો નિધાન છે. તેનો ઉદ્દેશ મહત્ હતો, તેની સાધના ગંભીર હતી, તેનું વીરત્વ અસાધારણ હતું અને તેની માનસિક સ્થિરતા અતુલ્ય હતી. તેણે સર્વ જાતિને એકતા સૂત્રમાં આબદ્ધ અને એક ધર્મ-ક્રાંત કરવાની મહેનત કરીને પોતાની ગંભીર ઉદારતાની ઓળખાણ આપીછે. તે જાતિય જીવનનો ગૌરવ જાણતો હતો. સર્વ એક ઉદ્દેશથી એક સૂત્રમાં આબદ્ધ ન થાય તો નિર્જીવ ભારતનો ઉદ્ધાર થનાર નથી, એ સારીપેઠે જાણતો હતો. એ માટે તેણે હિંદુ મુસલમાનને એક ભૂમિમાં આણ્યા હતા, એ વાસ્તેજ તેણે બ્રાહ્મણ ક્ષત્રિય, વૈસ્ય શુદ્રને એક સૂત્રમાં

બાંધ્યા, અને એટલાજ વાસ્તે તેણે ગર્વની સાથે બાદશાહ ઔરંગઝેબને લખ્યું "તમે હિંદુને મુસલમાન કરોછો, પરંતુ હું મુસલમાનને હિંદુ કરીશ. તમે પોતાને નિરાપદ જાણોછો, પરંતુ સાવધાન! મારી શિક્ષાના બળથી થોડીવારમાં ભૂતલે પડવું પડશે." તેજસ્વી શિખ-ગુરૂનાં આ તેજસ્વિ વાક્ય નિષ્ફળ ગયાં નહિ, તેના મંત્ર-બળથી ચટકો યથાર્થ શ્યેનને યથોચિત શિખાડે છે.

શિખ-સંમતિમાં હરગોવિંદ અસ્ત્ર-શિક્ષાનો પહેલો પ્રવર્તક છે. પરંતુ ગોવિંદસિંહે તે અસ્ત્રની સાથે એવું તેજ પ્રસારિત કર્યું હતું કે, તેનાથી સમસ્ત શિખ-સમાજ તેજસ્વી સાહસી અને સુયોદ્ધા જાણીને ઈતિહાસમાં આદરણીય થઇ છે. હરગોવિંદનાં અસ્ત્ર કેવળ આત્મ-રક્ષાને માટે નિયોજિત હતાં, ગોવિંદસિંહનાં અસ્ત્ર સર્વ ભારતવર્ષને એક હાડકાવાળા એક પ્રાણ કરવામાં વ્યતિવ્યસ્ત રહેલાં હતાં. હરગોવિંદનાં અસ્ત્ર સંકીર્ણ સીમામાં આબદ્ધ રહીને સંકીર્ણ કામ કરતાં હતાં ગોવિંદસિંહના અસ્ત્ર જાતિ—ભેદ, વર્ણ—ભેદ ન કરતાં વિસ્તત સીમામાં વિસૂત કાર્ય સાધનમાં નિયોજિત થયલાં હતાં. ગોવિંદસિંહ અતિ તરૂણ વયમાં માર્યો ગયો તે જો વધારે વર્ષ સુધી જીવતો રહ્યો હોત તો ઘણાંક મહત્ કામ કરી શકત. મહમદ નિરાપદથી મદિનામાં ભાગી ન શક્યો હોત તો પૃથિવીનો ઈતિહાસ વિપર્યસ્ત થઈ જાત. ગોવિંદસિંહ પોતાના મહામંત્ર સાધનમાં પ્રવૃત ન થાત તો શિખોનું નામ ઈતિહાસમાંથી વિલુપ્ત થઇ જાત. ચાહે તેમ હો, ગોવિંદસિંહ થોડી ઉમરમાં, અલ્પ સમયમાં, શિખ-સમાજમાં જે જીવની-શક્તિ અને તેજસ્વિતા પ્રસારિત કરી ગયો છે; તેનાજ બળથી નિર્જીવ, નિશ્ચેષ્ટ, નિષ્ક્રિય ભારતમાં શિખો આજ સુધી સજીવન રહેલા છે. તેનાજ બળથી રામનગર અને ચિલિયાનવાળાનાં નામ આજ સુધી ઇતિહાસ હ્રદયમાં બિરાજીતછે. ગોવિંદસિંહનું પંચ ભૂતાત્મક નશ્વર દેહ પંચભૂતમાં મળી ગયું છે ખરૂં, પરંતુ તે ભૂમંડળમાં અવિનશ્વર થઇ રહ્યો છે. જ્યારે જનકોલાહલ પૂર્ણ સુશોભન નગરી વિજન અરણ્યમાં આવશે, જ્યારે શત્રુના દુરધિગમ્ય રાજ—પ્રાસાદ અજ્ઞાત, અદૃષ્ટ પૂર્વ અને અદીન પરાક્રમ વૈદિશિકની વિજય-વૈજયતીમાં પરિશોભિત થશે, જ્યારે પ્રબલ તરંગાવતમયી વિશાળ તરંગિની સ્વલ્પ તોયગોસ્પદનો આકાર ધારણ કરશે અથવા સ્વલ્પ-તોય ગોસ્પદ ભીષણમૂર્ત્તિ વેગવતી નદીનો આકાર ધારણપૂર્વક ફેણોદ્ગીરણ કરીને અટહાસ્યમાં જલધિ ઉદ્દેશથી પ્રધાવિત થશે, ત્યારે પણ ગોવિંદસિંહની મહાપ્રાણતા, કર્ત્તવ્યબુદ્ધિ અને ઉદારતા અવની તળે જાજ્વલ્યમાન રહેશે, ત્યારે પણ ગોવિંદસિંહનું પવિત્ર નામ પાવત્ર જાતિના ઇતિહાસમાં સ્વર્ણાક્ષરથી અંકિત રહેશે.

# શિખ લોકોની સ્વતંત્રતા.

ગુરૂ ગોવિંદ શિખ લોકોનો છેલ્લો ગુરૂ હતો. તે પોતાના મરણની વેળાએ બન્દા નામના એક વૈરાગીના ઉપર શિખોના કર્તૃત્વનો બોજો આપી ગયો. તેણે પોતાનો જે સંકલ્પ અપૂર્ણ રાખ્યો હતો, તે સંકલ્પ પૂર્ણ કરવાનો ભાર બન્દાના ઉપર પડયો હતો અને જુલમી વિદેશીઓના હાથમાંથી સ્વજાતિનો ઉદ્ધાર કરવો એ ગુરૂ ગોવિંદનું એક વ્રત હતું, તે વ્રત બન્દાએ ગ્રહણ કર્યું હતું.

બન્દાની ચારે બાજુએ શિખો એકઠા થવા લાગ્યા. બન્દાના પ્રતાપથી સમસ્ત પંજાબ કંપિત થઈ પડયું. બન્દાએ સિહિન્દથી મોગલોને ભગાડી મૂક્યા, ત્યાંના સુબાને મારી નાખ્યો. સિર્મૂરમાં તેણે એક કિલ્લો બનાવ્યો. શતદ્રુ અને જમનાના વચેનો પ્રદેશ લઈ લીધો અને જિલ્લા સાહારાણપુરને મરૂભૂમિ કરી નાખી.

તે મુસલમાનોની સાથે વખતે વખત લઢાઇ કરવા લાગ્યો. લાહોરના ઉત્તરમાં જંબુ પર્વતના ઉપર બન્દાએ છાવણી સ્થાપી અને પંજાબનો ઘણોખરો ભાગ તેના તાબામાં આવ્યો.

એ વેળાએ દિલ્લીના બાદશાહ બહાદુરશાહનું મરણ નિપજ્યું. તેના તખ્ત વાસ્તે તેના વારસાઓમાં ગડબડ થવા લાગી. એ સુયોગમાં શિખોને એકઠા કરીને બંદાએ વિપાશા અને ઈરાવતીના મધ્યમાં ગુરૂદાસપુર નામનો એક મોટો કિલ્લો બાંધ્યો.

લાહોરના સુબાએ બન્દાની સામે ચઢાઈ કરી. બંને પક્ષમાં મોટી લઢાઈ થઈ. એ લઢાઈમાં મુસલમાનો જીત્યા. એઓ જીત્યા પછી સિહિન્દથી એક ટોલી શિખ લશ્કરની પાછી મોકલી ત્યાંના સુબા બયાજિદખાંએ શિખોને ઘેર્યા પણ એક શિખે છુપી રીતે બયાજિદના તંબુમાં પ્રવેશ કરીને તેને મારી નાખ્યો તેથી દિલ્લીના બાદશાહે કાશ્મીરના સુબા અબદુલ સમદખાં નામનાં એક પરાક્રમી તુરાનીને શિખોની સામે લઢાઇ કરવાનો હુકમ કર્યો. દિલ્લીમાંથી તેની મદદને માટે એક ટોલી સારા સારા સિપાઈઓની મોકલી એવડે સમદખાંએ હજારો સ્વજાતિ તુરાની લશ્કર લઇને ચઢાઈ કરી, અને લાહોરથી બંદુક એકઠી કરીને તેઓ શિખના ઉપર ધસી ગયા. તેની સાથે શિખોએ પ્રાણપણે લઢાઇ કરી. તુરાની લશ્કરના ઘણાક સિપાઈઓ માર્યા ગયા. પરંતુ છેલ્લીવારે પરાજિત થઈને બન્દાએ અને તેના લશ્કરે ગુરૂદાસપુરના કિલ્લામાં આશ્રય લીધો. શત્રુનું લશ્કર તેના કિલ્લાની ચારે બાજુએ ઘેરાયું એટલે કિલ્લામાં ખોરાક આવવા-

નો રસ્તો બંધ થયો અને સમસ્ત ખોરાક જ્યારે ખુટી પડયા, ત્યારે બન્દો શત્રુના હાથમાં આત્મસમર્પણ કરવાને તૈયાર થયો. તેમાં તે ૭૪૦ શિખ સિપાઇઓ સાથે બંદીવાન થયો. (કહેવામાં આવે છે કે જ્યારે બંદીઓ લાહોરના રસ્તા ઉપર જતા હતા ત્યારે બયાજિદખાંની વૃદ્ધ માએ તેના છોકરાની હત્યા કરનારના માથામાં પથર મારીને મારી નાખ્યો હતો.) બન્દાને જ્યારે દિલ્લીમાં લઇ ગયા, ત્યારે દુશ્મનો શિખોના કાપેલાં માથાં ભાલા ઉપર મૂકીને તેની આગળ આગળ લઈ જતા હતા ત્યારપછી દરરોજ એક સો શિખ બંદીવાનોને મારી નાખતા હતા. એક મુસલમાન ઈતિહાસ બનાવનાર લખી જાયછે કે "શિખ લોક મરવાની વખતે કોઈરીતની ચંચલતા દેખાડતા નહોતા. પરંતુ વધારે આશ્ચર્યનો વિષય એ છે કે, પ્રથમ મરવાને માટે તેઓ પોતપોતામાં તકરાર અને તર્ક કરતા હતા. એટલું નહિ પણ એ વાસ્તે તેઓ ઘાતકની સાથે ભાવ કરવાનો યત્ન કરતા" આઠમે દિવસે બંદાને ન્યાયાધીશની સામે લાવ્યો. એક મુસલમાન અમીરે તેને પૂછયું– આવા બુદ્ધિમાન અને શાસ્ત્રજ્ઞ થઈને આવા પાપાચરણ કરવાની તમારી "મતી કેમ થઇ" તેનો બન્દાએ જવાબ આપ્યો. "પાપીઓને સજા આપવાને માટે ઈશ્વરે મને લગાડયો છે. ઈશ્વરના હુકમથી વિરૂદ્ધ જે કંઈ કામ કર્યું છે તેને માટે વળી મનેપણ સજા થાય છે." ન્યાયાધીશના હુકમથી તેના છોકરાને તેના ખોળામાં બેસડાવવામાં આવ્યો. તેના હાથમાં છુરી આપીને પોતાને હાથે પોતાના છોકરાને કાપવાનો હુકમ થયો એટલે અવિચલિત ભાવથી વગર બોલે તેના ખોળા માયલા છોકરાનો બન્દાએ વધ કર્યો. પછી છેલ્લીવારે તેને લોઢાની શાણસીને ગરમ કરીને તેનું માંસ ઉખાડીને મારી નાંખ્યો.

બન્દાના મરણ પછી મોગલોએ શિખો ઉપર ઘણો જુલમ કરવાનો આરંભ કર્યો અને દરેક શિખનું માથું કાપી લાવે તેને ઇનામ આપવાનું જાહેર કર્યું. તેથી શિખોએ જંગલમાં અને કિલ્લામાં આશ્રય લીધો. છ મહીને તેઓ એકવાર અમૃતસરમાં એકઠા થતા. રસ્તામાં જે સર્વ જમીનદારો હતા તેઓ એઓને રસ્તાની વિપદમાંથી રક્ષા કરતા. છ મહીનાના મેળામાં એકઠા થઈને પછી પાછા તેઓ જંગલમાં ભરાઈ જતા તેથી પંજાબના જંગલમાં ગડબડ મચી રહી હતી તેવામાં નાદીરશાહ આફ્ગાનિસ્થાનમાંથી હિંદુસ્થાનમાં આવ્યો અને પંજાબમાં તેણે પૂછયું–શિખોનું રહેઠાણ ક્યાં છે? તેનો પંજાબના સુબાએ જવાબ આપ્યો કે, ઘોડાની પીઠની જીનપર શિખોનું રહેઠાણ છે.

નાદીરશાહની ભારતની ચઢાઈની વેળાએ શિખલોક નાની નાની ટોલી

થઇને તેના પછવાડેના ઈરાની લશ્કરને ઘેરીને લુટફાટ કરવા લાગ્યા. એવી રીતે નાની નાની લઢાઈમાં કસાઈને શિખલોકો પાછા હિંમતવાન થઈ પડ્યા. હવે તેઓ ખુલ્લી રીતે શિખતીર્થ અમૃતસરમાં જવા આવવા લાગ્યા. એક મુસલમાન લખનાર કહેછે—"રોજ જોવામાં આવેછે કે, ઘોડાઉપર બેસીને શિખલોકો પૂર્ણ વેગથી ઘોડા દોડાવતા તેઓના તીર્થની તર્ફ જતા. કોઈ કોઈ વેળાએ તેમાંથી કોઈ પકડાતા અને કોઇ કોઇ તો મારા મારી કરતા જખમી થતા, પરંતુ કદી પણ એવું બન્યું નથી કે એક શિખે ભયથી સ્વધર્મ છોડયો." ધીમે ધીમે શિખલોકો નિર્ભય થઈને ઇરાવતીને કિનારે એક નાનો કિલ્લો બનાવ્યો. એમાં પણ મુસલમાનોએ ઘણું ધ્યાન આપ્યું નહિ. પરંતુ જ્યારે તેઓ મોટાં ટોલાં થઇને આમિનાબાદની ચોતર્ફની જમીન ઉપર કર ઉઘરાવવાને એકઠા થયા, ત્યારે મુસલમાન લશ્કરે તેઓને ઘેર્યા. પરંતુ મુસલમાનો પરાજિત થયા અને તેઓનો સેનાપતિ માર્યો ગયો. મુસલમાનો પાછા વધારે લશ્કરની સાથે બીજીવાર ધસ્યા. અને શિખોને હરાવ્યા. લાહોરમાં એ ઉપલક્ષે ઘણા શિખલોકોને બંદીવાન કરીને મારી નાખ્યા. જ્યાં એઓને માર્યા તે જગાને સુહિદગંજ કહેછે. હજીસુધી તે જગાપર ભાઈ તરૂસિંહની કબર છે. કહેવામાં આવેછે કે, તરૂસિંહને તેના લાંબા વાળ કાપીને શિખધર્મ ત્યાગ કરવાને કહ્યું હતું. પરંતુ ગુરૂગોવિંદનો આ વૃદ્ધ અનુચર પોતાનો ધર્મ છોડવાને રાજી થયો નહિ અને શિખના શાસ્ત્રાનુસાર જાતીય ચિન્હ સ્વરૂપ લાંબા વાળ કપાવવાને રાજી થયો નહિ. તેણે કહ્યું કે "વાળની સાથે ખોપ્રી અને ખોપ્રીની સાથે માથું સંબંધ રાખેછે તો તમારે વાળનું કામ શું છે? હું માથું આપુંછું."

એવી રીતે હમેશાં જયપરાજયથી સમસ્ત શિખ જાતિમાં ગડબડ મચવા લાગી, કોઇ રીતે તેઓ નિરૂદ્યમી થયા નહિ. એક વેળાએ તેઓ સિર્હિન્દના સુબા જેઈનખાંની ઉપર વાઘ પ્રમાણે કુદકો મારવાને તલપી રહ્યા હતા, તે વેળાએ પરાક્રમી પઠાણ અમદશાહ પોતાની મોટી લશ્કરની ટુકડીની સાથે તેમના ઉપર ધસ્યો. આ લડાઈમાં શિખ લોકોની સંપૂર્ણ રીતે હાર થઈ–તેમના ઘણાં માણસો માર્યા ગયા. અમદસાહે અમૃતસરનું શિખ મંદિર ભાંગી નાખ્યું. ગાયનું લોહી અમૃતસરના તલાવમાં નાખીને તલાવ અપવિત્ર કરી નાખ્યું શિખલોકોના માથાંનો ઢગલો કર્યો. અને કાફર શત્રુઓના લોહીથી મસજીદની દીવાલ ધોઈ નાખી.

પરંતુ એનાથી પણ શિખલોકો નિરાશ થયા નહિ. દરરોજ તેઓના ટોળાં વધવા લાગ્યાં. વેર લેવાની પ્રવૃત્તિ સમસ્ત જાતિના હૃદયમાં પ્રજ્વલિત થઈ, પહેલા તેઓએ કસુર નામની પઠાણની છાવણીને ઘેરો નાખીને

લુંટી અને તેને પોતાના તાબામાં કરી. ત્યાર પછી તેઓ સિર્હિન્દમાં ગયા. ત્યાંના સુબા જઈનખાંની સાથે લઢાઈ થઈ. લઢાઈમાં પઠાણુ પરાજિત થઇને માર્યા ગયા. તેથી સતલજથી જમુના સુધીનો સરસિંદ પ્રદેશ શિખલોકોના તાબામાં આવ્યો. લાહોરના શાસનકર્ત્તા કાબુલિમલને શિખલોકોએ દૂર કર્યો. ઝીલમથી લઈને સતલજ સુધી સમસ્ત પંજાબ શિખલોકોના હાથમાં આવ્યું. આ બોહોલા ભૂખંડના સર્દારોએ મળીને ભાગ કરી લીધા. શિખલોકોએ ઘણી મસજીદ ભાગી નાખી. બેડીથી બાંધેલા આફગાનને દ્વારે સૂવરના લોહીથી મસજીદની દિવાલોને ધોળી પછી સર્દારો અમૃતસરમાં એકઠા થયા અને પોતાનો પ્રભાવ જાહેર કરવાને માટે તેમણે પોતાના નામના રૂપિઆ પાડ્યા.

એટલા દિવસ પછી શિખલોકો સંપૂર્ણ સ્વતંત્ર થયા. ગુરૂગોવિંદનો ઉદ્દેશ થોડો ઘણો સફલ થયો. ત્યારપછી રણુજિતસિંહનો અભ્યુદય. તેનું વર્ણન આગળ આપવામાં આવ્યું છે.

---

# પંજાબ-કેશરી.

## રણુજિત્સિંહ.

જ્યારે હિંદુ-આર્યોની આદિ-લીલા ભૂમિ-વેદ કીર્તિત સાત-સિંધુના પ્રસન્ન-સલિલ વિધૌત પંચનદ નિવિડ જંગલમાં સમાચ્છન્ન, દોવરાણી ભૂપતિઓના આક્રમણુથી જ્યારે ભારતભૂમિ વ્યતિવ્યસ્ત હતી, વાણિજ્ય વ્યવસાયી બ્રિટનીઓ જ્યારે ભારતના ભિન્ન ભિન્ન અંશમાં પોતાના ભવિષ્ય સૌભાગ્યનું રેખાપાત કરવામાં સમુદ્યત હતું, ત્યારે કોણે મનમાં આણ્યું હતું કે, ભારતની તે અધોગતિના સમયમાં એક જણ એક ચક્ષુ શિખ-સૈનિક-પુરૂષ ધીરે ધીરે લાહોરના સિંહાસનપર બેસીને ઉત્તરમાં કાશ્મીર, પશ્ચિમમાં પેશાવર, દક્ષિણમાં મુલતાન અને પૂર્વમાં શતદ્રુ-નદ પર્યન્ત વિસ્તૃત ભૂખંડમાં પોતાના જયનો વાવટો ઉડાડશે! જે તેજસ્વિતા અને મહાપ્રાણુતા ધીરે ધીરે ભારતવર્ષથી અન્તર્દ્ધાન થઈ ગઇ હતી, કોણે વિચાર કર્યો હતો કે, આ એકચક્ષુ મહાપુરૂષના મહામંત્રબલે પાછું તે તેજસ્વિતા અને મહાપ્રાણુતા આવિર્ભૂત થઇને સમસ્ત ભારતવર્ષને ગૌરવાન્વિત કરી મૂકશે? નિયતિની અનંત-શક્તિની મહિમાથી અષ્ટાદશ શતાબ્દીના શેષભાગમાં પંજાબમાં એવો અસાધારણ વીર પુરૂષનો આવિર્ભાવ થયો હતો. ભારતના આ મહાવીર અને મહાપુરૂષનું નામ રણુજિત્સિંહ હતું.

સિંહ-વિક્રમ રણજિત્‌સિંહ ભારતનો યથાર્થ વીર પુરૂષ હતો. અષ્ટાદશ શતાબ્દીમાં ભારતવર્ષની અંદર તેના જેવો વીરપુરૂષનો આવિર્ભાવ થયો નથી. હિંદુરાજ-ચક્રવર્ત્તી પૃથ્વીરાજ જ્યારે તિયોરીના પવિત્ર ક્ષેત્રમાં પઠાણોને પરાજિત અને દૂરીભૂત કરવા જતા. છેલ્લે જ્યારે પુણ્ય-સલિલા દૃષદ્વતીના કિનારે ગરીયસી જન્મભૂમિને માટે અનંત નિદ્રામાં નિદ્રિત થયા, ત્યારે તેના વીરત્વથી શત્રુના હૃદયમાં પણ વિસ્મયનો આવિર્ભાવ થયો હતો. અસીમ પરાક્રમથી પ્રતાપસિંહ જ્યારે ભારતના થર્મોપલી-પુણ્ય પુંજમય મહાતીર્થ હલદિઘાટમાં સ્વદેશીઓના શોણિત-તરંગિણીનો તરંગાચ્છવાસ જોઇને ધીર ગંભિર સ્વરથી બોલ્યો હતો "આવાજ ભાવથી દેહવિસર્જ્જનને માટેજ રજપૂતોએ જન્મ લીધો છે," ત્યારે તેનો લોકાતીત મહાપ્રાણતા અને સ્વદેશને માટે તેનો અનિર્વચનીય આત્મત્યાગ જોઇને વિધર્મી શત્રુ એ પણ શતમુખે તેની પ્રશંસા ગીતિ ગાઈ હતી; વળી મહા વિક્રમ શીવાજી જ્યારે પર્વતથી પર્વતમાં જઇને વિજય-ભેરીના ગંભિર-વિનાદથી નિદ્રિત ભારતને જગાડતો હતો, ત્યારે ભારતનો અદ્વિતીય બાદશાહ પણ તેની અપૂર્વ દેશભક્તિ અને અપૂર્વ વીરત્વમાં મોહિત થયો હતો. * પરંતુ આ વીરત્વ વૈભવ શીવાજીની સાથેજ તિરોહિત થઈ ગયો ન હોતો. શીવાજીના પછી ગુરૂગોવિંદસિંહના મહામંત્રમાં સંજીવિત થઈને રણજિતે વળી ભારતમાં મહાશક્તિનો ઉદ્બોધન કર્યો, અને ચોતર્ફ વીરત્વ મહિમા પ્રસારિત કરીને ભૈરવરવથી સઘળાઓને સતાવી મૂક્યા.

અષ્ટાદશ શતાબ્દીથી પરાક્રાંત મોગલ બાદશાહીતની અધોગતિનો સૂત્રપાત થયો. બાદશાહના પછી બાદશાહો દિલ્લીનાં સિંહાસનપર બેઠા, પદચ્યુત અને નિહત થઈ ગયા, જનપદના પછી જનપદ દિલ્લીની અધીનતા પાશ ઉચ્છેદ કરીને સ્વસ્વ પ્રધાન થઈ ગયા; શાસનકર્ત્તાના પછી શાસન-કર્ત્તા બાદશાહના હુકમનું તાચ્છિલ્ય દેખાડીને પોતાની ઇચ્છાનુસારે શાસનદંડને પરિચાલનમાં પ્રવૃત્ત થયા. નાદિરશાહના આક્રમણથી મોગલ બાદશાહનો પ્રિયનિકતન–વિચિત્ર આમખાસની લીલાભૂમિ સુશોભન દિલ્લી મહાસ્મશાનના આકારમાં આવી ગઈ. એના પછી દોવરાણી ભૂપતિ અહમદશાહે પોતાના સાહસી આફ્ગાન સૈન્યની સાથે ભારતવર્ષમાં આવ્યો. એના પરાક્રમથી પાણિપથના પ્રસિદ્ધ યુદ્ધમાં મહાબલ મરાઠાઓની ક્ષમતા જતી રહી. દિલ્લીનો બાદશાહ રાજ્યભ્રષ્ટ શ્રીભ્રષ્ટ થઈને હીનભાવે બિહાર પ્રદેશમાં આવીને ઉપનીત થયો. એ વિશૃંખલાની વેળાએ–વિલુંઠન, વિપ્લવ અને વિધ્વંસના ભયાવહ રાજ્યમાં શિખોએ પોતાની જાતીય તેજસ્વિતાને કાયમ રાખી હતી. ગુરૂગોવિંદે તેઓને જે મંત્રમાં દીક્ષિત કર્યા

હતા, તેના મંત્રથી તેઓ કદિપણ વિચ્યુત થયા નહિ ક્રમે શિખો અનેક દ-લમાં વિભક્ત થયા. પ્રત્યેક દલના એક એક સર્દારે એક એક નિર્દ્દિષ્ટ ભૂખંડની સ્વાધીનતા અવલંબન કરી; એ પ્રમાણે સમસ્ત શિખ-જનપદ અનેક ખંડ-રાજ્યમાં વિભક્ત થઇ ગયા. એ સર્વે ખંડ "મિસિલ" નામથી ગણા-વવા માંડ્યા. પ્રત્યેક મિસિલનો અધિપતિ સર્વાંશથી સ્વાધીન ભાવે કર્મ કરવામાં પ્રવૃત્ત થતાં રણજિતનો પિતા મહાસિંહ એવો એક મિસિલનો સર્દાર હતો. અષ્ટાદશ શતાબ્દીના શેષ ભાગમાં જ્યારે અંગ્રેજ વેપારીઓ દક્ષિણ પ્રદેશમાં ફ્રેન્ચોનું પ્રધાન્ય વિલુપ્ત કરવાની મેહેનત કરતા હતા, હેદરઅલિ નામનો એક વર્ષીયાન દરિદ્ર મુસલમાન સૈનિક પુરૂષ મેહેશુરની ગાદી અધિકાર કરવાને માટે જ્યારે સર્વેના હૃદયમાં વિસ્મય અને ત્રાસનો ગભીર રેખાપાત કરતો હતો, ત્યારે તેજસ્વી મહાસિંહ શિખ મંડલમાં પોતાની તેજસ્વિતાના ગૌરવમાં ઉન્નત થતો હતો. તેના આધીનમાં ૬૦૦૦૦ અશ્વા-રોહી સૈન્ય હતું. મહાસિંહ આ અશ્વારોહી સૈન્યમાં પરિરત રહીને પોતાની કૃતકાર્યતામાં પોતેજ પરિતૃપ્ત થતો હતો. તેનું રણપાંડિત્ય, તેની મહાપ્રા-ણતા અને તેના સાહસનો અપૂર્વ વિકાશ જોઈને શિખો તેને વિસ્મય અને શ્રદ્ધાની આંખે જોતા હતા. રણજિત્સિંહ આ તેજસ્વી મહાસિંહનો ઉપયુક્ત તેજસ્વી પુત્ર હતો. ૧૭૮૦ ઇસવીસનની ૨ જી નવેમ્બરે એનો જન્મ થયો. જ્યારે રણજિતસિંહ આઠ વર્ષનો બાલક હતો, ત્યારે મહાસિંહ પરલોક પ્રાપ્ત થયો. રણજિત એ વખતે તેની મા અને પિતાનો દીવાન લક્ષ્મીપતસિં-હનો રક્ષાધીન થયો. રણજિત્ની મા આ દીવાનની મદદથી પોતાના અ-ધિકૃત મિસિલનું શાસન કાર્ય નિર્વાહ કરતી હતી. એના પછી રણજિત્-સિંહ જ્યારે મોટો થયો ત્યારે તે પોતે પોતાના મિસિલનો શાસન ભાર લ-ઇને સમુદાય ખંડ-રાજ્યમાં એકાધિપત્ય સ્થાપવામાં ઉદ્યત થયો. એ વ-ખતથીજ રણજિત્સિંહના અસાધારણ પ્રભાવનો વિકાશ આરંભ થયો. સ્થિર-રશ્મિ વન્હિ શિખા આ વખતથીજ પ્રચંડ હુતાશનમાં આવીને સઘ-ળાઓને અજાયબથી સ્તંભિત કરી મૂક્યા.

આ વખતે પંજાબ અહમદશાહના વંશધરોના વીર્યવન્હિનું વિસ્ફુરણ ક્ષેત્ર હતું. અહમદશાહનો પૌત્ર જેમાનશાહ ઘણા સૈન્યની સાથે જ્યારે બીજો બાવર પંજાબમાં આવ્યો હતો, ત્યારે ધીરે ધીરે રણજિત્સિં-હના સૌભાગ્યનો સૂત્રપાત થયો. રણજિત્સિંહે આ વખતે તરંગાવર્ત્ત-મયી વિતસ્તાના જલોચ્છવાસથી જેમાનશાહની કેટલીક તોપની રક્ષા કરી હતી તેના ઇનામ સ્વરૂપ લાહોરનું આધિપત્ય મળ્યું હતું. એવી રીતે જ્યારે તે લાહોરની ગાદી ઉપર બેઠો, ત્યારે તેની ઉમર અઢાર વર્ષની હતી.

પરંતુ આ અષ્ટાદશ વર્ષીય વીર યુવકની અપૂર્વ મહાપ્રાણુતા હતી. વીર યુ-વક મહાપ્રાણુતાના પ્રભાવથી ધીરે ધીરે એક એકના પછી પંજાબના સમુદાય ખંડ-રાજ્ય પોતાના શાસનાધીન કર્યાં. આ વખતે અંગ્રેજોએ ક્રમે ક્રમે પ્રબલ થઈને પોતાનો અધિકાર સંપ્રસારિત કર્યો હતો. સિંધિયા અને હો-લકર બલ-સંગ્રહ કરીને ક્રમે અંગ્રેજોના ક્ષમતાસ્પર્દ્ધી થઇ ઉઠયા હતા. મહારાજ રણુજિતસિંહે એઓમાં પોતાનું આધિપત્ય બદ્ધમૂલ કર્યું. ઉત્ત-રમાં દુર્મદ આફ્ગાનો પ્રબલ હોવાછતાં પણ તે પોતાના કર્ત્તવ્યપથથી અણુ-માત્ર પણ વિચલિત થયો નહિ અને દક્ષિણુમાં અંગ્રેજ અને મરાઠા બહુ-સંખ્ય રણુકુશલ સૈન્યના બલથી બળવાન હોવા છતાં પણ તેઓ નિર્ભીક હૃદયથી અણુમાત્ર પણ ભયનો આવિર્ભાવ થયો નહિ તે પોતાની તરવા-રના ઉપર નિર્ભર કરીને પોતાનો અધિકાર કાયમ રાખવાને દૃઢપ્રતિજ્ઞ થયો. જ્યારે લાર્ડ મિન્ટો ભારતવર્ષના ગવર્નર જનરલના પદમાં અધિષ્ઠિત હતો, ત્યારે અંગ્રેજોની સાથે રણુજિત્સિંહનું સૌહાર્દ્દ સ્થાપિત થયું. ૧૮૦૯ ઈસ-વીસનમાં રણુજિતસિંહ એક સંધિસૂત્રમાં આબદ્ધ થયો. તે મહાબલ પરાક્રાન્ત હોવા છતાં પણ કદિ એ સંધિનો નિયમ ભંગ કર્યો નહોતો અને કદિ પણ અંગ્રેજોના વિરૂદ્ધમાં અસ્ત્ર ધારણ કરીને પવિત્ર મિત્રતાને કલંકિત કરી નહોતી.

પઠાણો જેવી રીતે ભારતવર્ષમાં આવ્યા હતા, હિંદુ રાજાઓમાં અ-નૈક્ય દેખાડીને જેવી રીતની ચાતુરી અવલંબન કરીને દેવવાંછનીય સ્વર્ગ ભૂમિ હસ્તગત કરી હતી, તે ઈતિહાસ પ્રિયપાઠકોને અવિદિત નથી. મ-હારાજ રણુજિત્સિંહ એ પઠાણોને સમુચિત શિક્ષા કરવાને દૃઢપ્રતિજ્ઞ થયો હતો. જેની શઠતાના બલથી ભારતના અકલંક દેહમાં કલંકની છાયાપા-ત કરી હતી, તેના કઠોર હસ્તથી ભારતના ખંડ-રાજ્ય સઘળા ઉદ્ધાર કરવા-માં તે યથાશકિત યત્ન કરતો હતો, તેનો એ યત્ન ઘણોખરો સફળ થયો હતો. તેણે આફ્ગાનોને દૂર કરીને મુલતાન અધિકાર કર્યું અને ભારતના નંદ-ન-કાનન કાશ્મીરમાં જયનો પતાકા ઉડાડયો. કાશ્મીરનો અધિકાર કરતી વે-ળાએ મહારાજ રણુજિત્સિંહનો પુત્ર ખડગસિંહ સૈન્યદલના પૂરોભાગમાં હતો. રણુજિત્ના સાહસી અશ્વારોહિઓ પદાતિક સૈન્યોની સાથે સંમિ-લિત થઇને ચાલતા દુરારોહ પર્વત અતિક્રમ કરીને કાશ્મીરમાં ગયા. શિ-ઓના વિક્રમથી આફ્ગાન સેનાપતિ જબ્બરખાં પરાજિત થયો. બહુ દિવસના પછી હિંદુ નરપતિએ પવિત્ર વિજય પતાકા ભૂલોકનું સ્વર્ગ કાશ્મીરમાં પાછો શોભાયમાન કર્યો. એના પછી રણુજિત્સિંહ પેશાવર જીતવાને ઉદ્યત થયો. તા. ૨૩મી માર્ચ ૧૮૨૩ ઈસવીસન ભારતનો એક પ્રાતઃસ્મર-

ણીય પવિત્ર દિવસ છે જેઓએ દૃષદ્વતીના કિનારે હિંદુઓને પરાજિત કરીને ભારતવર્ષમાં આધિપત્ય સ્થાપન કર્યું હતું, શિખોએ એ દિવસે તેઓના દેશમાં પોતાના જયનો વાવટો સ્થાપન કરવાને અગ્રસર થયા હતા. આર્યાવર્તના હિંદુ નૃપતિ એ પવિત્ર દિવસે આ છેલ્લી વખતે સિંધુ નદીના અપરપારે હિંદુ વિજય પઠાણોના શોણિત જળમાં, પૃથ્વીરાજ અને સમરશીના આત્માનું પરિતર્પણ કરવાને ગયા હતા. એ અપૂર્વ દૃશ્યના ગંભીરભાવથી આજ કોણ ઉત્ફુલ્લ થશે ? આ મહાસ્મશાનમાં કોણ આ મહાવીરની મહાકીર્ત્તિની કહાણીમાં કર્ણપાત કરશે ? મહારાજ રણજિત્સિંહ અકુતોભયે વિપુલ સાહસની સાથે પઠાણોના રાજ્યમાં ગયો. આફ્ગાનિસ્થાનના પ્રધાન સર્દાર આજિમખાઁએ ઘણું સૈન્ય એકત્ર કર્યું હતું; બહુસંખ્ય સૈન્યથી આફ્ગાનિસ્થાનનો પાર્વત્ય પ્રદેશ છાઈ ગયો હતો. ૧૪મી માર્ચે કાબુલ નદીના પાર્શ્વવર્તી નઓશરા નામની જગ્યામાં એઓની સાથે રણજિત્ સિંહનું યુદ્ધ આરંભ થયું. એક બાજુએ દીર્ઘાકાર ભીમ મૂર્ત્તિ આફ્ગાન જાતિ, બીજી બાજુએ સાહસી યુદ્ધકુશલ શિખ સૈન્ય હતું એ મહાસમયે મહાવીર રણજિત્સિંહ ઘોડા ઉપર સ્વાર થઈને અગ્રભાગે રહીને વિપક્ષીઓને આક્રમણ કરવા લાગ્યો; વિશાલ દેહ આફ્ગાનો અટલ પર્વતની પેઠે ઉભા રહીને અપ્રતિહત વિક્રમથી એ આક્રમણને રોકવા લાગ્યા, સમસ્ત દિવસ યુદ્ધમાં ગયો—વિરામ નહોતો, વિશ્રામ નહોતો, સમસ્ત દિવસ શિખો અતુલ વિક્રમની સાથે આફ્ગાનોનું વ્યૂહ ભેદ કરવા લાગ્યા, ક્રમે રાત્રિ સમાગત થઈ, ક્રમે ગંભીર અંધકાર ગંભીરતર થઈને રણસ્થળને ઢાંકી મૂક્યું. શોણિત—તરંગિણી આ ગભીર અંધકારમાં ગંભીર શબ્દથી પ્રવાહિત થવા લાગી. તથાપિ રણજિત્સિંહ યુદ્ધથી વિરત થયો નહિ, આગળના પ્રમાણે લોકાતીત વિક્રમથી યવનસૈન્યને નિર્મૂળ કરવા લાગ્યો. છેલ્લીવારે આફ્ગાનો પંજાબ કેશરીના પરાક્રમ સહન કરી શક્યા નહિ, પછી અંધકારમાં આવૃત થઇને રણસ્થળથી ભાગી ગયા. બહુ યુગના પછી હિંદુ ભૂપતિના વિજય પતાકા પઠાણ ભૂમિના મધ્ય ભાગમાં ઉડીને નૈશ સમીરણમાં ડોલતા ડોલતા વિપક્ષીઓને તર્જના કરવા લાગ્યા. ઓગણીસમી શદીમાં ભારતના વીર પુરૂષે એવી રીતે લોકાતીત પરાક્રમ દેખાડ્યું હતું. એવી રીતે પઠાણોએ ઉનવિંશ શતાબ્દીમાં હિંદુઓના લોકાતીત પરાક્રમની આગળ મસ્તક અવનત કર્યું હતું.

મહારાજ રણજિત્સિંહ એ પ્રમાણે પોતાનો અધિકાર સંપ્રસારિત કરીને વીરેન્દ્ર સમાજનો વરણીય થયો હતો. તેના અધિકારમાં પંજાબરાજ્ય ધન-સંપતિમાં પરિપૂર્ણ થયું હતું. સ્વીય બાહુ બલથી અર્જિજત વિશાલ

રાજ્ય ઉપભોગ કરીને તે ઐહિક જીવનની ચરમ સીમામાં ઉપનીત થયો. ૧૮૩૮ ઈસવી સનમાં તેનો પવિત્ર જીવનસ્રોત અનંત કાલ સાગરમાં મલી ગયો. રણુજિત્‌સિંહની જીવની-લેખકે કહ્યું છે, "રણુજિત્‌સિંહ યથાર્થ સિંહના જેવો હતો, અને સિંહના પ્રમાણે આલોક પરિત્યાગ કર્યો." આ સિંહ વિક્રમ મહાવીરની સઘળી વાત આ જગ્યા ઉપર આનુપૂર્વિક લખવી સંભવિત નથી. જેઓએ યથા નિયમથી સુશિક્ષા મેળવીને જગત્‌ની આગળ પોતાનો અસાધારણ પ્રભાવ વિસ્તાર કર્યો છે, તેઓની સાથે આ મહાપુરૂષની તુલના કરવી ઉચિત નથી. રણુજિતસિંહનો સાહસ ક્ષમતા અને બુદ્ધિ અન્યની પ્રવૃત્ત શિક્ષાથી પરિષ્ફુર થઇ ન હોતી. એ પોતાની મેળે વિકાશ પામી હતી. રણુજિત્‌સિંહ પોતાના આ સ્વભાવ-સિદ્ધ પ્રતિભા અને દક્ષતાના ગુણથી જગતમાં મહત્ લોકના સંમાનિત પદમાં અધિરૂઢ થયો હતો. તે પોતાના સૈન્યોને યુરોપિયન પ્રણાલી અનુસારે શિક્ષિત કરીને તેઓને અશ્વારોહમાં હથીઆર ચલાવવા અને શત્રુપક્ષનું વ્યૂહ ભેદમાં પૃથિવીનાં કોઈ યુદ્ધવીરના સમકક્ષ કરી મૂક્યા હતા. તેનું સાહસ અસાધારણ, તેનું વીરત્વ અતુલ્ય અને તેની દૃઢ પ્રતિજ્ઞા અવિચલિત હતી. તે યુદ્ધ સ્થળમાં સર્વથી આગળ રહેતો. અને પશ્ચાદ્ ગમનની વખતે સર્વના પછવાડે રહીને રણનૈપુણ્યની પરાકાષ્ટા દેખાડતો. તેના શરીર ઉપર નજર કર્યાથી વીરત્વ-વ્યંજક અતિ અલ્પ નિદર્શનજ નયનગોચર થતો. તે ઉન્નતન સ્કંધ, શાળ પ્રાંશુ મહાભૂજ ન હોતો. તેનું દેહ ખર્વ હતું; અને વસંત રોગથી તેનું મુખમંડલ વિકૃત થઈ ગયું હતું એ રોગથી તેની એક આંખ નષ્ટ થઈ ગઇ હતી, એ વાસ્તે તે સાધારણોમાં કાણા રણુજિત્ નામથી પ્રસિદ્ધિ લાભ કરી હતી. તેની બીજી આંખ વિશાલ અને આકર્ણ વિસ્તૃત હતી. એનાથી જાણે ઘણું કરીને સર્વદા અગ્નિ સ્ફુલિંગ બાહાર નીકલતા તે જ્યારે ઉત્તેજિત થઇ પડતો ત્યારે તેની વિશાલ આંખની તરફ નજર કર્યાથી તેના સઘળા મનોગત ભાવ પરિસ્ફુટ થતા. તેનું પરિણામ દર્શિતા અસાધારણ હતું. અંગ્રેજો કાલે કરીને ભારતના સઘળા ભાગ હાથ કરી લેશે એ તે સ્પષ્ટ સમજી શક્યો હતો. એક વેળાએ તે ભારતવર્ષનો નકશો જોતા જોતા પાસેના એક જણને નકશાના લાલ રંગની વાત પૂછી છેલ્લે જ્યારે જાણ્યુંકે અંગ્રેજોનો અધિકાર લાલ રંગથી ચિતરેલો છે, ત્યારે ગંભીર ભાવથી બોલ્યો, "સબ લાલ હો જાયગા"—કાલે કરીને સમુદય અંગ્રેજોનો અધિકાર થઈ જશે. પરિણામદર્શી મહારાજ રણુજિત્‌સિંહનું વાક્ય હાલ સફલ થયું પંજાબ અચિંત્સ પૂર્વ બ્રિટીશ રાજનીતિથી ભારતનો નકશો લાલ રંગમાં રંગાઇ ગયો. પંજાબ—કેશરીની પંચનદ આજ બ્રિટી-

શ ઇંડિયાના અંતર્ભૂત થઈ. દેવ વાંચ્છનીય કોહિનુર આજ બ્રિટીશ સામ્રાજ્યની અધિશ્વરીના સર્વશ્રેષ્ઠ રત્નમાં ગણાવ્યું છે, અતુલ ધનસંપત્તિ પૂર્ણ વેદ કીર્ત્તિત પવિત્ર ભૂમિના અધિપતિનો પુત્ર આજ બ્રિટીશ સિંહના દરવાજે ભિક્ષા પ્રાર્થીછે. પ્રલયપયોધિના જલોચ્છ્વાસથી તે ગૌરવ, તે મહત્ત્વ સર્વજ ધોવાઈ ગયા છે. જે પંચનદમાં હિંદુ આર્યોએ ગોધન સંગે પદાર્પણ કરીને ભારતના ભવિષ્ય સૌભાગ્યનો સૂત્રપાત કર્યો હતો, અને જે પંચનદમાં મહાવીર રણુજિત્ સિંહ યુધદુર્મદ જાતિને પરાજિત કરીને સ્વીય આધિપત્ય બદ્ધમૂલ કરી મૂકયું હતું, તે પંચનદ આજ પણ ભારતના નકશામાં શોભા આપેછે. જે સપ્ત સિંધુના મનોહર પુલિને બેસીને મહાવીર શિખો પોતાની સ્વાધીનતાની પ્રાણરૂપિની પરમાશક્તિના ધ્યાનમાં બેસતા, તે સપ્ત સિંધુ આજ પણ અવિરામગતિથી પ્રવાહિત થાયછે. પરંતુ આજ તે પવિત્ર કાળની અપૂર્વલીલા વિભ્રમ નથી. તે કાળ આજ જન્મને વાસ્તે અતલ સાગરમાં મળી ગયોછે.

---

## ફુલાસિંહ.

૧૮૦૯ ઇસવીસનમાં જ્યારે અંગ્રેજ-દૂત સર ચાર્લસ મેટકાફ (પછી લાર્ડ મેટકાફ) અમૃતસરમાં રેહેતો હતો, અંગ્રેજ-સેનાની કરનલ અકટરલોનીની સાથે એકત્ર થઇને જ્યારે તે ગવર્નર જનરલ લાર્ડમિંટોરના હુકમથી મહારાજ રણુજિતસિંહની સાથે સંધિ સ્થાપવામાં વ્યાપ્ત હતો, ત્યારે એક સાહસી જુવાને નિર્ભયથી મીયાનમાંની તરવાર હાથમાં લઇને પોતાના કેટલાક અનુચરની સાથે પંજાબ-કેશરીની આગળ આવીને ગંભીર-સ્વરથી કહ્યું. “મહારાજ! વિદેશી અંગ્રેજો અમારા રાજ્યમાં આવ્યા છે. અમે તેઓને આક્રમણ કર્યા હતા. પરંતુ તેઓજ અમોને ઘણા ખરાબ કરેછે. અપમાન કરે છે, મારા અનુચરોને ભગાડી મૂકયા છે. જો આપ એનો પ્રતિવિધાન ન કરો ને જો આ પલમાં વિધર્મિઓને સમુચિત શાસ્તિ ન આપો તો આ તરવારના આઘાતથી આપની સાથે આપના વંશના સર્વ લોકોના પ્રાણ સંહાર કરીશ.” રણુજિત્સિંહ અકસ્માત્ અતર્કિત ભાવથી યુવકના મોહોડે આ કઠોર વાત સાંભળીને વિસ્મિત થયો. સવિસ્મયથી યુવકની તરફ ચાહીને જોયું. યુવક નિર્ભયથી તરવારને ફેરવતો હતો, નિર્ભયથી વિષ્ફારિત આંખથી પોતાની દૃઢ પ્રતિજ્ઞા રક્ષાને માટે તૈયાર થઈને રહેલો જણાતો હતો. અસમયથી એ અપૂર્વ દૃશ્યના આવિર્ભાવથી પંચનદનો અધીશ્વર વિચલિત થયો નહિ, પોતાની ધીરતાની સીમા અતિક્રમ ક-

રીને ચપળતાનો પરિચય આપ્યો નહિ. તેણે સ્નેહની સાથે ધીર–ગંભીર સ્વરથી કહ્યું "યુવક તારા સાહસની પ્રશંસા કરૂછું. પરંતુ અંગ્રેજ દૂતની સાથે હું બંધુતા–પાશમાં આબદ્ધ થયોછું, તેનું કોઈ રીતે અનિષ્ટ કરી શકતો નથી, હું માથું આપવાને તૈયાર છું. તારી તરવાર મારે ગળે મૂક." મહારાજ રણુજિતસિંહનાં આવાં સ્નેહ ભરેલાં વચનથી યુવકનું ઉત્તેજિત હૃદય થોડુંક શાંત થયું. યુવકે બીજો કોઈ રીતનો ઉદ્ધત ભાવ ન દેખાડતાં ઉન્નત મસ્તકને અવનત કર્યું. રણુજિતસિંહે સંતોષની સાથે તેને એક જોડો સોનાથી ભરેલો આપ્યો અને તેના અનુચરોને યથાયોગ્ય દ્રવ્ય આપ્યું. યુવક ધીરભાવથી મહારાજ પ્રદત્ત મહાપ્રસાદ લઈને ચાલ્યો ગયો.

એ તેજસ્વી યુવકનું નામ ફુલાસિંહ હતું. ફુલાસિંહ જાતનો જાટ હતો. શિખગુરૂ ગોવિંદસિંહે અકાલી નામનો જે સંપ્રદાય સ્થાપન કર્યો હતો, તે સંપ્રદાયનો ફુલાસિંહ હતો. અકાલીઓનો પોશાક કાળા રંગનો હોય છે, એઓ સાહસમાં અટલ, વિક્રમમાં અજેય અને કર્ત્તવ્ય પ્રતિપાલનમાં અનલસ હોય છે. શત્રુના વ્યૂહભેદમાં, શત્રુનો દુર્ગ અધિકારમાં એઓના કેવા પરાક્રમનો વિકાશ થાયછે, કેવી રીતે ક્ષમતા–બળથી વિપક્ષની વિજયિની શક્તિ વિલુપ્ત થઇ જાય છે, તે ઐતિહાસકો ખુશી અને પ્રીતિની સાથે વર્ણુન કરેછે. એઓ દુર્બલ ગરીબ દુઃખીના પરમ બંધુ અને જુલમી ધનવાનના પરમ શત્રુ હોયછે. કર્ત્તવ્ય–પ્રતિપાલનમાં એઓ પોતાના પ્રાણુને પણ તુચ્છ સમજેછે. ગુરૂ ગોવિંદસિંહ પોતાના સ્થાપેલા આ મહાસંપ્રદાયના પરાક્રમની ઉપર નિર્ભય કરીને બાદશાહ ઔરંગજેબની ક્ષમતાની ગતિ રોકવાને ઉદ્યત થયો હતો. અને ઓગણીસમી સદીમાં ફુલાસિંહે એ દલના અધિનેતા થઇને એઓના સાહસ, એઓની કર્ત્તવ્ય–બુદ્ધિ અને એઓનું વીરત્વ પવિત્ર ઈતિહાસની સાથે પરિણિત કરી મૂક્યુંછે. જે દિવસે ફુલાસિંહે મહારાજ રણુજિતસિંહની સામે પોતાના અસાધારણુ સાહસ અને તેજસ્વિતાની ઓળખાણ આપી હતી, તે દિવસથી અકાલીઓમાં તેની પ્રતિપત્તિનો સંચાર થયો. તે દિવસથી અકાલીઓએ સંમિલિત થઈને તેને પોતાનું અધિનેતા પદ અર્પણુ કર્યું. ક્રમે કરીને તેનું દલ પુષ્ટ થયું, ક્રમે કરીને ચારસો અકાલી સર્વદા તેનો હુકમ પાળવામાં તત્પર થઈ પડ્યા. ફુલાસિંહ એ અનુચરોથી પરિવૃત થઇને નાના સ્થાનમાંથી અર્થસંગ્રહ કરવા લાગ્યો. નિરાશ્રય દુઃખીઓની રક્ષા કરવી એ તેઓનું પ્રધાન કર્ત્તવ્ય હતું, તે સર્વ વખતે સર્વાન્તઃકરણુથી ઉપલા કર્ત્તવ્ય પ્રતિપાલનમાં તત્પર થયો. જ્યાં નિર્ધન, નિરાશ્રય અને નિપીડિત માણુસ દુઃસહ યાતનામાં નિરંતર દગ્ધ થતા, તે જગ્યા ઉપર રક્ષા કર્ત્તા ફુલાસિંહનો આવિર્ભાવ થવા લાગ્યો; જ્યાં

ક્ષમતાશાલી ધનવાન લોક વિલાસના તરંગમાં ડોલતા ડોલતા પોતાની ધનવૃદ્ધિનું સુખકારક સ્વપ્નું જોતા, ત્યાં ફુલાસિંહ તેનું ધન લેવાને અને ક્ષમતા નષ્ટ કરવાને હાથ વધારવા લાગ્યો; જ્યાં નિઃસંબલ, નિઃસહાય અનાથિની પવિત્ર શોકની પ્રતિમૂર્ત્તિ સ્વરૂપ નિર્જ્જન પર્ણ-કુટીરમાં નીરવે બેસી રહેતી હતી, અને પોતાના હૃદયની પ્રચંડ હુતાશન હોલવવાને માટે નિરંતર નયન–સલિલથી સમુદય દેહ પતાવિન કરતી, તે જગ્યા ઉપર ફુલાસિંહની દયા તેને શાંતિના અમૃતમય ક્રોડમાં આશ્રય આપવાને અગ્રસર થવા લાગી. ફુલાસિંહનું એ સર્વે કાર્યનું વિવરણ ક્રમે કરીને પંજાબ કેશરીના કર્ણગોચર થયું. રણજિત્‌સિંહે તેને બોલાવી મગાવ્યો, અને પૂર્વના પ્રમાણે સ્નેહની સાથે તેને પારકાની સંપત્તિ ગ્રહણમાં વિરત રહેવાને અનુરોધ કર્યો પરંતુ ફુલાસિંહ એ અનુરોધ રક્ષા કરવામાં સંમત થયો નહિ. રણજિતસિંહે તેને ઘણો સમજાવ્યો, પુષ્કળ ધન આપવા ચાહ્યું. વાગ્જાલ વિસ્તારીને શાંતિમય જીવનની શ્રેષ્ઠતા સાબેત કરવા લાગ્યો, પરંતુ કંઈજ માન્યું નહિ. તેની સલાહ, તેનું અંગીકૃત પુરસ્કાર, તેની વાક્ચાતુરીની મોહિની શક્તિ સર્વે ફુલાસિંહની આગળ પરાભવ સ્વીકાર કરી; ફુલાસિંહ રણજિત્‌સિંહનો વશીભૂત થયો નહિ. તે અટલ પર્વતની પેઠે પોતાના સાધનમાં અટલ રહીને પેહેલાના પ્રમાણે વિપન્નની વિપદ ઉદ્ધારમાં, દરિદ્રના દુઃખ મોચનમાં, અને ઉદ્ધત ને ગર્વિત ધનવાનોના ગર્વ હરણમાં વ્યાપૃત થયો. એ વખતે ફુલાસિંહના દલમાં ચાર પાંચ હજાર મનુષ્ય હતા. એઓ સઘળાઓ પોતાના દલપતિનો હુકમ પાળવામાં તૈયાર રહેતા. મહારાજ રણજિત્‌સિંહે જાણી લીધું હતું કે, ફુલાસિંહને ભય બતાવ્યાથી કંઈ ફળ થશે નહિ. ધીરભાવથી સ્નેહની સાથે નાના પ્રકારની લાલચ બતાવ્યાથી તેને વશમાં રાખી શકાશે. રણજિતસિંહે ફુલાસિંહના વિરૂદ્ધમાં પેહેલા સૈન્ય મોકલ્યું હતું પણ તે વશમાં આવ્યો નહિ, ત્યારે છેલ્લીવારે એક ઊપાય અવલંબન કર્યો. એ ઉપાયથી તેની વાસના ફલવતી થઈ. ફુલાસિંહ પંજાબ–કેશરીનો અનુગત અને ક્રમે કરીને તેનો પરમપ્રિય મિત્ર થઈ પડ્યો.

એ સમયથી મહારાજ રણજિત્‌સિંહની ક્ષમતા પરિવર્દ્ધિત થઇ. એ સમયથી ફુલાસિંહ અને તેના દલના લોકોનું અસાધારણ સાહસ અને પરાક્રમના ઉપર નિર્ભય કરીને રણજિત્‌સિંહ દુર્જ્જેય આફગાનોના વિરૂદ્ધમાં સમુત્થિત થયો તેણે અનેક યુદ્ધમાં એ સૈન્યદલમાં વીરત્વથી વિજય–લક્ષ્મીનો અધિકાર કર્યો હતો. ફુલાસિંહના દલના એક વીરપુરૂષના લોકાતીત સાહસથી મુલતાન અધિકૃત થયું અને ફુલાસિંહે પોતાનું અસાધારણ પરાક્રમ બતાવીને ભૂલોક—સ્વર્ગ કાશ્મીરને હાથ કર્યું. મહારાજ રણજિત્-

સિંહે જ્યારે સિંધુ નદી ઉતરીને આફ્ગાનિસ્થાનમાં પ્રવેશ કર્યો, બહુ યુગના પછી પંચનદના હિંદુ ભૂપતિના આધીનમાં જ્યારે હિંદુ સૈન્ય જેઓ શેરના યુદ્ધ-ક્ષેત્રમાં આફ્ગાનોની સામે થયા, ત્યારે ફુલાસિંહે જેવું લોકાતીત વીરત્વ દેખાડીને વિજય-લક્ષ્મીની સંબર્દ્ધના કરી, અને જેવી રીતે લોકાતીત સાહસની સાથે યવન સૈન્યને નિર્મૂલ કરતો કરતો છેલ્લે તે નઓશેરના સમરસ્થળમાં તે પવિત્રતામય પરમ તીર્થમાં, અકાતરથી અમ્લાન ભાવથી અનંત નિદ્રામાં નિદ્રિત થયો, તે ઇતિહાસના પાનાં સ્વર્ણાક્ષરથી અંકિત કરવા યોગ્યછે. એ મહાયુદ્ધમાં પેહેલા શિખોનું પરાક્રમ વિચલિત થયું હતું, પેહેલા પઠાણો જય્ થશે એવી આશા કરી હતી, રણજિત્સિંહના યુરોપિયન સેનાપતિ બેણટુરા અને એલાર્ડ પણ પેહેલા આફ્ગાનોના આક્રમણ નિરસ્ત કરવામાં પરાંમુખ થયા હતા. એ સંકટાપન્ન સમયમાં રણજિતસિંહ વિપક્ષિની ગતિ રોકવાને માટે પોતાના સૈન્યોને એકઠા કરવાની વૃથા મેહેનત કરતો હતો, વૃથા ઇશ્વિરનું અને પોતાના ગુરૂનું પવિત્ર નામ ઉચ્ચારણ કરીને સૈન્યોને અગ્રસર થવાનો અનુરોધ કરતો હતો, વૃથા અશ્વ ઉપરથી ઉતરીને નિષ્કાષિત તરવાર હાથમાં પકડીને, ભૈરવ રવથી સેનાઓને તેની પછવાડે આવવાને હુકમ કરતો, તેના તે અપૂર્વ વિક્રમથી, અપૂર્વ વિસ્તારથી અને અપૂર્વ સાહસથી કંઈપણ ફળ ફલ્યું નહિ. રણજિત્સિંહ છેલ્લીવારે હતાશ થઈને પડ્યો, સૈન્યોને યુદ્ધમાં વિમુખ જોઈને ક્ષોભથી અને રોષથી એકલો તરવાર ફેરવતો ફેરવતો વિપક્ષના વ્યૂહમાં પ્રવેશ કરવામાં ઉદ્યત થયો. એવા સમયમાં "વારે ગુરૂજિકી ફ્તે"! એ આશ્વાસપ્રદ વાક્ય તેના કર્ણગોચર થયા, એ વાક્ય દૂરાગત વજ્ર-નિર્ઘોષના ગંભીર રવથી તેના હ્દયના અંતરસ્થળમાં પ્રવેશ કર્યો અને તેથી એકીવારે આશા, ભરોશો અને આનંદનો તરંગ નાચી ઉઠયો. રણજિત્સિંહ સવિસ્મયથી વિસ્ફારિત ચક્ષે જોવા લાગ્યો, ફુલાસિંહે કાળા રંગનો વાવટો ઉડાડીને પાંચસોમાત્ર અકાલી—સૈન્યની સાથે "વારે ગુરૂજિકી ફ્તે!" શબ્દ બોલતો બોલતો તે ગમનાતીત પઠાણ—સૈન્યના વિરૂદ્ધમાં અગ્રસર થાય છે. તેણે ફુલાસિંહને વિપક્ષના આઘાતથી અશ્વ ઉપરથી પડતો જોયો હતો, એ આઘાતથી ફુલાસિંહનો પગ ભાગી ગયો હતો લોકોએ તેને ધરીને સ્થાનાંતરિત કર્યો હતો. રણજિત્સિંહે તેને જોયો હતો. આ વખતે તેને જોયું કે ફુલાસિંહના હાથીના ઉપર બેસીને વિપુલ ઉત્સાહની સાથે પોતાના સૈન્યોને ચલાવવા લાગ્યો. ગોળીઓના આઘાતથી તેનું દેહ ક્ષત વિક્ષત થયું છે, તેમાં નજર નથી, પ્રશસ્ત લલાટે ભીતી—વ્યંજક રેખાનો આવિર્ભાવ નથી. વિસ્તૃત લોચન હ્દયમાં દુશ્ચિતા તથા નિરાશા— સૂચક

કાલિમાનો આવેશ નથી. ફુલાસિંહે હાથી ઉપરથી નિર્ભયમાં જલદ—ગંભીર સ્વરથી કહ્યું કે "વારે ગુરૂજિકી ફતે?" તેના સૈન્યો ગુરૂ ગોવિંદસિંહના મંત્ર પૂત છે—એ પ્રાતઃસ્મરણીય વાક્યથી ઉત્સાહિત થઈને પઠાણ સૈન્ય નિર્મલ કરવામાં અગ્રસર થાય છે. ફુલાસિંહની આ તેજસ્વિતા જોઈને પંચ-નદનો અધીશ્વર પ્રીત, ચમત્કૃત અને આશ્વાસયુક્ત થયો. કેવા બળથી ગોવિંદસિંહનું મૃત્યુ થયું છે? કેવા બળથી ગુરૂ ગોવિંદસિંહની મહાપ્રાણતા તેના દેહની સાથે ચિર દિવસને માટે વિલુપ્ત થઈ ગઈ છે? ઓગણીસમી સદીમાં નઓશેરાના આ પવિત્ર યુદ્ધક્ષેત્રમાં પણ ગોવિંદસિંહ વર્તમાન રહ્યો છે; તદીય જીવંત ઉત્સાહપૂર્ણ વાક્ય અને સમરભૂમિમાં પણ તેના પ્રતિષ્ઠિત સંપ્રદાયને મતાવી મૂક્યો છે. ફુલાસિંહ આજ ગુરૂ ગોવિંદની મહાપ્રાણતાની મહિમાન્વિત થઈને તેનો મંત્ર પૂત શોણિત અકલંકિત રાખવાને ઉદ્યત થયો છે, આ વિનશ્વર જગતમાં શિખ—ગુરૂની એ મહિમાનો વિલય થશે નહિ. મહારાજ રણજિત્‌સિંહ ફુલાસિંહને પઠાણના વ્યૂહ ભેદમાં અગ્રસર થતો જોઈને અસામાન્ય વિક્રમથી યુદ્ધ કરવાનો આરંભ કર્યો. આ વખતે ફુલાસિંહનું પરાક્રમ પઠાણો સહન કરી શક્યા નહિ. અકાલીઓ મુહૂર્ત મુહૂર્તમાં યવન-સૈન્ય નિર્મૂળ કરવા લાગ્યા. ક્રમે કરીને રણજિતસિંહનું બીજું સૈન્ય આવીને અકાલીઓની સાથે મળી ગયું. ફુલાસિંહ જે હાથી ઉપર બેઠો હતો, તેના માહુતના શરીરમાં એક એકના પછી ત્રણ ગોળી પ્રવેશ થઈ હતી ફુલાસિંહને પણ એક ગોળી લાગી હતી. તથાપિ તેણે દૃઢતાની સાથે હાબુમાં હાથી ચલાવવાને માહુતને હુકમ આપ્યો. આહત માહુત આ વેળા હુકમ પાળવામાં અશક્ત થયો. ફુલાસિંહના પુનઃપુનઃહુકમથી પણ માહુત જ્યારે અગ્રસર થયો નહિ, ત્યારે ફુલાસિંહે સક્રોધથી માહુતનું મસ્તક લક્ષ્ય કરીને પિસ્તોલ છોડી તેથી માહુત પડીગયો. ફુલાસિંહે હસ્તસ્થિત તરવારના અગ્ર ભાગદ્વારા હસ્તી ચાલના કરીને શત્રુમાં પ્રવેશ કર્યો. સાહસિક વીરપુરૂષે એવી રીતે વિપક્ષિયોમાં ઉપસ્થિત થઇને સૈન્યોને ઉત્સાહિત કરવા લાગ્યો. એ વખતે શત્રુના પક્ષની એક ગોળી આવીને તેના લલાટમાં પ્રવેશ થઈ. વીર-કેશરી એ આઘાતથી પરિત્રાણ પામ્યો નહિ. તેના પ્રાણશૂન્ય દેહ હાઓદાર મધ્યે પડી ગયો. અધિનાયકના મરણથી અકાલીઓનો છત્રભંગ થયો નહિ. તેમણે પૂર્વાપેક્ષા સાહસ અને રોષની સાથે વિપક્ષીઓને આક્રમણ કર્યાં. આફ્ગાન-સૈન્ય એ આક્રમણથી સ્થિર ન રહી શકતાં રણક્ષેત્રથી પળાયન કરવા લાગ્યું. નઓશેરાના સમરાંગણથી ફુલાસિંહના લોકાતીત પરાક્રમથી વિજય-લક્ષ્મી પંજાબ-કેશરીના અંકશાયિની થઈ.

પઠાણોએ ઘણા વિસ્મય સહકારે ફુલાસિંહના આવા લોકાતીત વીરત્વ-

ની પ્રશંસા કરી હતી. જે સ્થળમાં ફુલાસિંહનું મૃત્યુ થયું, તે જગ્યા ઉપર એક સ્તંભ બનાવ્યો હતો. એ જગ્યા હિંદુ અને મુસલમાન બંનેનું એક પરમ પવિત્ર તીર્થમાં પરિગણિત થયું છે. હિંદુ અને મુસલમાન, બંને સંપ્રદાય આ પવિત્ર તીર્થમાં આવતા હતા, અને ઉભય સંપ્રદાય ભક્તિ-રસાર્દ્ર હૃદયથી ફુલાસિંહના ઉદ્દેશથી સ્તુતિવાદ કરતા હતા. જ્યાં સુધી એક ચક્ષુ વૃદ્ધ શિખભૂપતિ જીવતો હતો, ત્યાં સુધી જ્યારે નઓશેરાના યુદ્ધના પ્રસંગમાં ફુલાસિંહની વાત થતી ત્યારે તેની ઉજ્જ્વલ આંખ ઉજ્જ્વલતર થતી, અને તેથી અવિરલ ધારાથી મુક્તાફળ બાહાર નીકળી ગંડ દેશમાં પડતા. વીર-ભક્ત વીર-કેશરી એવી રીતે પવિત્ર શોકાશ્રુથી ફુલાસિંહનો પરલોકગત પવિત્ર આત્મા સંતૃપ્ત કરતો.

---

# પંજાબ કેસરી રણજિતસિંહની વીરનારી

## ચન્દા.

ચન્દા ભારતીય ઈતિહાસના પડદાનું એક ઉત્તમ ચિત્ર છે. ઉત્તમ ચિત્ર કહીને અદ્યાપિ વૈદેશિક ટીકા કરનારાઓ એને લઈને કૌતુક પ્રિય જનનોની સામે આષ્ફાલન કરતા ફરે છે એ આષ્ફાલન જેઓ જુવે છે, અથવા લોક પરસ્પરથી એની વાત સાંભળે છે, તેઓમાં કોઈ કોઈ અટ્ટહાસ્યથી તાળીના અવાજથી ચો તરફ પ્રતિધ્વનિ કરે છે, કોઈ ધિકારથી મુખને ખરાબ કરીને એક અસહાય પતિત જાતિના દેહમાં કલંકનો દુર્ગંધ પંક લગાડે છે, કોઈ કોઇતો દુઃસહ મર્મ-વેદનાથી અધીર થઇને ઉદ્દેશમાં તર્જની સંચાલન કરે છે, અને કોઈ કોઇતો નિર્જનમાં ગંભીર ભાવથી અતીત ઘટના પર્યાલોચના કરીને દુઃખથી, ક્ષોભથી અને અભિમાનથી દીર્ઘ હાય નાખે છે. એના કરતાં બીજું વિચિત્ર આષ્ફાલન તે કયું હોય?

અમે કહીએ છિયે કે એ આષ્ફાલન કંઈપણ વિચિત્ર નથી. એ હૃદયનો અપરિવર્તનીય ધર્મ અથવા પ્રકૃતિ-તરંગિણીનો જરૂર થવાવાળો તરંગ-લીલા છે. જ્યારે જે પરિદૃશ્યમાન સંસારની સામે પોતાનો પ્રભાવ વિસ્તારેછે ત્યારેજ માનવ-પ્રકૃતિ તેના વિચારમાં લાગે છે, ત્યારેજ માનવ-કલ્પના ઉચ્ચતર ગ્રામમાં આરોહણ કરીને ધીરે ધીરે તેના અંતર્ગત ધર્મ ઘણાક વર્ણમાં રંજિત કરે છે. એ ધર્મ અથવા કલ્પનાબલથી તે કદાચ સમાજમાં પૂજનીય થઈને અનેકોના હૃદયગત શ્રદ્ધા અને પ્રીતિની પુષ્પાંજળિ પામવાને અધિકારી થાય છે, અથવા કદાચ કલંક અને નિંદાના પંકમાં આકંઠ

નિમગ્ન થઇને ધિક્કારના અદ્વિતીય પાત્ર થઇ રહે છે. નીલાકાશમાં મૃદુમધુર સંગીત-સુધા વરસે છે અને પોતાના ખુબસુરતીની મહિમાથી પોતેજ મુગ્ધ થઈને શ્યામલ તરૂની ડાળીએ ડાળી નાચતા ફરે છે, ત્યારે તેના વિષય કોણ વિચાર કરે છે? કોણ પ્રાણિ વૃત્તાંતનાં પ્રતિ પત્ર તેની સ્તુતિ-ગીતિમાં પરિપૂરિત થાય છે? કોણ કઠોર સમાલોચનાના તીવ્ર બાણથી તેના અયત્નરક્ષિત સુંદર દેહને ક્ષત વિક્ષત કરે છે? પરંતુ એ પક્ષી જ્યારે લોક-લોચનના સામે આવે છે, ત્યારે એના સંબંધમાં કેટલુંક તુમુલ આંદોલન થાય છે, વૈજ્ઞાનિકોની કલમ એનો યશ, ગુણ ઇત્યાદિના સંબંધમાં કેટલાક અજસ્ત્ર વિષયોનો સંગ્રહ કરીને વિજ્ઞાન ભાંડાર પૂર્ણ કરે છે. ત્યારે કોઈ કોઈતો એ પક્ષીનો પ્રાણ-વિયુક્ત કરીને ઉત્કટ સ્વાર્થ પરતા ચરિતાર્થ કરે છે. કોઇ કોઈતો વિરાગથી વિતૃષ્ણાથી એનું કોમલ-દેહ વિચ્છિન્ન કરીને તેનાં કોમલ પડોને એક જગ્યા ઉપર નાખી દઈને પોતાના અહંકારની ઓળખાણ આપે છે,

ચન્દા જો આ વંનવિહારી વિહંગીના પ્રમાણે પોતાના મહિમાથી પોતે વિમુક્ત રહેત; અથવા વિમુગ્ધ થઇનેજ પોતાનો મહિમા વિકાશ કરીને પોતેજ સુખી થાત તો તેથી તે કદી કોઈનું પણ વિષોક્ત બાણ તથા પ્રીતિ-પુષ્પાંજલિનું લક્ષ્ય થાત નહિ. અનંત-પ્રસારિત ગગનતલે શૂદ્ર નક્ષત્ર-વિંદુ પ્રમાણે અથવા અનંત-વિસ્તૃત જલધિ-હૃદયમાં નગણ્ય જલબિંબના પ્રમાણે તે નીરવે ઉત્થિત થઈને નીરવેજ વિલયને પામત પરંતુ ચન્દા, એવી નીરવેથી સમુત્થિત થઈ નહોતી ઘણાકોએ વિસ્મય-સ્તિમિત નેત્રથી તેનું સમુત્થાન જોયું હતું; ઘણાકોએ મંત્રણાપછી રાજનીતિજ્ઞના હૃદયમાં તેનો સમુત્થાન આશંકા ઉત્પાદન કર્યો હતો. ઓયાટર્લુના ભીષણ ક્ષેત્રમાં જેઓ ડગ્યા નહોતા, પલાશીના શોણિત સ્ત્રોતદર્શનથી જેઓ વિચલિત થયા નહોતા, રાજનીતિનું રહસ્ય ધારણમાં જેઓએ અસામર્થ્ય પ્રકાશ કર્યું નહોતું, જેઓ વારિધિ-વેષ્ટિત એક ન્હાના દ્વીપમાં રહીને સમગ્ર પૃથિવીના વીરત્વ અને રાજનીતિજ્ઞતાની પૂજા પામતા આવેલા હતા, ભારતના ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ એક થઇને જેઓની પ્રભુશક્તિની આગળ મસ્તક અવનત કરતા હતા ચન્દા તેઓને નિસ્તેજ વણિક પ્રકૃતિક કહીને ઉપહાસ કરતી હતી; તેઓની વિભીષિકા ચન્દાના તેજસ્વિ હૃદયના કઠણઆવરણને ભેદ કરવાને અસમર્થ થતા હતા. એવીરીતે તેજસ્વિની અને ઇતિહાસ-પ્રસિદ્ધ લલનાનું ચરિત્ર લઈને જે વૈદેશિક સમાલોચકો આષ્ફાલન કરશે, તેમાં કંઈ વિચિત્ર નથી.

પરંતુ વિડંબનાના ઉપર વિડંબના એ છે કે, ચન્દાએ જેઓના હૃદયમાં

આઘાત આપ્યો છે, જેઓને વિકલાંગ કરવાને યથાસાધ્ય પ્રયાસ કર્યો છે. તે-ઓજ ચન્દાનાં ચરિત્ર-પટના ચિત્રકર થઇને સાધારણની સામે ઉપનત થયાછે. તેથી એતત્ પ્રસંગથી તેઓનું આષ્ફાલન પોતાની નિયમિત સીમા અતિક્રમણ કરીને ઘણુંક દૂર ગયું છે. માનવ મન સહજ દુર્બલ છે. સહ-જમાં ચંચલતા અને સહજથી તારલ્ય વિકાશ કરેછે. એ ધીરતા અને વિવેકના અવલંબનથી ન ચાલ્યાથી આ અપરૂપ સંસાર પ્રલય–પયોધિના જલોચ્છવાસમાં એકવાર નિમગ્ન થઈ જાયછે. પદ્મપત્રના ઉપર વારિ–બિંદુ જ્યાંસુધી સ્થિર ભાવથી રહી શકેછે, ત્યાંસુધી મન ધીરતા અને વિવેકવિહીન થાય તો તેનાથી કર્ત્તવ્ય–બુદ્ધિ એકવારે સ્તંભિત થઈ જાય, અકર્ત્તવ્ય–બુદ્ધિના અભાવથી જો અકાર્ય કરવામાં આવે તો તેનાથી ચન્દાનું ચરિત્ર આંકવામાં નિઃસંદેહ તે અકાર્યાનુપાતની છાયા આવી પડેછે.

ચિત્રકર ચિત્રના યથાયથ સ્થલમાં યથાયથ વર્ણ પ્રતિફલિત ન ક-રેતો ચિત્ર ઘણું કદાકાર અને અશ્રદ્ધેય થાયછે. વૈદેશિક ચિત્ર કરનારાના હાથથી ચન્દાનું ચિત્ર પણ ઠીક તેનાં જેવુંજ કદાકાર અને અશ્રદ્ધાવાળું થયું છે. વિશાલ બ્રહ્માંડના જે કંઈ કલંક છે, જે કંઈ પંકિલ પદાર્થછે અને જે કંઇ અસ્પૃશ્ય ધિઃકારવાવાળી સામગ્રી છે, ચિત્રકરે અમ્લાન વદનથી, અ-સંકુચિત હૃદયથી તત્સમુદય સંગ્રહ કરીને ચન્દાનું ચિત્ર આંકયું છે. કલંકજ એ ચિત્રનું ઉપાદાન છે. અને એ નારીને કલંકિની કરીને તત્સંસ્રષ્ટ એક પ્રબલ જાતિના ઉપર સાધારણને વિરાગ પેદા કરવાનો એ ચિત્રનો ઉદ્દેશ છે. ચિત્રકર આ ઉપાદાન એકત્ર કરવામાં અને એ ઉદ્દેશને સાધવામાં ઘણોખરો પાર પડયો છે. તેની સહિષ્ણુતા અને ઉદારતાની વિશેષ પ્રશંસા એ છે કે, તે એ સઘળા કલંકનો બોજો ઉચકવામાં કોઇપણ રીતે કાતર થયો નથી, એની ખરાબ બદબોથી નાક સંકુચિત કરીને કોઈ પણરીતે મુખને ખરાબ કરી શકયો નથી. સંસાર વિરાગી પરમાત્મનિષ્ટ પ-રમહંસના પ્રમાણે તે સઘળી જાતના બદબોવાળા પદાર્થને આદરથી અવિ-કાર ચિત્તથી હાથમાં લઇને પોતાનું કામ બજાવેલું છે. એનાથી તિરસ્કાર, લજ્જા અથવા વિરાગ આવીને તેના કામને રોકી શકતો નથી. એવી રીતે ધીરે ધીરે કલંકની રેખાપાત કર્યાથી ચિત્રની સર્વ જગ્યા કલંકવાળી થઈ પડી-છે. એની કોઈપણ જગ્યાપર કમનીયતાનો વિકાશ નથી, કોઈપણ જગ્યા-પર સરલતાની સ્ફુર્ત્તિ નથી, અને કોઇપણ સ્થાનમાં પવિત્ર સૌન્દર્યનો મ-દાલસ–વિભ્રમ નથી. અવાયુ સંતાડિત અપાર જલધિમાં જેમ એક ની-લિમા તરતી જણાયછે, નિષ્કંપ જલધરપટલે આચ્છાદિત ગગનમાં જેમ એક કાલિમા લીલા કરેછે, એ ચિત્રના પ્રતિ રેખામાં તેવોજ એક કલંકનો

વિકાશ નજરે આવેછે. સવાસના, લોલ-રસના રૂધિરોક્ત-દેહા દિગંબરી ભૈરવીની મૂર્તિમાં અથવા રામની વીર-ચુડામણિના પ્રેમ-ભિખારિણી મૈશરી રાજ-બાલામાં પણ માધુર્ય અને પવિત્રતાનો આભાસ સંભવેછે, પરંતુ આ ચિત્રમાં અણુમાત્ર માધુર્ય અને પવિત્રતાનો રેખાપાત સંભવતો નથી. કાલના કરાલ રાજ્યમાં તીવ્ર ઝેરવાળાં જેટલાં નરક છે, તે સર્વનો પ્રતિબિંબ આ ચિત્રમાં પ્રતિફલિત થયો છે. ચન્દાના અને ચન્દા સંસ્રષ્ટ મતિની સાથે જેઓની સહાનુભૂતિ નથી, એઓના અભ્યુદયમાં જેઓના લાભની સ્પૃહા નથી, તેઓ આ કલંકમય ચિત્રની કલંકિની આભા જોઇને કરતાલિ-ધ્વનિની સાથે અટ્ટહાસ્યમાં ઉપહાસ કરશે, તેમાં પણ કંઈ વિચિત્ર નથી.

પરંતુ વૈદેશિક ચિત્રકરના સર્વ ભારતીય ઈતિહાસ-પટમાં એવી રીતની કાલિમા વિસ્તાર થયલી જોવામાં આવેછે, એવું અમે પ્રાણાન્તે પણ કહીશું નહિ. કેટલાક વૈદેશિકોએ ધીરતા અને વિવેકની મંત્રણાથી ચન્દાની સાથે વિલક્ષણ સદ્‌વ્યવહાર કર્યોછે, અને ન્યાયની તરફ ચાહીને ચન્દાના કાર્ય-કલાપની સમાલોચના કરીછે. એઓની પ્રતિભા-બલે પૂર્વોક્ત કાલિમા અપસારિત થઇને ચન્દાના ચરિત્રમાં યથાયથ વર્ણ પ્રતિફલિત થયો છે. અમે જો એ વાત સ્વીકાર ન કરીએતો અમે ઘણા અકૃતજ્ઞ થઇએ, હૃદયહીન અને અમાનુષ્ટ-પ્રકૃતિવાળા થઇએ. દરિદ્ર, નિપીડિત અને અસહાય ભારતવર્ષ દીર્ઘ નિઃશ્વાસની સાથે આ અપક્ષપાત પુરૂષ-શ્રેષ્ઠોને અભિવાદન કરેછે.

ક્યાં ક્યાં પાપ-કાર્ય જોઇને વૈદેશિકો ચંદાને કલંકિની જાણીને બતાવેછે, અમે આ જગ્યાપર તેનો કંઈપણ ઉલ્લેખ કરશું નહિ. ચંદા ધીરે-ધીરે જ્યારે રાજાધિરાજ રણજિત્‌સિંહના અંતઃપુરમાં પ્રવેશ થઈ, ધીરે ધીરે જ્યારે રણજિતની સહધર્મિણીરૂપથી પરિગૃહીત થઇને પોતાનો ભવિષ્ય ક્ષમતાનો રેખાપાત કર્યો, અને ધીરે ધીરે જ્યારે કોહિનુરની કાંતિથી વિભાસિત થઇને લાહોરની દરબારમાં રાજનીતિની પર્યાલોચના કરતી હતી, વૈદેશિકોના નેત્ર ઉપર ત્યારે તેની પાપીયસી મૂર્ત્તિ પ્રતિબિંબિત થઇ હતી, તે મૂર્ત્તિનું ધ્યાન કર્યાથી પણ હૃત્કંપ થતું હતું. એના પછી ચંદા જ્યારે પોતાના નિયતિનેમિના બહુવિધ આવર્ત્તન પછી કેદખાનામાંથી વિમુક્ત થઈને વારિધિ-વેષ્ટિત અપરિચીત અને અજ્ઞાત સ્થાનમાં આવી પોહોંચી અને એ જગ્યા ઉપર જ્યારે અદૃષ્ટલિપિ તેના જીવન-સ્રોત કાલના અનંત સ્રોતમાં મળી ગયો, ત્યારે પણ ચંદાને દયાની આંખે જોવામાં આવી નહોતી એટલુંજ નહિ પરંતુ જે સર્વ પુરૂષસિંહે પોતાનાં

૧૩

અસાધારણ મહાપ્રાણતા અને અતુલ્ય વીરત્વ દેખાડીને એક સમયે સર્વ-ને સ્તંભિત કરી મૂકયા હતા. સત્દૃદયવાન મનુષ્યો આજસુધી જેઓની અપૂર્વ દેશ–હિતૈષિતાનું સંમાન રક્ષા કરતાં આવેછે, કલંકિની ચંદાના સં-શ્રવમાં રહ્યાથી તેઓપણ કલંકિત થઈને ઈતિહાસના પાને પાને લીલા–મ-ર્કટના પ્રમાણે નાચેછે. એ સઘળી કલંકની વાત સાંભળ્યાથી પણ કાનમાં હાથ મૂકવો પડેછે. વૈદેશિકોએ એ પાપ, એ કલંક, એટલા ઢગલા ઢગલા-માં સંચય કરી રાખ્યાછે કે, ભારતમહાસાગર સેકડો વર્ષ પરિશ્રમ કરે તો પણ એ સાફ થઈ શકશે નહિ, હિમાલય પોતે ગગનસ્પર્શી શૃંગાવલીને પાતિત કર્વા છતાં પણ એને ધુલ-રાશિમાં લાવી શકશે નહિ.

અમે ચંદાને ચિરકાલ દયાની આંખથી જોશું. કઠોર આધાતથી કઠોર પ્રહારથી જે અબલાનું શરીર ક્ષતવિક્ષત થયું છે, તેને પાછો પદાઘાત કરવો એ મહાપાપ છે એવું ચિરકાલ અમે મનમાં રાખશું. અબલા ચિરદિન પ્રીતિની પુતળી છે. અબલા ચિરદિન દયાની પાત્ર છે એના પછી જ્યારે જોઇએ છિયે, ઘણા લોકોએ ઘણી તરફથી એક અબલાને પકડીને અશ્રુત પૂર્વતાડના કરેછે, અવાચ્ય ભર્ત્સનાના તીક્ષ્ણ બાણથી તેનું હૃદયગ્રંથિ વિછિન્ન કરેછે અને મરવા છતાં પણ નિરસ્ત ન થતા અકથ્ય કલંકનો મંત્ર ઉચ્ચારણ કરીને તેના પરલોકગત આત્માનું તર્પણ કરેછે, ત્યારે કોણ કયાં પ્રાણથી તે અબલાના મૃતદેહમાં આઘાત આપવાને ઉદ્યત થાય? કોણ કયાં પ્રાણથી તેના શત્રુઓના ઉદ્દ્ઘોષિત નિંદાવાદની પુનરૂદ્ઘોષણા કરે? એ વાસ્તેજ અમે દીર્ઘ નિઃશ્વાસની સાથે કહીએ છિયે કે, વૈદેશિક સમા-લોચકોએ ચંદાના ચરિત્રમાં જે જે કલંકનો આરોપ કર્યો છે, તેનો પુનરૂલ્લેખ કરીને લેખનીને કલંકિત કરીશું નહિ. આ જગ્યાપર અનેક પૂછી શકશે કે, ચંદાના પ્રતિ જે જે દોષ આરોપિત થયાછે, તે સઘળા સત્ય હોયતો પ્રકાશ કરવામાં દોષ શું છે? એ પ્રશ્નનો ઉત્તર આપવાની આગમજ લોકો ચંદાને જે જે કલંકથી કલંકિની કરેછે, તે સર્વ પ્રકૃત બનાવના ઉપર સ્થા-પિત છે કે નહિ? તેની પેહેલા મીમાંસા કરવી જોઇએ. એ મીમાંસા એક-વારે કરવી અસાધ્ય નથી. શત્રુઓ જે જે વિષયનો ઉલ્લેખ કરેછે તે સ-ઘળા વિષયના ઉપયુક્ત પ્રમાણ દ્વારા દૃઢતર થયા નથી, તેથી તેના ઉપર સેહેલાઈથી વિશ્વાસ સ્થાપિત થઈ શકતો નથી. એક બાજુએ ચંદાના અનન્યસાધારણ પ્રભાવ હતાં, શત્રુઓએ તેનો કંઈપણ ઉલ્લેખ કર્યો નથી. ઘટનાવલીની એવી અસંપૂર્ણતામાં એક રીતે શાબેત થાયછે, વિપક્ષ સંપ્ર-દાય કેવળ વિષમ અન્તર્દાહમાં અધીર થઈને ચંદાને સાધારણની આગળ અપદસ્થ કરી છે. તેથી આરોપિત દોષ પ્રકાશ કરવાનું ફળ શુ? એ થવું

સંભવ છે કે, ચંદા અબલા–સુલભ કમનીયતાના વશીભૂત થઈને એક જણના ઉપર અધિક અનુગ્રહ દેખાડે, અથવા એક જણને અધિક પ્રીતિ કરી શકે, ન્યાયના અનુરોધથી અમે એ અવશ્ય સ્વીકાર કરીએ છિયે કે, પંચનદીની અધીશ્વરી એવા પક્ષપાતિત્વ દોષમાં ગણવા જેવી છે. એને વાસ્તે ચંદાને અપરાધિની બોલવામાં અમે સંકુચિત નથી. પરંતુ "અપ-રાધિની" કહેવાની આગમજ એકવેળા હાય મારશું. અનુગ્રહ પ્રદર્શન અને પ્રીતિ કરવી એ અબલા–હૃદયનો અનિવાર્ય ધર્મ છે. ચંદા અબલા–હૃ-દયની અધિકારિણુ થયાથી એ અબલા–ધર્મને પ્રકાશ કર્યો છે. વિચારક જગતે એનાથી પણ તેને માર્જના કરી નથી. જેઓ જગતની સામે પો-તાનો પ્રભાવ વિકાશ કરે છે, તેઓના હૃદયના દરેક સ્તર એવાં કઠોરભાવ-માંજ પરીક્ષિત રહેછે.

ચંદામાં ચાહે તો હજારો અપરાધ હોય તો પણ તેણે પંજાબમાં જેવી રીતે પોતાનું પ્રભુત્વ વિસ્તાર કર્યું હતું અને સર્વની ભક્તિ ને શ્રદ્ધા આકર્ષણ કરી હતી, તેને વાસ્તે તેનું નામ અનંત કાલ ઇતિહાસની સ્તુ-તિગીતિમાં ઘોષિત થશે. ચંદા જ્યારે પોતાનો અપૂર્વ પ્રભાવ અને અ-પૂર્વ પ્રતિભાના બલથી સૂક્ષ્માનું સૂક્ષ્મ રૂપથી રાજ્યકાર્ય પર્યાલોચના કરવા લાગી હતી, ત્યારે સમસ્ત પંચનદ સસંભ્રમમાં ઉઠીને તેના લોકાતીત તેજો-મહિમાની આગળ મસ્તક અવનત કર્યાં હતાં. દરબારના સર્દારો ત્યારે તેને રણજિત્‌સિંહની ઉપયુક્ત તેજસ્વિની મહિષી જાણીને શ્રદ્ધા કરવા લાગ્યા હતા, અને રાજ્યની પ્રજાઓ ત્યારે તેને રક્ષાકર્ત્રી માતા સમજીને ભક્તિ કરવા લાગી હતી. હાલ અમે ચંદાની એ તેજસ્વિતા અને પ્રજા સાધા-રણની આ ભક્તિ અને શ્રદ્ધાના વિષય ટુકામાં કહીને આ પ્રબંધનો ઉપસં-હાર કરશું.

દિલીપસિંહ જ્યારે પંજાબની ગાદીએ બેઠો ત્યારથીજ ચંદાની ક્ષ-મતાનો વિકાશ થયો હતો. ચંદા એટલા દિવસ સુધી ખાણના અંધકાર-મય ગર્ભમાં રહીને પોતાની પ્રભાથી પોતેજ દીપ્તિ પામતી હતી. હાલ ખા-ણની અંદરથી નીકળીને ચોતરફ તે દીપ્તિ વિસ્તાર કરવા લાગી. રણજિત-સિંહના પરલોક પ્રાપ્તિના પછી પંજાબ રાજ્યમાં જેવું અંતર્વિદ્રોહના ભયાવહ તરંગમાં આન્દોલિત થયું હતું તે ઈતિહાસ-પ્રિય પાઠકો સવિશેષ જાણે છે. દિલીપસિંહ એ સમયે નાનો હતો, તેથી રાજ્યસંબંધી કોઈ કાર્યમાં તેનો હાથ નહોતો. ચંદા એ સંકટાપન્ન સમયમાં લાહોરની ગાદી ઉપર બેસીને રાજ્યની સારી વ્યવસ્થા કરવાને માટે યત્ન કરતી હતી. તે દરરોજ નિય-મિત સમયે દરબારમાં જઈને રાજ્ય-કાર્ય પર્યાલોચના કરતી હતી, તે રોજ

પોતાના પુત્રનું રાજ્ય નિષ્કંટક અને નિરૂપદ્રવ કરવાને વાસ્તે રાજનીતિના ગુઢતમ મર્મ ઉદભેદ કરીને સર્વને અજાયબ કરી મૂકતી હતી. જે એ પ્રતિકૂલપ્રવાહ પરસ્પર ઘાત પ્રતિઘાતથી હિંસા પરાયણ થઇને એલાભૂમિભાંગી નાખતી હતી, ચન્દાના પ્રભાવથી તેનો એક સ્રોત મળીને શાંતભાવે પ્રવાહિત થયો હતો. જેઓ દીર્ઘકાલ કેશાકેશિ, હસ્તાહસ્તિ અને શોણિત સ્રાવથી અધીર થઈને ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમથી પરસ્પર પરસ્પરને રોષ-કષાયિત નેત્રથી નિરીક્ષણ કરતા કરતા દર્પથી સ્પર્દ્ધા કરતા હતા. ચન્દાના પ્રભાવથી તેઓ એક પ્રાણ થઈને પરસ્પરને પ્રીતિ ભાવે આલિંગન કર્યા. જેનું હૃદય એવું તેજસ્વિતાનું પરિપૂર્ણ હતું, જેનું મન એવું ઉચ્ચતર ગ્રામમાં આરૂઢ હતું તે કદિ અસાર તથા અપદાર્થવાળા થઇ શકતા નથી.

જ્યારે ચન્દા પંજાબના શીર્ષસ્થાનમાં વર્ત્તમાન હતી, ત્યારે રાજા લાલસિંહ વજીરના પદમાં આરૂઢ હતો. લાલસિંહમાં કોઈ રીતના દીવાનપણાના ગુણ નહોતા પંજાબની સઘળી જગ્યાપર તેના ઉપર વિરાગ જોવામાં આવતો હતો. લાલસિંહ પંજાબમાં રહીને ઉચ્ચતમ સૌભાગ્યનો અધિકારી થયો હતો ખરો, પરંતુ કોઈ વખતે પણ તેના કોઈ પણ ગુણનો વિકાશ થયો નહોતો. તેનું સૌન્દર્ય કેવળ દેહમાંજ પર્યવસિત થયલું હતું. એણે આભ્યંતરીણ પ્રકૃતિનું-ઉત્કર્ષ સાધન કર્યું નહોતું; શાસન-ક્ષમતા કેવળ અંતઃપુરપ્રકોષ્ટમાંજ સીમા બદ્ધ હતું, એ બહિઃપ્રદેશમાં પ્રસારિત થઇને રાજ્યની ઉન્નતિ સાધન કરી નહોતી; રણ-નિપુણતા કેવળ તોષામોદ-પ્રિય કુપોષ્ય સંપ્રદાયના સમક્ષમાંજ પ્રકાશિત હતી, એ રણસ્થલમાં જઇને સૈન્યોને ઉત્સાહ આપતો નહોતો. વસ્તુતઃ લાલસિંહ શિખ સમાજમાં ધૂમકેતુ સ્વરૂપ હતો. ચન્દાએ એ ધૂમકેતુના ઉપર કંઈ પણ વિરાગ દેખાડયો નહિ. પ્રત્યુત ઘણીક રીતે તેને મદદ આપવા લાગી. ચન્દાના ચરિત્રનો આ ભાગ ઘણો ક્ષીણ અને ઘણો દુર્બળ હતો. આ ક્ષીણતા અને આ દુર્બળતા ચન્દાની અબળા-પ્રકૃતિના દોષ હતા. ચન્દા લાલસિંહના પ્રતિ વિશેષ અનુગ્રહ દેખાડતી હતી અને તેને સાધારણ લોક કરતાં વધારે ચહાતી હતી; અનુગ્રહ અને ચહાવાના પાત્રનો દોષ ચન્દાના ચક્ષે દોષ જાણીને સમજાયો નહોતો. અમે આગળ કહી ગયા છિયે અને હાલ પણ કહીએ છિયે કે ચન્દાના આ દોષ અબળા-હૃદયનો દોષ જાણીનેજ અમે ચિરકાલ દયાની આંખે જોશું.

રણજિતના મૃત્યુના પછી ખાલસા સૈન્યની વિશૃંખળા અને યથેચ્છાચારિતા જોઈને અંગ્રેજોએ પોતાની સીમાંત પ્રદેશ રક્ષા કરવાનો બંદોબસ્ત

કર્યો હતો. એ વાસ્તે બહુસંખ્યક સૈન્ય બ્રિટીશ રાજ્યની સીમામાં ગયું. બ્રિટીશ ગવરમેન્ટના એ ઉદ્યોગ દર્શનથી ખાલસાઓના હૃદયમાં નાના પ્રકારની આશંકાના તરંગથી આન્દોલિત થવા લાગ્યું. ચન્દા પણ એ તરંગના હાથથી રક્ષા પામી નહિ, તે સીમાન્ત ભાગે અંગ્રેજોના સૈન્ય-શૃંખલા જોઈને વિચાર કરવા લાગી; બ્રિટીશ ગવરમેન્ટ પોતાની સીમામાં જેવી રીતે ઘાટ બાંધેછે તેનાથી એકદમ પંજાબરાજ્ય આક્રાન્ત થઈ શકશે, પૂર્વ-સ્મૃતિ આવીને તેના એ વિચારને મદદગાર થઈ. ચન્દાએ પાછો વિચાર કર્યો કે, અંગ્રેજો એવી રીતે કૌશલથી ભારતમાં પોતાનું રાજ્ય વિસ્તર્યું છે એવી રીતની કૌશલથીજ સ્વાધીન રાજ્યોને પરાધીનતાની લોખંડની સાંકલથી ચકડાવી મૂકયાં છે. એ કૌશલના બલથીજ દક્ષિણમાં મરાઠા દીર્ઘ કાલ હસ્ત સંચાલન, પદ-વિક્ષેપન અને શોણિત-મોક્ષણના પછી કાલના બિકટ શ્મશાનમાં સુતા છે, અને એ કૌશલના બલથીજ મુસલમાન યોગરત તપસ્વીની પેઠે ઉર્દ્ધ નેત્રવાળા થઇને પોતાના પૂર્વ ગૌરવનું ધ્યાન કરે છે. એવી રીતના વિચારથી અધીર થયાથીજ ચન્દા પ્રથમ શિખ યુદ્ધાનલમાં ઇન્ધન સંગ્રહ કરવાને પરાંમુખ થઇ નહિ. જે આશંકાથી ખાલસાઓ મદમત્ત હાથીના પ્રમાણે શતદ્રુ પાર થઇને બ્રિટીશ રાજ્યને આક્રમણ કર્યું હતું તે આશંકાથીજ ચન્દાએ તેઓને નિરસ્ત ન કરતાં ઉત્સાહિત કર્યાં. એનાથી ચન્દાની વિશેષ સૂક્ષ્મ બુદ્ધિ પ્રકાશ પામી હતી, તે અમે સ્વીકાર કરશું નહિ. ચન્દા એ વિષયમાં જો તે દૂરદર્શી પતિના અવલંબિત નીતિ અનુસરણ કરત તો પ્રકૃત પ્રસ્તાવે તેની રાજનીતિજ્ઞતાનું સંમાન રક્ષા પામત.

લાલસિંહ અને તેજસિંહના વિશ્વાસ-ઘાતકથી પ્રથમ શિખ યુદ્ધ ખાલસાઓનો પરાજય થયો. ચન્દાએ પરાજયની સાથે સાથે એક તરફેથી બ્રિટીશસિંહના કરાયત્ત થઈ. તેથી પ્રથમ શિખ યુદ્ધના પછી ચન્દાનું અદૃષ્ટ-ચક્ર ધીરે ધીરે નીચે જવા લાગ્યું. પરંતુ તેજસ્વિની ચન્દાના તેજસ્વિ હૃદય બ્રિટીશસિંહના દુર્નિવાર તેજની આગળ પરાભૂત થયું નહિ. ચન્દા અટલ પર્વતની પેઠે અટલ થઈ રહી હતી. તેનું રાજ્ય પરપદાનત થયું છે, પરજાતિ સપ્ત સમુદ્ર અને તેર નદિને પાર થઇને તેના રાજ્યમાં આવીને પોતાની ઈચ્છાનુસારે શાસન દંડ પરિચાલના કરે છે, એ તેને અસહ્ય થઈ પડયું. વિદેશીય એ આસ્પર્દ્ધા, એ અનધિકાર-પ્રિયતાથી ચન્દાને મર્મે આઘાત લાગ્યો કામનીનું કોમલ હૃદય અપમાન-વિષથી કાલિમય થઈ પડયું.

રેસિડેન્ટ ( હેનરી લારેન્સ ) ચન્દાની પ્રકૃતિ જાણી શકયો હતો. એવી તેજસ્વિની નારી લાહોરમાં રહ્યાથી પોતાનું પ્રભુત્વ અક્ષણ રખાશે નહિ એવો તેનો દૃઢ વિશ્વાસ થયો હતો. એ વિશ્વાસથીજ રેસિડેન્ટ ચં-

દાને લાહોરમાંથી સેખપુરમાં દેશનિકાલ કરી એ જગ્યામાં પણ ચન્દા દીર્ઘકાલ રહી શકી નહિ. પરવર્તી રેસિડેન્ટ (ફ્રેડરિક કારિ)ની સલાહથી ચન્દાને સેખપુરથી બનારસમાં દેશનિકાલ કરવામાં આવી. એવી રીતે દેશનિકાલથી પણ ચન્દામાં કોઈ જાતનો વિકાર જોવામાં આવ્યો નહિ પ્રકૃત વીરજાયા અને વીરનારીના પ્રમાણે ચન્દા અટલ ભાવથી અવિકાર ચિત્તથી પોતાની દશાના વિપર્યયને આલિંગન કરીને પંજાબ પરિત્યાગ કરવામાં ઉદ્યત થઈ ચન્દા એક સમયે જે લાહોરના સિંહાસન ઉપર બેસીને ચોતરફ પોતાનો ગૌરવ વિકાશ કરતી હતી, જે લાહોરના અમાત્યસમિતિ એક સમયે ચન્દાની અપ્રતિહત પ્રભુશક્તિની આગળ અવનતમસ્તક થતાં હતાં, તેઓએ લાહોર છોડતી વેળાએ ચન્દાની જેવી સ્થિરતા જોઈ હતી પંજાબ પરિત્યાગ કરતી વેળાએ પણ તેવીજ સ્થિરતા જણાઈ હતી જે પંજાબ એટલા કાલસુધી તેને અધિષ્ઠાત્રી દેવીના પ્રમાણે પૂજા કરતો આવતો હતો, હાલ તે પંજાબ તેની નેત્ર-વિનોદનના અધિકારથી વંદિત થયો ચન્દાએ સ્થિર હૃદયથી પંજાબને પરિત્યાગ કર્યો. વૈદેશિકોની આગળ ચન્દાની ચરિત્રગતિ જેટલી નિમ્નગામિની જાણીને જણાય કેમ નહિ, વૈદેશિક ચિત્રકરના હાથમાં પડીને ચન્દાનું ચિત્ર ચાહે તેટલું કાલિમાથી ભરપૂર થયું હોય કેમ નહિ. ચન્દા આ સ્થિરતાને માટે નારી-સમાજમાં ગરીયસી જાણીને પરિગણિતા થશે.

એ દેશનિકાલનો બનાવ ચન્દાના સૌભાગ્ય-અભિનયની યવનિકા પતન છે એ યવનિકા-પતનની અવ્યવહિત પછી પંજાબમાં જે ભયાવહ કાંડ બન્યો હતો, ચન્દાનું દેશનીકાલજ તેનું અન્ય કારણ છે. એ ભયાવહ કાંડ બીજું શિખ યુદ્ધ છે. દ્વિતીય શિખ-યુદ્ધ શિખોની સ્વાધીનતાના ઈતિહાસનો છેલ્લો અધ્યાય છે, અને દ્વિતીય શિખ યુદ્ધ શિખોનાં સૌભાગ્ય નેમિનો છેલ્લો આવર્ત્ત છે. સાગર બંને પ્રબલ જલોચ્છાસ જેમ ભિન્ન ભિન્ન તરફથી પ્રલયની ધ્વજા સ્વરૂપ આવીને પરસ્પરના સંઘર્ષથી ભીષણ કોલાહલ ઉત્પન્ન કરેછે, અને ઘણીવાર ઘાત પ્રતિઘાતના પછી ધ્વસ્ત વિધ્વસ્ત થઇને અનંત વારિ રાશિની સાથે મળી જાયછે. દ્વિતીય શિખ-યુદ્ધમાં પણ તેવીજ એ પ્રબલ જાતિ વિશ્વ-ત્રાસ ગર્જનથી વિભિન્ન તરફથી આવીને ઘણીવાર સુધી હસ્તાહસ્તિના પછી એકભાવે મળી ગયા. રણજિત્સિંહે ઈટો ઈંટોપર ગોઠવીને જે મનોહર મેહેલ નિર્માણ કર્યો હતો, એ યુદ્ધની પ્રબલ હવાથી તે જમીનમાં મળી ગયો છે. બીજી બાજુએ શિખ-યુદ્ધ શિખોની વીર્ય વન્હિના અસાધારણ વિસ્ફુરણ-સ્થળ હતું. ગુરૂગોવિંદસિંહ જે ફલને લક્ષ્ય કરીને શિખોને સાધારણ તંત્ર-સમાજમાં એકઠા કર્યા હતા દ્વિતીય

શિખ યુદ્ધમાંજ તેનો ઉત્કર્ષ થયો હતો. જે ચિનિયાનવાળાનું નામ ભારતના ઈતિહાસમાં સોનાના અક્ષરથી અંકિત રહ્યુંછે, જે ચિનિયાનવાળાને વાસ્તે ભારતવર્ષ વીરન્દ્ર–સમાજના વરણીય થઈને પ્રાણગત શ્રદ્ધાની પૂજા પામેછે. જે ચિનિયાનવાળામાં શિખોનાં તેજની આગળ ઓયાટાર્લુ જયિ બ્રિટીશ તેજ પણ પરાભવ માન્યોછે દ્વિતીય શિખ યુદ્ધમાંજ તે ચિનિયાનવાળા પુણ્ય પુંજમય મહાતીર્થ થઈને સર્વની રસનામાં લીલા કરેછે. વૈદેશિકોના લખેલા ઈતિહાસ ચાહે તે કહે પણ અમે અસંકુચિત હ્રદયથી ચન્દાના દેશ નિકાલનેજ આ બનાવનો અન્યતમ કારણ કહીએ છિયે. ઘણાકો કહી શકશે કે ચન્દાને દેશનીકાલ કરતીવેળાએ પંજાબમાં વિરાગનું કંઈપણ ચિન્હ લક્ષિત થયું ન હોતું. કોઈએ અશ્રુપાત, હાહાકાર, માથે હાથ મારીને આ દેશનીકાલની ખબર ચારે તરફ કહેતા ફરતા નહોતા. તે વેળાએ પંજાબ ચુપચુપ હતું. નિષ્કામ સમુદ્રની પેઠે ધીરભાવથી ચન્દાનું દેશનીકાલ ચાહિને જોતું હતું, તેથી ચન્દાના દેશનીકાલને શિખજાતિનું ઉઠવું અને તન્નિબંધન યુદ્ધ–સંઘટનનું કારણ જાણીને બતાવવું એ થઈ શકતું નથી. જેઓ એવી રીતે કહીને પવિત્ર ઇતિહાસનું સંમાન નષ્ટ કરવા ચાહેછે, તેઓ માનવ પ્રકૃતિના તત્વાનભિજ્ઞ છે. અમે તેઓને હજારો હાથ દૂરથી અભિવાદન કરીએ છિયે. તેઓ જેને આહલાદનું ચિન્હ મનમાં લાવેછે, અમે તેને વિષમ મર્મ પીડાનું વિષમ દાહન મનમાં લાવીએ છિયે. અને તેઓ જેને સુખ અને શાંતિ જોઇને સુખી થાયછે, અમે તેઓનેજ ગભીર આતંક અને ગભીર મનોવેદના જોઈને દુઃખિત થઈએ છિયે.

જે દુઃખ હ્રદયના પડે પડે સંચારિત થઇ શકતું નથી, તે સામાન્ય બહારના વિકારની સાથે નિઃશેષિત થઇ જાય છે. એ દુઃખ દુઃખનો અભિનવ પ્રદર્શન માત્ર છે. જ્યારે જોવામાં આવે છે કે, કોઈ દુઃખમાં અધીર થઈને બે હાથથી માથાના વાળ ઉખાડે, હાહાકારથી રડીને ચોતરફ મનુષ્યોની વૃદ્ધિ કરે છે, ત્યારે સદય ભાવથી તેને દુઃખના અભિનયકારી જાણીને નિર્દેશ કરશું; પરંતુ જ્યારે જોશું કે કોઈ મનુષ્ય કોઈ ઘોરતર આકસ્મિક વિપત્ પ્રાંતમાં મ્રિયમાન થઇને અચંચલ સાગરના પ્રમાણે ધીર ભાવથી બેઠો છે, મસ્તકના એક પણ કેશને અડકતો નથી. એક ટીપું આંશુનું પણ નેત્રમાંથી પાડતું નથી, હ્રદયમાં પ્રજ્વલિત હુતાશન ધક્ ધક્ કરે છે, કોઈ બહારની ભંગીની સાથે તેનો તાપ બાહારથી આપતો નથી, પરમાત્મસંયત, ધ્યાન-સ્તિમિત-નેત્ર યોગીની પેઠે નિશબ્દથી અને નિસ્પંદ ભાવથી તે પોતાની જ્વાલાથી પોતે બળી મરે છે; ત્યારે તેણે કાતર ભાવથી દુઃખની જીવંત મૂર્ત્તિ જાણીને કહેશું. થોડું દુઃખ નેત્ર-વારિની સાથેજ વિગલિ-

ત થાય છે, અલ્પક્રોધ ભ્રુકુંચન અને દંત-ઘર્ષણની સાથે નિર્વાપિત થઈ જાયછે. અલ્પ આશંકા દીર્ઘ હાયની સાથે વિલય થાયછે. પરંતુ જે દુઃખ હૃદયના સ્તરે સ્તરે પ્રસારિત થાયછે, જે ક્રોધ શિરાય શિરાય, ધમનીમાંથી ધમનીમાં સંચારિત થઈને જ્વલંત અગ્નિસ્ફુલિંગ વર્ષણ કરેછે, જે આશંકા મર્મે મર્મે બદ્ધમૂળ થઇને અંતઃકરણને તીવ્રભાવે આન્દોલિત કરે છે, તે કદી પણ ભ્રુકુંચન અને દીર્ઘ નિશ્વાસની સાથે વિલીન થતો નથી. ચન્દાના દેશનીકાલની વખતે પંજાબનો જે નિશ્ચલ ભાવ જોવામાં આવ્યો હતો, તે એવી જાતનું દુઃખ, ક્રોધ અને આશંકાવાળું હતું. પંજાબની એ નિસ્તબ્ધતા શાંતિની નિસ્તબ્ધતા નહોતી, એ ગંભીર દુઃખ, ગંભીર ક્રોધ અને ગંભીર આશંકાની નિસ્તબ્ધતા હતી. એ દુઃખ, ક્રોધ અને ગંભીર આશંકામાં દ્વિતીય શિખ યુદ્ધ સમુપસ્થિત થયું હતું. ગુરૂગોવિંદસિંહના મહીમાના બળથી પંજાબના અંત નિર્ગૂઢ તુષાનલ એ યુદ્ધની વેળાએ પ્રચંડ હુતાશનમાં પરિણત થઇને વિષમ સ્ફુલિંગ-ક્રીડા પ્રદર્શન કરતી હતી. જે વીરશ્રેષ્ઠ ચિનિયાનવાળામાં વિજય-પતાકામાં શોભિત થયો હતો, તે સેરસિંહ પણ ચન્દાના દેશનીકાલથી મર્માહત થઈને સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો કે, "સર્વ સારી રીતે જાણેછે સમસ્ત પંજાબ-વાસી, સમસ્ત શિખ, ટુકામાં સમસ્ત પૃથિવીને વિદિત છે કે, ફિરિંગીઓ પરલોક સુખ-ભોગી રણજિત્‌સિંહની વિધવા રાણીની સાથે કેવી રીતે વ્યવહાર કરશે, અને કેવી રીતે દૌરાત્મ્યથી એ રાજ્યના લોકોને વ્યતિવ્યસ્ત કરી મૂકશે. પ્રથમતઃ તેઓ સમસ્ત પ્રજાની માતા સ્વરૂપ મહારાણીને બંદીવાન અને હિંદુસ્તાનમાં નિર્વાસિત કરીને સંધિભંગ કરવાની ત્રુટિ કરી નહોતી, દ્વિતીયત, તેના દૌરાત્મ્ય શિખો એટલા નિપીડિત થઈ પડ્યા હતા કે, અમારો ધર્મ નષ્ટ થઇ ગયોછે, અને તૃતીયત, અમારૂં રાજ્ય પેહેલાના કરતાં ગૌરવ-શૂન્ય થઈ પડ્યું છે." એનાથી પણ શું કહેવાઇ શકાશે નહિ કે, ચન્દાના દેશનીકાલથી પંજાબ દુઃખિત અને ક્ષુબ્ધ થયું નહોતું? એનાથી શું કહી શકાતું નથી કે પંજાબ નિરૂદ્વેગથી ચન્દાનો દેશનીકાલ જોઈ રહ્યા હતા?

પરંતુ ચન્દાના દેશનીકાલથી કેમ પંજાબ એવી રીતે દુઃખિત અને ક્ષુબ્ધ થયું હતું? કેમ પંજાબના પ્રતિ રોમ કૂપમાં ક્રોધનો અનલકણ પ્રવિષ્ટ થયો હતો? કેમ પંજાબની શિરામાં તીવ્ર વિષ પ્રસારિત થયું હતું? એનો એકજ જવાબ છે, ચન્દાના પ્રતિ પંજાબની આન્તરિક ભક્તિ હતી, આન્તરિક શ્રદ્ધા અને આન્તરિક પ્રીતિ હતી. શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિના પાત્રની શોચનીય દશા કદિ શાંતભાવે જોઈ શકાતી નથી. પંજાબ જેને પરમદેવતાના પ્રમાણે ભક્તિ અને શ્રદ્ધા કરતી હતી, માતાના પ્રમાણે સરલ હૃદ-

યથી પ્રીતિ કરતી હતી, તેના દેશનીકાલથી જે પંજાબનું હૃદય ઉગ્ર હલાહલમાં કાળું થઇ પડયું, તે સહજથી બોધગમ્ય થઈ શકશે. હાલ એવી ભક્તિ, શ્રદ્ધા અને પ્રીતિના પાત્રને અમે ક્યાં પ્રાણથી પાપયસી અને કલંકિની કહીને ધિકારીએ ? કયા પ્રાણથી એવી ઉજ્જવલ મૂર્ત્તિમાં કલંકનો પંક લેપન કરીને હૃદય અપવિત્ર કરીએ ? જેઓ એવી રીતે પવિત્રભાવ જોઈને પણ ચન્દાને પાપીયસી અને કલંકિની જાણીને ધિકારે છે, તેઓ માનવ જાતિના શત્રુ છે. તેઓ ઇચ્છા કરીને પવિત્ર ભક્તિની અવમાનના કરે છે, પવિત્ર શ્રદ્ધાનું મુંડ છેદ કરે છે, અને પવિત્ર પ્રીતિની અન્તેષ્ટિ-ક્રિયા કરે છે. તેઓની સાથે અમારી કોઈ જાતની સમવેદના નથી.

એ ઉજ્વલતાના બલથીજ ચન્દાએ હાલની શદીના મધ્યભાગમાં સમસ્ત ભારતવર્ષને વિભાસિત કરી મૂક્યું છે, એ ઉજ્વલતાથી ચન્દાની સમસ્ત ક્ષીણતા ઢાંકી મૂકીછે, અને એ ઉજ્વલતાથીજ અમોએ ચન્દાનો એટલો પક્ષપાત કર્યોછે. ચન્દા તેજસ્વિની નારીના અદ્વિતીય દૃષ્ટાન્ત ભૂમિછે. તે લાવણ્યલીલામયી લલના હોવા છતાં પણ દૃઢતા અને અટલતાની આસ્પદ હતી. કોમલતામય અંગના-હૃદયની અધિકારી હોવા છતાં પણ ધીરતાની અવલંબન હતી, અને કમનીય કાંતિની આધાર હોવા છતાં પણ ભીમગુણાન્વિત તેજસ્વિતાની પરિપોષક હતી. ઓગણીસમી સદીમાં કોઈપણ નારીએ એવી રીતે એકદમ સમુત્થિત થઈને એક પ્રબલ પરાક્રાંત જાતિની સાથે એવી તેજસ્વિતા અને શાસન-ક્ષમતાની સ્પર્દ્ધા કરી નથી. અમે ફરીથી કહીએ છિયે કે, ચન્દાની તરલ પ્રકૃતિમાં ઘણુંક ઓછાપણું રહી શકશે, પરંતુ તેનાથી જે સઘળા ગુણ છે તેને માટે તેને આદર ન કરવો એ મૂઢનું કામ છે. ક્યારે કોઈવેલાએ ક્લિઓપેદ્રા પોતાના સંમોહનરૂપ સાગરમાં સઘળાને ડુબાવીને પ્રેમની રમત રમી હતી; ક્યારે કોઇવેળાએ કુઈન મેરીએ હૃદયનો ગરલ કાઢીને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું; ચન્દાનો ફક્ત એક અપરાધ જોઈને તેના ચરિત્રમાં તે ક્લિઓપેદ્રા તથા કુઈન મેરીનું કલંક લેપન કરવું એ પ્રકૃત સામાજિકતાનું લક્ષણ નથી. દોષને સર્વ જગ્યાપર દોષ કહીને ઘૃણાની સાથે ઉપેક્ષા કરવી ઉચિત છે, અને ગુણને સર્વ જગ્યાપર ગુણ કહીને આદરની સાથે ગ્રહણ કરવું કર્તવ્ય છે. કોઇપણ વિશ્વ-શત્રુ પાખંડના કોઈ જાતના પ્રકાશ-સાધારણ ગુણ જોયાથી તેનું પાષંડત્વ ક્ષણકાલ ભૂલિને તેના લોકાતીત ગુણની પૂજા કરવી ઉચિત છે. જ્યારે જોવામાં આવેછે કે, એક જણ નિર્દય ચોર એક તરફથી મૂર્ત્તિમાન પાપના પ્રમાણે સર્વના હૃદય-વૃંત છિન્ન કરીને સર્વસ્વ લુટી લેછે; બીજી બાજુએ અપરિસીમ અને પવિત્ર પ્રેમની સાથે વનિતાનું મનોરંજન કરેછે, ત્યારે તેને

માતૃભક્તિ અને દામ્પત્ય-પ્રેમની આગળ સહજથી મસ્તક અનવત કરવું પડેછે. જ્યારે જોઇએ છિયે કે એકજણ નિષ્ટુર દુરાશય એક સમરમાં એકજન નિર્દોષ નિરીહના ઉપર જુલમનું પરાકાષ્ટા દેખાડીને પોતાની દુરાશયતા ચરિતાર્થ કરીછે, પરક્ષણમાંજ પાછો પવિત્ર ભાવથી સંયત ચિત્તથી સ્નાન કરીને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને માટે જાણે ભક્તિરસાર્દ્રથી હૃદયમાં પોતાના નયન-જલ ભાગીરથીના જલ પ્રવાહની સાથે મેળાવીને ઉર્દ્ધ નેત્રે નિસ્પંદ ભાવથી પરમ દેવતાની આરાધના કરેછે; ત્યારે પોતાની મેળે તેને દેવ-ભક્તિથી પૂજા કરવાની ઇચ્છા થાય છે. એવા નીચાશય નિષ્ઠુરો પણ જ્યારે સમય વિશેષથી હૃદયની પ્રીતિ આકર્ષણ કરી શકે છે, ત્યારે ચન્દા એક જણના પ્રતિ થોડો વધારે અનુગ્રહ દેખાડતી હતી અથવા એક જણને અધિક માત્રાથી પ્રીતિ કરતી હતી તે જાણીને તે પ્રીતિના અપાત્ર થશે હૃદય રહેવાથી અમે તે કદિ સ્વીકાર કરી શકતા નથી.

અમે ચન્દાને આજીવન દયાની આંખથી જોશું; આજીવન ચન્દા ચરિત્ર ઉત્તમ રીતે સ્મૃતિપટમાં અંકિત રાખશું. વૈદેશિકોએ જેવી રીતે અસહાય ભારતના એક અસહાય લલનાની ઉપર કલંકની કાલિમા વર્ષણ કરી છે, તેમ ચિરકાલ તેને માટે દીર્ઘ નિઃશ્વાસ પરિત્યાગ અમે કરીશું; અને ચિરકાલ ઘૃણા અને અવજ્ઞાની સાથે એ ચિત્રના ઉપર તાચ્છિલ્ય દેખાડશું.

---

## હિરોલ.

સૈન્યસાન્તની સાથે મેવાડના રાણાના સમર યાત્રાની વખતે ચંદાવત્ સામન્ત સસૈન્યમાં વાહિનીના આગળ જતા હતા. સામરિક અને રાજનૈતિક વ્યવહારમાં સસૈન્યમાં વાહિનીની આગળ જવું એ રજપૂત જાતિમાં અતિ ગૌરવાત્મક વ્યાપાર જાણીને પ્રખ્યાત થતું આવ્યું છે. એનુંજ નામ હિરોલ છે. એ હિરોલ-સંમાન લાભને માટે મેવાડના પ્રબલ સામંતગણો લોલુપ હોય છે. પરંતુ હમેશાંથી ચંદાવત્ સામંતના ભાગ્યમાંજ એ સંમાન આવતું હતું. કોઇ કોઈ વખતે એ હિરોલ-સંમાન મેળવવાને માટે સામંતોમાં લડાઈઓ થતી હતી. ચંદાવત્ અને શુક્તાવત્ સામંતોમાં જે ઘોરતર કાંડ થયું હતું; તેનું વર્ણન કરવાની પેહેલા અમે એ બંને સામંતની ઓળખાણ આપીએ છિયે.

રાણાના પુત્રોમાં મોટો છોકરો સિંહાસન મેળવે છે, ન્હાના છોકરાંને ઘણુંકરીને જાહાગીર મળે છે અને સામંતરૂપે સીમાન્ત પ્રદેશમાં રહે છે. લક્ષરાણાનો મોટો છોકરો ચંદ ઘણો વીર પુરૂષ હતો, મારવાડના રાણા ર-

ણુમલ્લે તેને જમાઇ કરવાના અભિપ્રાયથી વૈવાહિક સંબંધસૂચક દ્રવ્યસામગ્રી ચંદના ઉદ્દેશથી મેવાડમાં મોકલી હતી. જ્યારે દૂત રાણાની સભામાં ગયો, ત્યારે ચંદ ત્યાં નહોતો; ઉપહાસ છલથી વૃદ્ધ રાણા લક્ષસિંહે દૂતને સંબોધન કરીને કહ્યું, "રણમલ્લે શું આ વૃદ્ધને જમાઈ કરવાને માટે વૈવાહિક દ્રવ્ય સામગ્રી મોકલી છે," એ ઉપહાસજ છેલ્લે કાર્યમાં પરિણત થઈ; ચંદે લોકોના મોઢેથી ઉપલી પિતાની મશ્કરીની વાત સાંભળીને વિવાહમાં અસંમતિ જાહેર કરી. મારવાડના દૂતે તેને વિશેષ રૂપથી સમજાવ્યું કે; રણમલ્લે તમારા ઉદ્દેશથીજ વિવાહની ભેટો મોકલી છે, તથાપિ ચંદ સમજ્યો નહિ. તેને કહ્યું–"પરિહાસછલથી પિતાએ જેને વિવાહ કરવાની ઇચ્છા કરી છે તેને હું કેવા ધર્માનુસારે પાણિગ્રહણ કરૂં ? મારવાડની રાજકુવરી મારી મા જેવી છે; પિતૃદેવના હાથમાં તે સમર્પિતા થયાથી હું ઘણો સંતોષ મેળવીશ." રાણાએ પણ ચંદને સમજાવવાને કંઈ મણા રાખી નહિ, પરંતુ તેથી કંઇપણ થયું નહિ; ત્યારે લક્ષસિંહે જોયું કે, વૈવાહિક ભેટ પાછી વાળવાથી રણમલ્લ ઘણો અપમાનિત થશે, શું કરે? વૃદ્ધાપામાં ફરીથી વિવાહ કરવાને માટે સંમત થયો. વૃદ્ધ, ચંદા ઉપર થોડો નાખુશ થઇને વિવાહમાં સ્વીકૃત થવાની વખતે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું,—"સાંભળ ચંદ, હું રણમલ્લના અપમાન નિવારણને માટે તેની કન્યાનું પાણિગ્રહણ કરીશ, તને સોગન લેવા પડશે કે, નવી રાણીના પેટે જે પુત્ર સંતાન થાય તે મારો ઉત્તરાધિકારી થશે." ચંદે અમ્લાનવદનથી તત્ક્ષણાત સ્વીકાર કર્યો કે "હું તેમાંજ સ્વીકૃત થયો, એટલુંજ નહિ પણ એકલિંગનું નામ લઈને મેં તે વિશેમાં સોગંદ લીધા."

વૃદ્ધ રાણાએ રણમલ્લની વૈવાહિક ભેટો લીધી–રાઠોડ યુવતીએ વૃદ્ધના સ્કંધમાં આશ્રય લીધો. થોડાકાલ પછી નવીના પત્નીના ગર્ભમાં એક પુત્ર જન્મ્યો, તે પુત્રનું નામ મુકલ પાડ્યું.

મુકલે જન્મ લીધા પછી થોડા દિવસમાં પવિત્ર ધર્મક્ષેત્ર ગયા ધામમાં લક્ષરાણાને જવાની જરૂર પડી. મ્લેચ્છોએ ગયા ધામ આક્રમણ કર્યું છે, રજપૂત વીર સિવાય કોણ તેનો ઉદ્ધાર કરશે? તેથી રજપૂત વીરો સજ્જિત થયા– લક્ષરાણાએ તેનું નેતૃત્વ ગ્રહણ કર્યું. ધર્મયુદ્ધમાં જવાની વેળાએ તેણે ચંદને પૂછ્યું "મુકલ મેવાડનો કયો ભાગ પામશે?" ચંદે જવાબ આપ્યો,—"શા વાસ્તે? તે શું? મુકલને વાસ્તે કેમ તમે એટલી ચિંતા કરો છો? શું તમોને યાદ નથી કે, મુકલ જન્મવાની પેહેલા આપે તેને મેવાડનું આધિપત્ય અર્પણ કર્યું છે? મેં પણ એકલિંગના સોગન લઇને તેમાં સંમતિ આપી છે! તો હવે વિચાર કરવાનું કારણ શું?" એ કહીને ચંદે ત-

રત મુકલને મેવાડના સિંહાસન ઉપર બેસાડીને પેહેલા પોતે તેની તાબે-દારી સ્વીકાર કરી. ચંદ મેવાડના પ્રધાન સામંતના પદમાં અધિષ્ઠિત થઈને શિશુ રાણાનો અભિભાવક રૂપે સમસ્ત રાજ કાર્ય કરવા લાગ્યો. પેલી બા-જુએ ધર્મયુદ્ધમાં લક્ષરાણાનું મરણ નિપજ્યું; સુયોગ મળ્યાથી મારવાડનો પતિ આવીને દોહિત્રનો અભિભાવક થયો, ક્રમે તેનો પુત્ર જોધસિંહ ( જેણે જોધપુર સંસ્થાપન કર્યું ) આવ્યો. ચંદ પોતાના હાથે સર્વ રાજકાર્ય કરે છે તે જોઈને મુકલની માના મનમાં નાના પ્રકારના સંદેહ થવા લાગ્યા. કોણ જાણે કદાચ ચંદ કોઈ તદબીરથી રાજસિંહાસન અધિકાર કરીને મુકલને રસ્તાનો ભિખારી કરે ? એ ભયથી તે આકુલ થઇ. તેના સગાવાહાલાપણ તે તર્ફ યોગ આપવા લાગ્યા, તેથી મુકલજનની ઘણી ઉદ્વિગ્ના થઈ. ચંદે એ સર્વ વ્યાપાર જાણ્યાથી મેવાડ છોડવાનો નિશ્ચય કર્યો, પરંતુ જવાની વ-ખતે એકવાર વિમાતાની સાથે મળીને કહ્યું " મેવાડના માન સંભ્રમના ઉ-પર તમે નજર રાખજો, હું જાઉ છું. " એ કહીને ચંદ પોતાની જાહાગીર સામુમબ્રામાં ગયો. થોડા દિવસ પછી જ્યારે મુકલની માએ જોયું કે, ચં-દના અવિદ્યમાને ચિતોડમાં ઘણી ગડબડ થઇ છે, પિતા રણમલ્લ મેવાડ સિં-હાસનને હાથ કરી લેવાની તૈયારી કરે છે, તેનું દલબલ દિવસે દિવસ વધતું જાય છે, તેમ કદાચ હોય તો વૃદ્ધ મેવાડ સિંહાસનમાં લોલુપ થઈને દૌહિત્રનો પ્રાણ લઈ શકશે. મુકલની માના હૃદયમાં સાતિશય ભયનો આવિર્ભાવ થયો. તેનો ભય નિતાંત અમૂલ કહી શકાતો નથી. રણમલ્લે વિશ્વાસ ઘાતકતા દ્વારા રાજ સભામાંના એક અનુગૃહીત સામંતને મારી નાખવાથી રાણીનો ભય વર્દ્ધિત થયો; ત્યારે તે ઘણી નિરૂપાય સમજીને ચંદને સમાચાર કાહાવી મોકલ્યા; વિમાતાના હુકમથી ચંદે કામ ઉપર આવીને થોડા કાળમાં મેવાડનું સિંહાસન શત્રુ શૂન્ય કર્યું. એ ચંદના વંશીઓજ ચંદાવત્ નામથી વિખ્યાત છે, તેનો પ્રધાન માણસ ચંદાવત્ તથા સાલુમબ્રા સામંત છે. મે-વાડના સામંતોમાં એ સર્વેથી પ્રધાન છે, રાજકાર્ય સંબંધીય યાવત્ કાગળ પત્રમાં સ્વાક્ષરના ઉપર ચંદાવત્ સામંતના સ્વાક્ષર રહે છે, અને હિરોલનું સંમાન હમેશાંથી એઓના હાથમાં રહે છે.

મહારાણા ઉદયસિંહના ચોવીશ પુત્રમાં જગદ્વિખ્યાત પ્રતાપસિંહ પહેલો અને શુકત બીજો હતો. પાંચ વર્ષની ઉમરમાં શુક્તની અસામાન્ય નિર્ભીકતાની ઓળખાણ મળેછે. એક દિવસ હથીઆર વેચનાર એક તીક્ષ્ણ ધારવાળી તરવાર રાજસભામાં લાવીને તેની તીક્ષ્ણતાની પરીક્ષા દેખાડતો હતો, સૂત્ર કાપવામાં ધારની પરીક્ષા થાય છે એ જોઇને શિશુ શુક્ત તેજોગર્વથી બોલ્યો, " હાડકા, માંસ કાપવાને વાસ્તે શું એ તૈયાર

કરવામાં આવી નથી ?" એ વાત કહીને બાલકે એ હથીઆર લઇને પોતાની આંગળીમાં આઘાત કર્યો, દરવિગલિત ધારાથી લોહી નીકલ્યાથી ગાદી ભીંજાઈ ગઇ, પરંતુ શિશુએ કંઇપણ યાતનાનું ચિન્હ દેખાડચું નહિ. પેહેલા શુક્તના જ્યોતિષોએ પરીક્ષા કરીને ભવિષ્ય કહ્યું હતું કે-"શિશુ મેવાડનો કલંક સ્વરૂપ થશે." ત્યારથી એ પુત્રના ઉપર ઉદયસિંહને ઘણો ધિક્કાર થયો હતો; હાલના બનાવથી વિરક્ત થઈ બાલકને મારી નાખ-વાનો હુકમ આપ્યો. સાલુમબ્રા સામંત રાણાના પગનીચે પડીને શિશુના જીવનની યાંચના કરીને કહ્યું—"દેવ? હું નિસંતાન છું, મને એ પુત્રરત્ન આપો, હું પુત્ર પ્રમાણે શિશુનું પ્રતિપાલન કરીને ચંદાવત સામંત પદનો ઉત્તરાધિકારી કરીશ." રાણો તેમાં રાજી થયો; ચંદાવત્ સામંત શુક્તને પોતાને ઘેર લઈ ગયો અને તેનું પ્રતિપાલન કરવા લાગ્યો. વૃદ્ધ ઉમરમાં ચંદાવત્ સામંતને પુત્ર જન્મ્યો. એક તર્ફથી રાણાના મોટા પુત્ર પ્રતાપસિંહે મધ્યમ ભ્રાતા શુક્તને રાજધાનીમાં આણ્યો. કેટલાક દિવસ તેઓ સૌભ્રાત્રે રહ્યા એક દિવસે મૃગયા સૂત્રમાં બંનેમાં વિવાદ થયો. પ્રતાપે દ્વન્દ્વ યુદ્ધનો પ્રસ્તાવ કર્યો; શુક્તે કહ્યું "તમે પહેલા અસ્ત્રચાલના કરીને રણપાંડિત્યની ઓળખાણ આપો!" બંનેમાં દ્વન્દ્વ યુદ્ધનો આરંભ થયો; એવી વખતે ત્યાં કુલપુરોહિતે આવીને જોયું કે, સર્વ નાશ થાય છે! બંનેને ક્ષાંત થવાને ઘણી આનુનય વિનય કર્યું, તેથી કંઇ પણ ફલ દેખાયું નહિ. પુરોહિતે જોયું કે, બંને કુમારમાંથી એક અવશ્ય બીજાના હાથથી જીવન વિસર્જન કરશે, એમ હોય તો એ બે જણાઓ મરી જશે. ત્યારે શું કરે? ધ્વંશોન્મુખ મેવાડના સિંહાસન રક્ષાને માટે બ્રાહ્મણે બંને યોદ્ધાના મધ્યસ્થલમાં ઉભા રહીને પોતા-ની છાતીમાં તરવાર ભોકી. વીર યુગલના મધ્યસ્થાનમાં પુરોહિતનું દેહ વિલુંઠિત થવા લાગ્યું; તેઓ પોતાના સમરને ભુલી ગયા. બ્રાહ્મણની સુશ્રુષા કરવામાં પ્રવૃત્ત થયા, હવે સુશ્રુષા ? બ્રાહ્મણનો પ્રાણ જતો રહ્યો. કેવી ભયાનક રાજભક્તિ! કેવો ચમત્કાર જનક યજમાનસ્નેહનો! વીરયુગલને ચૈતન્યોદય થયો, હસ્તસંકેત દ્વારા પ્રતાપે શુક્તને ભાગી જવાનો હુકમ આ-પ્યો; શુક્તે પણ ત્યાં કાલ વિલંબ ન કરતાં જન્મ સ્થાન પરિત્યાગ કરીને એ-કીવારે અકબરની આગળ આશ્રય લીધો. મૃત પુરોહિતને વાસ્તે પ્રતાપે જે જે કામ કર્યા હતાં તેનાં વર્ણન દ્વારાએ પ્રસ્તાવ વધારવાનો અમારો ઉદ્દેશ નથી. એ શુક્ત વંશિયો શુક્તાવત્ નામથી પ્રસિદ્ધ થયા છે.

બંને સામંતની ઓળખાણ આપવામાં આવી છે, હાલ પ્રકૃત વિષેનું અનુસરણ કરવામાં આવે છે.

ખ્યાતનામા અકબરના વંશધર બાદશાહ જાહાંગીર મેવાડની પ્રાચીન

રાજધાની ચિતોડ અને તેનો કિલ્લો અધિકાર કરીને મહારાણાને મેવાડના પશ્ચિમ પ્રાન્તરમાં પાર્વત્ય પ્રદેશ અને ગહન વનમાં વિદૂરિત કર્યો છે. રાણા બાહાદુરે સિંહાસનથી વિચ્યુત થઇને ગહન વનમાં આશ્રય લીધો છે, સામંત ગણ આવીને તેની સાથે એકઠા થયા છે; તેઓ જેમ બને તેમ મુસલમાનોને હતબલ કરવાની મેહેનત કરવા લાગ્યા. એ વખતે સીમાન્તસન્નિવેશિત સમતલ ક્ષેત્રસ્થિત કોઈ કોઈ કિલ્લાના પુનરૂદ્ધારના અવસર ઉપસ્થિત થયાથી મહારાણા સસૈન્યથી દુર્ગોદ્દેશે યાત્રા કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. તેઓનો ઉદ્દેશિત ઓન્તાળનો કિલ્લો નવી રાજધાની ઉદેપુરની પૂર્વ તર્ફ ઘણું કરીને નવ કોશના ફાસલા ઉપર સમતલ ક્ષેત્રોપરિ સીમાંત દુર્ગરૂપથી અવસ્થિત હતો. ઓન્તાલના કિલ્લાથી ચિતોડની તર્ફ એક અતિ પ્રાચીન માર્ગ જતો હતો. ઓન્તાલ ઉચ્ચી જગાઉપર વસે છે, એની ચારે બાજુએ દુર્ભેદ્ય પથરની દીવાલ છે. વચમાં વચમાં ઉચ્ચા ગુમ્બજવાળા હાર્મ્યરાજિ બિરાજિત છે. એની દીવાલની નીચે એક ન્હાની તરંગિની પ્રવાહિત થાય છે. વચમાં શાસનકર્ત્તાનો દુર્ગબદ્ધ પ્રાસાદ છે; એવા આ દુર્ગ પ્રવેશને માટે ફક્ત એક દરવાજો હતો.

દુર્ગોદ્દેશમાં યાત્રા કરવાની વખતે ચિર પ્રચલિત રીતિના પ્રમાણે ચંદાવત્ સામંત સર્વાગ્ર સૈન્ય ચાલના કરવાનો ઉદ્યોગ કરતા હતા, એવી વખતે શુક્તાવત્ સામંત આવીને બળદર્પમાં અગ્રગામી થવાની મેહેનત કરવા લાગ્યા. હિરોલ સન્માન ચિરદિન ચંદાવત્ સંપ્રદાયના પ્રાપ્ય છે, તેઓ હમણા તે સંમાન પરિત્યાગ કરશે કેમ? પરંતુ શુક્તાવત્ સંપ્રદાય કોઈરીતે ચંદાવત્ સામંતને તે સંમાન મેળવા આપશે નહિ. શુક્તાવત્ગણ અન્યોન્ય સંપ્રદાયના કરતા જે પ્રકારમાં અસીમ સાહસ સંપન્ન અને બલશાલી છે, તેમાં તે વેળાએ હિરોલ સંમાન તેઓને મળવું જોઈએ, પરંતુ ચંદાવત્ ગણ પુરૂષાનુક્રમે એ સંમાન મેળવતા આવે છે, માટે કોઈરીતે તે સંમાન પરિત્યાગ કરશે નહિ. તત્ક્ષણાત જાહેર કરવામાં આવ્યું કે, અમારા સિવાય કોણ વળી સર્વાગ્રે અગ્રસર થઇને વીરત્વ પ્રકાશ કરશે? બંને દલમાં ઘોરતર ગડબડ થઈ, કોઈએ પણ ન્યૂનતા સ્વીકાર કરી નહિ, છેલ્લે વિપદ એટલી ભયાનક થઈ પડી કે જાણે શોણિતપાત દ્વારા બંનેતું બલક્ષય અનિવાર્ય જણાવવા લાગ્યું. હિરોલ સંમાન લાભને માટે બંને ટોળાઓએ અસ્ત્રશસ્ત્ર સજ્જ્યાં, મહારાણાએ જોયું કે ચાહે તેમ હો, પરંતુ તેના કામથી નુકશાન પોંહોંચશે. એ વખતે રાણાએ જે બુદ્ધિનું કામ કર્યું હતું તેવું જો ન કર્યું હોત તો બંને ટોળામાં તુમુલ યુદ્ધ થઇ જાત અને સર્વ ઉદ્યોગ આયોજન ખરાબ થાત. સંકટમાં પડયાથી રાણાની એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ કે, જે સમ્પ્રદાય સર્વથી પેહેલા

ઓન્તાલના કિલ્લામાં પ્રવેશ કરવામાં સમર્થ થશે, તેઓજ હિરોલ સંમાન લાભ કરશે." રાણાના મોઢેથી આવો હુકમ નીકળતાંજ બંને સંપ્રદાય વીરત્વ વિક્રમ દેખાડવાને માટે ઓન્તાલ કિલ્લાની તર્ફ જવા લાગ્યા. જેઓ પેહેલા દુર્ગમાં પ્રવેશ કરશે તેઓજ હિરોલ સંમાન લાભ કરશે એ મહારાણાનો અતિ સત્યુક્તિ પ્રણોદિત હુકમ છે એવો સ્થિર નિશ્ચય વિચાર કરીને તરવાર દ્વારા સંમાન લાભ લાલસા અચિરાત્ પરિત્યાગ કરીને બંને સંપ્રદાય ઓન્તાલના કિલ્લાની તર્ફ જવા નીકળ્યા. પ્રતિદ્વન્દ્વી અને પ્રતિયોગી સંપ્રદાય ચંદાવત્ અને શુકતાવત્ હિરોલ સંમાન મેળવવાની લાલચથી એક વેળાએ કિલ્લાની તર્ફ જવા નીકળ્યા. પ્રભાત થવાને હજી થોડો વખત હતો, તે ઘોરા યામીનિના છેલ્લા યામમાં વીરમૂર્ત્તિ ધારણ કરીને બંને સંપ્રદાય ઓન્તાલ કિલ્લાની તર્ફ જવા લાગ્યા. બંનેના હૃદયમાં સંમાન લાભની લાલસા ઘણી પ્રબળ હતી; સંપ્રદાયિક કવિયો પોત પોતાના પ્રભુના ઉત્સાહ પૂર્ણ હૃદયના ઉપયોગી કવિગાથાદ્વારાએ ઉત્સાહ રૂપી આગને વધારે ઉત્તેજિત કરતા હતા, સુહૃદગણ અનુગત વાક્યદ્વારાએ તેઓને વધારે ઉત્સાહિત કરતા હતા; તેથી બલદર્પમાં ઉભય સંપ્રદાય આગળ જવા લાગ્યા.

ઉભય સંપ્રદાય સૂર્યોદયની પેહેલા એક વેળાએ કિલ્લાની તર્ફ જવાને નીકળ્યા હતા પરંતુ અનતિક્રમ્ય બાધા વિપત્તિ પડવાથી બંને એક વખતે કિલ્લાના દરવાજા ઉપર પોહોંચી શક્યા નહોતા. શુકતાવત્ સંપ્રદાય અરૂણોદયના પહેલા કાલમાં કિલ્લાની સામે આવીને અતર્કિત ભાવથી વિપક્ષ દલને આક્રમણ કર્યું. અકસ્માત્ રજપૂત સૈન્ય સમાવેશ દર્શનમાં મુસલમાન સૈન્યગણ ચકિત થઇને સશસ્ત્રે કિલ્લાની દિવાલના ઉપલા ભાગમાં ઉભા રહીને સમરાનલ પ્રજ્વલિત કર્યું. તેઓનો એટલો આયાસ વિશેષ કાર્યકર થયો નહિ.

સમાનરૂપ જીવંત ઉદ્દીપનાના વશવર્ત્તી થઈને સમાન વેગે ચંદાવત્ સંપ્રદાય પણ ઓન્તાલની તર્ફ નીકલ્યા ખરા પરંતુ જવાનો રસ્તો ન જાણ્યાથી તેઓ એક સુવિસ્તૃત જલા ભૂમિમાં પડ્યા; છેલ્લે ઘણા કષ્ટથી તેઓ કેટલાક ભાગમાં ઉત્તીર્ણ થયા ખરા, પરંતુ રસ્તાની દુર્ગમતા વિવેચના કરીને પ્રત્યાવર્ત્તનનો ઉપક્રમ કરતા હતા, એવી વખતે સૌભાગ્યથી એક ઓન્તાલ નિવાસી ખેડુતની સાથે મળવું થયું; તેણે તેઓને રસ્તો દેખાડ્યો. વીરમૂર્ત્તિ ચંદાવત્ગણ અમિત સાહસની સાથે જલાપાર થઇને કિલ્લાની તર્ફ સવેગે ધાવિત થઈ. સર્વથી પેહેલા સેનાઓને ખાઈ ઓલંઘવી જોઈએ; ચંદાવત્ગણે હમેશાંથી એવા કામ દ્વારા અભિજ્ઞતા મેળવી હતી, સુતરાં આવવાની વખતે તેઓ પ્રયોજનીય ઉપકરણ સ્વરૂપ આ રોહણીની સાથે આવીને સમર-કુશલતાની યથેષ્ટ ઓળખાણ આપી.

કિલ્લામાં પ્રવેશ કરવાને માટે જ્યારે શુક્તાવત્ સંપ્રદાય ભીમ પરાક્રમથી મેહેનત કરતા હતા, તે સમયે ચંદાવત્ ગણ ધનઘોર હુંકાર નિનાદથી શત્રુકુલને સ્તંભિત કરીને દુર્ગાધિકારમાં પ્રવૃત્ત થયા હતા. ચંદાવત્ નાયક આરોહિણી યોગે પ્રાકાર મસ્તકમાં આરોહણ કરતા અનુચરવર્ગને તેના પ્રમાણે ચાલવાનો હુકમ કરતો હતો, એવી વખતે વિપક્ષ પક્ષના ગોલાના આઘાતથી વિગત-જીવિત થઈને પોતાના સૈન્યદલમાં પતિત થયો હતો. હિરોલ સંમાન લાભ તેના ભાગ્યમાં આવ્યું નહિ. જણાવા લાગ્યું કે, મુસલમાનોનો બલદર્પમાં ઉભય સંપ્રદાય ખરાબ થઈ જશે. ચંદાવત સામંતનું પરિણામ જ્યારે એવું શોચનીય કાંડમાં પરિણત થયું, ત્યારે શુક્તાવત્ સામંત વીરત્વ-વિક્રમથી કિલ્લામાં જવાનો યત્ન કરતા હતા. તે મદમત્ત વારણ ઉપર બેસી કિલ્લાનો દરવાજો ભાંગીને તેમાં જવાની મેહેનત કરવા લાગ્યો. દરવાજામાં સુતીક્ષ્ણ લોઢાના ખીલા હતા, હાથી તે ખીલાવાળા દરવાજામાં દેહ સંલગ્ન કરીને એવી રીતે વેગથી બલ લગાડતો હતો કે તરત ખીલા ખુંચાતા તેથી વેદનાથી કાતર થઇને પાછો આવતો હતો. એ બાજુએ હાથીની એવી હાલત હતી પેલી બાજુએ વળી વિપક્ષ પક્ષના બાણથી પોતાના સંપ્રદાયના શેકડો સૈન્ય મરતા હતા, એવી વખતે ચંદાવતોમાં મહા ભીષણ અવાજ સાંભળ્યાથી સુક્તાવત્ના નેતાએ સ્વપક્ષનો જયલાભમાં એક રીતે હતાશ થઇને પોતાનો મહાર્હ જીવનની માયા એક કાલે પરિત્યાગ કરી જીવન વિસર્જન દ્વારાથી જો પોતાના સંપ્રદાયને હિરોલ સંમાન લાભ થાય તો જન્મનું સાર્થક થાય એવો વિચાર કરી ખીલાદાર દરવાજામાં પોતાનું દેહ રાખી હાથીને માથું મારવા માવતને હુકમ આપ્યો. તે સમજ્યો હતો કે, સુતીક્ષ્ણ ખીલાની વેદનાના ભયથી ડરીને હાથી પ્રબલતર વેગ દાનમાં અસમર્થ થાયછે, પરંતુ હવે એના શરીરમાં વેદના લાગશે નહિ તેના ઉપર હાથી ચાલવાથી તે જીવતો રહી શકશે નહિ પરંતુ મારા જીવનના વિનિમયથી હાથી જો દરવાજો ભાગવાને સમર્થ થશે તો મારા પક્ષિયો હિરોલ સંમાન લાભ કરી શકશે, એના કરતાં વધારે બીજો કયો સૌભાગ્યનો વિષય થઇ શકે? માહુતે જોયું કે હાથીના બલથી પ્રભુ મરી જશે, એટલા માટે તે આનાકાની કરવા લાગ્યો, ત્યારે પ્રાણદંડનો ભય દેખાડી માહુતને પોતાના શરીર ઉપરથી હાથીને ચલાવવા વારંવાર હુકમ કરવા લાગ્યો. માહુતે અત્યાગ્રહથી હાથી ચલાવ્યો; અસીમ બલ સમ્પન્ન હાથના દેહ ભારથી કડકડ શબ્દથી કિલ્લાનો દરવાજો ભાંગી ગયો, પ્રભુનું દેહ છુંદાઈ ગયું, તે દેહના ઉપરથી સુક્તાવત્ સંપ્રદાય ધનઘોર ગંભીર નાદથી જય જય અવાજ કરતા કરતા કિલ્લામાં પ્રવેશ કરીને વિપક્ષ પક્ષને મારવા લાગ્યા. જે હિરોલ સંમાન લાભ-

થી શુક્તાવત્ સામંતે પોતાનું મહાર્હ જીવનને ઘણું અકિંચિત્કર વિવેચના કરીને અવલીલા ક્રમે તે હાથીથી છુદાઈ વિસર્જન આપ્યું. શુક્તાવતોના ભાગ્યમાં તે સન્માન લાભ સંઘટિત થયું નહોતું શુક્તાવતે સામંતનો પ્રાણુત્યાગ અને તદીય દલબલનો કિલ્લામાં પ્રવેશ કરીને ચંદાવત્ સામંતનું મૃતદેહ કિલ્લાની દિવાલ ઉપર પ્રતિષ્ઠિત થયું અને તે વખતે ચંદાવત્ ગણે તેમાં પ્રવેશ કર્યો. શુક્તાવત્ સામંતમાં એકવાર પ્રતિદ્વન્દ્વીઓનો ગભીર ગર્જન સંભલાયો હતો, તે મહારવ સિવાય બીજું કંઇ નહોતું તે તો માત્ર ચંદાવતોની કૃતાર્થતા સંબંધી જય ધ્વનિ હતી.

ચંદાવત્ સામંત વિગત પ્રાણ થઇને દિવાલની તર્ફથી પોતાના સંપ્રદાયમાં પડયો, તેના નિમ્નપદસ્થ અતિ આત્મીય નિકટ કુટુંબ દેવગડનો સામંત ચંદાવત્ ગણનો અધ્યક્ષતાનો ભાર લીધો એ અસીમ સાહસી અમીત-તેજથી વીર પુરૂષ એવો નિર્ભીક હતો કે, તે કોઈ જાતની વિપદના ઉપર લક્ષ્ય કરતો નહોતો—એટલુંજ નહિ પરંતુ સિંહના મોઢામાં જવામાં પણ ડરતો નહોતો એ વાસ્તે સઘળાઓ તેને "બંદાઠાકુર" એટલે ઘેલો સામંત કહેતા.

સામંતનું મૃત શરીર ચાદરમાં બાંધીને નવીન અધિનાયક સશસ્ત્રે કિલ્લાની ભીત ઉપર ચઢીને બળદર્પથી સંહાર મૂર્તિની સાથે મહામારી ( વાવટો લગાડયો ) ખડી કરી, તેના અસ્ત્ર મુખથી હજારો વિપક્ષ સેના મરવા લાગી. છેલ્લે તેણે તે શબ દેહ દિવાલના ઉપર રાખીને જય જય અવાજથી લલકારીને કહ્યું–" અમે પેહેલા કિલ્લામાં ગયા છિયે, હિરોલ સંમાન અમારો લભ્ય છે ? " ચંદાવત્ગણ નવીન સામંતનો જય જય રવથી પોતાની જય ધ્વનિ સંયોજિત કરીને ચારે બાજુએ પ્રતિધ્વનિત કરી મૂકી વિપક્ષિયો ભાગી ગયા. શુક્તાવત્ગણે પુરપ્રવેશ કરીને જોયું તો ચંદાવત્ગણ કર્તૃક દુર્ગ પ્રાકાર ક્ષણમાત્ર પેહેલા અધિકૃત થઇ ગયો છે. મેવાડનો જય પતાકા ઓન્તાલ દુર્ગમાં ઉડયો ચંદાવત્ગણે હિરોલ સંમાન લાભ કર્યું.

એવી જાતના લોમહર્ષણ વ્યાપાર બીજા કોઈ દેશના ઈતિવૃત્ત પટમાં જોવામાં આવતા નથી. વીરત્વ ગૌરવ લાભની પ્રબલ પિપાસામાં ઉત્તેજિત થઇને શુકતાવત્ સામંતે સ્વેચ્છાથી જીવન વિસર્જન કર્યું. એ રજપૂત સાહસનું કામ છે, રજપૂત સિવાય બીજા કોઇને સાધ્ય નથી. પાઠક જરૂર જાણજો. રજપૂત ઈતિહાસમાં એવા દૃષ્ટાંત ઘણા આપી શકાશે. સાહસિકતા, સહિષ્ણુતા, દેશહિતૈષિતા વગેરે સદ્ગુણ સંબંધમાં રજપૂત જાતિ પૃથિવીમાં અતુલનીય છે, એ વાત ટૉડના પ્રમાણે મહામના યુરોપિયનો પણ વારંવાર સ્વીકાર કરે છે.

આ જગ્યા ઉપર પ્રસંગને અનુસરતી એક રહસ્યની વાત પાઠકવર્ગ

ઉપહાર આપવામાં આવેછે. ઓન્તાલ દુર્ગના દ્વારે અને પ્રાકાર પૃષ્ઠમાં જ્યારે મોટું યુદ્ધ થતું હતું ત્યારે શાસનકર્ત્તાના મેહેલમાં બેજણા ઉચ્ચ પદસ્થ મોગલ ચતુરંગ શેતરંજની રમતમાં ઉન્મત્ત થયા હતા. રજપૂતોના આક્રમણની વાત જાણતા છતાં પણ તેઓએ તે વાતની દરકાર કરી નહિ દુર્ગની દુર્ભેદ્યતા અને મોગલસેનાની શ્રેષ્ઠ વિવેચનામાં તેઓનો દૃઢ નિશ્ચય થયો હતો કે, થોડી વારમાં રજપૂતો ભાગી જશે. એવો વિચાર કરીને તેઓ રમવા લાગ્યા એટલુંજ નહિ પણ વધારે રમવામાં મશગુલ થયા. એકતો રજપૂતની પ્રતિયોગીતા, તેમાં તેઓ આજ મોહમંત્રમાં મુગ્ધ થઇને દુર્ગ આક્રમણ કર્યો છે તે જાણી શકત તો માલમ પડેછે કે, તેઓ કદિ ચતુરંગમાં મત્ત થાત નહિ. દુર્ગાભ્યંતરનો રાજમેહેલ રજપૂતોના હાથમાં આવ્યો ત્યારે ચતુરંગથી ચૈતન્યોદય ન થયા. ક્ષણકાલ પછી તે ઓરડામાં ક્ષત્રિય સેના દાખલ થઈ અને બંને મોગલને ઘેરી લીધા. તેઓ રમતમાં ઉન્મત્ત હતા, વિજેતા વર્ગને સાનુનયથી કહ્યું "આપ થોડો વખત ક્ષાંત થાવ, અમે રમત પુરી કરી નાખીએ" ક્ષત્રિયવર્ગ તેનાથી સંમત થયા. પરંતુ તેઓનો વિલંબ જોઇને વિજેતાગણ ઘણા અસ્થિર થયા; .તેનું કારણ છે. કેમકે તેઓના ઉભય સંપ્રદાયના નેતાઓએ પ્રાણ છોડયા છે, તેથી તેઓ ધૈર્યચ્યુતિ થયા; તેઓના હૃદયમાંથી દયા વિગલિત થઈ; ક્રીડા સમાપ્તિસુધી કાલવિલંબમાં અસમર્થ થયાથી ચતુરંગી મોગલ યુગલને મારી નાખ્યા.

શેતરંજના સંબંધમાં પાઠકવર્ગે એવી ઘણીક વાતો સાંભળી હશે, પરંતુ આ તેમાં કંઈક ભયાનક સમજી શકાશે. આપણા દેશમાં શેતરંજની રમતના સંબંધમાં ઘણી વાતો ચાલે છે તેનું વર્ણન કરીને પ્રસ્તાવ બાહુલ્ય કરવાની ગરજ નથી. તો પણ ગ્રીસ દેશમાંના એક પંડિતની વાત અહીંઆં કહ્યાસિવાય રહી શકાતું નથી તે શેતરંજની રમતમાં એવો તો મત થયો હતો કે, જ્યારે વિપક્ષિયોએ નગરને ઘેરો નાખ્યો ત્યારે તે એક નવો અંક કાહાડવાને નવી જાતની નીશાની શોધવા લાગ્યો. વિપક્ષ પક્ષે જ્યારે નગરને હાથ કરી લીધું અને તે મેહેલમાં આવ્યા; ત્યારે પણ તે નવી નીશાની શોધવામાં વ્યસ્ત હતો. જ્યારે તેઓ તેનું માથું વાઢવાને ઉદ્યત થયા ત્યારે તેઓને તેણે વિનીત વચનથી કહ્યું "મારો આ અંક પુરો ચિતરાઈ રહે ત્યારે મને મારી નાખજો." એવા માણસ પૃથ્વીમાં ઘણા કમ હોયછે તેમાં સંદેહ નથી.

---

# બંગાળી વીરત્વનાં દૃષ્ટાંત.

બંગાળ દેશ પૂર્વ કાળને વિષે ઘણો પ્રસિદ્ધ હતો બંગાળી લોકો પૂર્વ-કાળમાં વીરત્વપણામાં વખણાતા હતા. મહાકવિ કાલીદાસે રઘુવંશ નામના અતિ પ્રસિદ્ધ કાવ્યમાં રઘુના દિગ્વિજય વર્ણનમાં બંગાળીના સંબંધમાં જે લખ્યું છે તેનું ભાષાંતર આ પ્રમાણે છે.

" सेना नायक ते रघुळतशी उपर बेसीनें युद्धने माटे आवेला बंगवासी-ओनें पराजय करीने गंगाना मध्यस्थद्वीपमां जयस्तंभ स्थाप्यो.

એ પરથી જણાય છે કે, કાળિદાસે જ્યારે રઘુવંશ લખ્યું ત્યારે બંગાળીઓ યુદ્ધકળામાં કુશળ અને સ્વતંત્ર હતા, કોઈ કોઈ અનુમાન કરેછે કે, યવ દ્વિપમાં પણ બંગાળીઓએ જયનો વાવટો ઊરાડયો હતો. સ-મુદ્ર યાત્રા અને સામુદ્રિક રાજ્ય જયથી, બંગાળીઓએ પોતાની જેવી યોગ્યતા દેખાડી છે એવી યોગ્યતા ભરતખંડની બીજી કોઈ પ્રજાએ દે-ખાડી નથી. પાલ અને સેન વંશનાં વીરત્વનાં વર્ણનથી આજ પણ બં-ગાળને ઉજ્જવળ કરી મૂક્યું છે. મુંગેરમાંથી એક તામ્રપત્ર મળ્યું છે તેમાં લખ્યું છે કે, ગૌડનો અધિપતિ દેવપાલદેવ મુદગગિરિમાં ( મુંગેરમાં ) છા-ણીની પાસે રહેતો હતો. તેણે યુદ્ધબળથી–કાંબોજદેશ સ્વાધીન કર્યો હતો. રાજસાહીના અનુશાસન પત્રમાં પણ મહારાજ લક્ષ્મણસેનનું એવું દિગ્વિ-જયનું વર્ણન જોવામાં આવેછે.

ઈતિહાસના વાંચનારાઓ જાણે છે કે, ઉડિષ્યાના ગંગાવંશીય રા-જાઓ ઘણા પરાક્રમી હતા. એ ગંગાવંશીયોના આદિ પુરૂષ બંગાળી હતા. મોલુક અને મેદનીપુર પ્રદેશમાં તેમનું રહેઠાણ હતું. હંટર સાહેબે લખ્યું છે કે,—વિષ્ણુપુરના ભૂપતિઓએ મુસલમાનોથી પોતાની સ્વતંત્રતાનું ર-ક્ષણ કર્યું હતું.

એક સુપંડિત લખનારે બંગાળનો ઈતિહાસ લખવા જતાં બંગાળી લોકોના સંબંધમાં જે લખ્યું છે તે વાંચવા જોગછે. બંગાળના ઈતિહાસમાં એની સરસ લેખનીથી આ ફકરો નીકળે છે.

" પઠાણોએજ આ દેશમાં મુસલમાનનો જય પતાકા ઉડાડયો. ૩૭૨ વર્ષ પછી તેઓના રાજ્યની આખેરીએ દેશનો કેટલોક ભાગ પોતાના તા-બામાં નહોતો પશ્ચિમમાં વિષ્ણુપુર અને પંચકોટમાં તેઓની સત્તાની સ્થા-પના થઈ નહોતી. દક્ષિણમાં સુંદરવન પાસેના પ્રદેશમાં હિંદુ રાજા સ્વતંત્ર હતા. પૂર્વે ચટગ્રામ, નોયાખાલી અને ત્રિપુરા, આરાકાન રાજ્ય ત્રિપુરાધિ-

પતિના હાથમાં હતાં, અને ઉત્તરમાં કુચબિહારનો પ્રદેશ પણ સ્વતંત્ર હતો. તેથી તે સમયે પઠાણો ઉડિષ્યા ( ઓડીસા ) જય કરવાને સમર્થ થયા ન હોતા. તે સમયે તેઓએ ૧૪૦૦૦૦ પાયદળ, ૪૦૦૦૦ સ્વારો અને ૨૦૦૦૦ બંદુકો લાવ્યા હતા, તો પણ આ દેશનો ઘણો ખરો ભાગ તેઓના તાબે થયો નહોતો."

આ સઘળી વાત ખરા ઈતિહાસની છે. બંગાળના ઈતિહાસના પ્રસંગની ઉપલી વાત ટાંકીને એક સુલેખક અભિમાનની સાથે બોલ્યો હતો કે—" બંગાળ મ્લેચ્છોની સાર્વભૌમ સત્તાથી અપવિત્ર થયો નહોતો"

પઠાણોએ ૧૭ વખત સ્વારી કરીને બંગાળનો અધિકાર લીધો છે એ સઘળી મિથ્યા વાત છે. બંગાળમાં પઠાણોનો ઉદય, સ્થિતિ અને વિલય થયો છે, તથાપિ ઘણીક જગ્યાપર પુષ્કળ બંગાળીઓએ પોતાની સ્વાધિનતા રાખીછે. પઠાણોની સત્તા પછી મોગલોના અમલમાં પણ બંગાળીની વીર્ય-વન્હી હોલવાઈ નહોતી.

યસોહરના પ્રતાપાદિત્યનું નામ બંગાળ દેશમાં સર્વ જાણે છે. પ્રતાપાદિત્યે કદાપિ કાયર પુરૂષની પેઠે પોતાની સ્વાધીનતામાં જલાંજળી આપી નહોતી અને કોઈ વેળાએ પણ કાયર પુરૂષની માફક દિલ્લીના સેનાપતિની સાથે યુદ્ધ કરવા જતાં પાછી પાની ભરી નહોતી. બંગાળ દેશમાં પરાક્રમી બાર "ભુંઇયારના" કીર્ત્તિ કથન સાંભળવામાં આવેછે, તેમાં આ પ્રતાપાદિત્ય એક હતો. પ્રતાપાદિત્ય સિવાય બીજા ઘણાકને પરાક્રમશાળી "ભુંઈયાર" નું નામ આપી શકાય છે. તેઓ દરેકને કિલ્લા હતા. લશ્કર હતું, યુદ્ધનાં વહાણુ હતાં. તેઓ યુદ્ધસ્થળમાં વીરત્વ દેખાડતા, સાહસ દેખાડતા, તેઓ લશ્કર લઇને, શસ્ત્ર લઈને, યુદ્ધપોત લઇને બાદશાહને મદદ આપતા. તેઓ ગૌડના આધપતિના સ્વાધીનમાં રહીને છેલ્લે પોતે સ્વતંત્ર થયા હતા. તેઓ કોઇને કર આપતા નહોતા, તથા કોઇની સત્તા સ્વીકારતા નહોતા. બંગાળી લોકો પૂર્વ કાળને વિષે વીરત્વશૂન્ય નહોતા.

જ્યારે મોગલ બાદશાહ અકબરશાહ દિલ્લીની ગાદીએ બેઠો હતો. દિલ્લીશ્વરોના જયની ધ્વનિ જ્યારે આમ-ખાસમાંથી નીકળીને ગગનમંડળ સુધી જઈ પહોતી હતી. કાબુલ, કાશ્મિર અને ગુજરાત વગેરે ભૂખંડ જ્યારે ધીમે ધીમે, વખત કાળના બળથી ભારત પુરૂષ પ્રધાનના પગ નીચે આવતા હતા, ત્યારે એક બંગાળીએ સાહસ અને પરાક્રમ અને પોતાના ખરા વીરત્વ બળથી પોતાનીસ્વાધિનતાની રક્ષા કરી હતી. તેજસ્વી ઉદય નારાયણુ અસાધારણુ પરાક્રમથી બંગાળના નવાબને સંતોષીને હસ્તાંતરિત સંપત્તિનો ઉદ્ધાર કર્યો હતો. એ બંગાળીએ એક સમયે ભારતના અદ્વિતીય બા-

દશાહની સામે ઉભો રહીને, છેલ્લે પોતાના વીરત્વથી બાદશાહને સંતુષ્ટ કરીને તેના પાસેથી સંમાન સૂચક ઉપાધિ અને માન મેળવ્યું હતું.

નારાયણ ગંજથી એક મૈલ ઉત્તરે "ખિજીરા" નામની જગામાં ઈશાખાંનું રહેઠાણુ હતું. ઈશાખાંનો પિતા કાળીદાસ, પૂર્વે હિંદુ હતો. છેલ્લે હુસનશાહના રાજત્વ કાળે એટલે ૧૪૯૩ થી ૧૫૨૦ ઈ૦સ૦ ના મધ્યવર્ત્તિ સમયમાં મુસલમાન ધર્મ સ્વીકાર્યો; તેથી ઇશાખાંન મુસલમાન ધર્મી પણ હિંદુનો સંતાન હતો. સઘળો પૂર્વ બંગાળ તેના તાબામાં હતો. તે રણમતીમાં નારાયણગંજના બીજે કિનારે ત્રીવેણીમાં અને જ્યાં લક્ષાનદી બ્રહ્મપુત્રથી નીકળેછે, તે જગ્યાની પાસેના એગારસિંધુમાં કિલ્લો બનાવ્યો. બાલફ્રીચ નામનો એક અંગ્રેજ મુસાફર ૧૫૮૬ ઈસવીસનમાં સુવર્ણ ગામમાં આવીને મુક્તકંઠે ઈશાખાંનનું પ્રાધાન્ય સ્વીકારી ગયો હતો. તેની પાછળ બે વર્ષ પછી દિલ્લીશ્વરના સેનાપતિ શાહાબાજખાંએ પુષ્કળ લશ્કરની સાથે પૂર્વ બંગાળમાં પ્રવેશ કર્યો; પરંતુ ઇશાખાંના પરાક્રમથી તેનો પરાજય થયો, એ વખતે ઈશાખાનાં જયના નિશાન ગોરા ઘાટથી લઈને સમુદ્ર કિનારા સુધી ઉડતા હતા.

૧૫૯૫ ઈસવીસનમાં પાછો એક સુદક્ષ સેનાપતિ બંગાળમાં મોગલનું પ્રાધાન્ય સ્થાપવાને આવ્યો હતો, જ્યારે પઠાણના હુમલાથી બંગાળ ખરાબ થઈ ગયું હતું ત્યારે પણ ઇશાખાંએ પોતાના અધિકારની રક્ષા કરી હતી. દિલ્લીશ્વરના પ્રધાન સેનાપતિ ક્ષત્રિયવીર માનસિંહે ઈશાખાંનના અગારસિંધુનો કિલ્લો પરસ્વાધીન થયાની ખબર સાંભળીને તરત લશ્કર લઇને તે અગારસિંધમાં આવ્યો; પરંતુ તેનું લશ્કર કોઇ કારણથી અસંતુષ્ટ થયાથી યુદ્ધ કરવાને અસંમત થયું—ઇશાખાં કાયર પુરૂષ નહોતો. આત્મપ્રાધાન્ય સ્થાપવાની ઈચ્છા તેના હૃદયમાં બળવતી હતી. તેણે સૈન્યોને વિરક્ત જોઈને પણ શત્રુની આગળ તાબેદારી સ્વીકારી નહિ. વીર પુરૂષે વીરત્વનું સંમાન રાખવાને દૃઢપ્રતિજ્ઞ થયો. ઇશાખાંએ રાજા માનસિંહને પોતાની સામે યુદ્ધ કરવાને બોલાવીને કહ્યું "આ યુદ્ધમાં જે જીવતો રહેશે તેનુંજ બંગાળમાં પ્રાધાન્ય સ્થાપિત થશે." એવી અડાકડીની વેળાએ ઇશાખાંએ ધૈર્ય ન તજ્યું. તરતજ યુદ્ધની તૈયારી કરી; પરંતુ ઈશાખાંએ ઘોડા ઊપર બેસીને જોયું કે રાજા માનસિંહને બદલે તેનો જમાઇ યુદ્ધ કરવાને માટે આવ્યો છે. યુદ્ધનો આરંભ થયો. ઈશાખાંની સાથે યુદ્ધ કરનાર હાર પામ્યો. તે વખતે ઈશાખાં, રાજા માનસિંહને કાયર પુરૂષ વગેરે કઠણુ શબ્દો કહીને પોતાની છાવણીમાં ગયો. તરત ખબર આવી કે રાજા માનસિંહ રંગભૂમિમાં આવ્યોછે. ઈશાખાં પા-

છો યુદ્ધ વેષમાં હાજર થયો. દિલ્હીના સેનાપતિ વીર માનસિંહને જોઇને તે ડગમગ્યો નહિ. તે તીરવેગે અશ્વ ચલાવીને શત્રુની સામે થયો.

યુદ્ધમાં કુશળ એવા ક્ષત્રિય શ્રેષ્ઠની સાથે બંગાળીઓનું યુદ્ધ શરૂ થયું સોળસેંની આખેરીએ એગારસિંધુની રંગભૂમિમાં બંગાળી વીર પુરૂષે પોતાનું પાણી દેખાડવામાં કસુર ન કરી. અતુલ્ય સાહસથી, અસામાન્ય વિક્રમથી પોતાનું પ્રાધાન્ય રાખવાને ઈશાખાંએ સંકલ્પ કર્યો. બંગાળી એક સમયે આવા વીરત્વસંપન્ન હતા. એક સમયે બંગાળી ભૂમિએ આવી સાહસ અને પરાક્રમની ઓળખાણ આપી હતી. આજે બંગાળીઓ વીરત્વના તેજથી હીણ થયાછે.

યુદ્ધનો આરંભ થયો. પ્રથમનીજ ઝપાઝપીમાં રાજામાનસિંહની તરવાર હાથમાંથી પડી ગઈ. ઈશાખાંએ પોતાના શત્રુને શસ્ત્ર વગરનો જોઈને; પોતાની તરવાર આપવા માંડી, પરંતુ માનસિંહે તે લીધી નહિ અને નીચું માથું કરીને ઘોડા ઉપરથી ઉતર્યો. ઈશાખાંએ વીરધર્મનું અપમાન કરયું નહિ. શસ્ત્ર વગરના શત્રુને અસ્ત્રાઘાત કરીને હિનતાની છાપ લીધી નહિ. તે પણ ગંભીરભાવથી ઘોડા ઉપરથી ઉતરીને અસ્ત્ર પરિત્યાગ કરીને મલયુદ્ધને માટે સાવધાન થયો. માનસિંહે યુદ્ધ કરયું નહિ; શત્રુનું સાહસ, તેની ઉદારતા અને વીરત્વથી મોહિત થઇને રાજામાનસિંહે બંધુ કહીને આલિંગન કરયું. બંગાળાની ઉદારતા અને વીરત્વમાં ક્ષત્રિયવીરનો પરાજય થયો. રજપૂતાનાના વીરશ્રેષ્ઠે બંગાળી યુદ્ધવીરનું યથાયોગ્ય સન્માન કરયું.

પછી ઈશાખાં રાજામાનસિંહની સાથે આગ્રામાં જઈને બાદશાહ અકબરની પાસે હાજર થયો. તરતજ બાદશાહે તેને બંદીવાન કર્યો. છેલ્લે બાદશાહે જ્યારે એગારસિંધુના યુદ્ધની વાત સાંભળી, ત્યારે સંતુષ્ટ ચિત્તથી ઈશાખાંને બંદીખાનામાંથી મુક્ત કરીને "દિવાન" અને "મસનદઈઆલી" ઉપાધિ આપી અને ઘણા પ્રગણાં આપ્યાં. શોલમા સૈકાની આખેરીએ ભારતના અદ્વિતીય બાદશાહે એવી રીતે બંગાળીના વીરત્વની પૂજા કરી હતી. આજ ઓગણીસમી સદીમાં ભારતના સુસભ્ય બંગાળ બ્રિટીશ અધિપતિની આગળ એવી રીતે શ્રદ્ધા અને સંમાન પામતા રહેછે? આજ જો કોઈ બંગાળી અસ્ત્ર ધારણ કરે તો તેની કેવી દશા થાય? જગત સુસભ્ય બ્રિટીશ ગવર્નમેંટની તરફ જોઈને પૂછેછે કે, કેવી દશા થાય?

ઇશાખાંને છોડીને આપણે બળવીર્યશાળી બંગાળી હિંદુભણી જોઇએ તો તેમને પણ અપૂર્વ માન આપતાં આપણને આનંદ થશે. વિક્રમપુરનો

કાયસ્થ વંશીય ચોદરાય અને કેદારરાય વીરત્વપણામાં વિખ્યાત હતા. જે ઇશાખાંના વીરત્વથી મોગલ સેનાને પરાજય થયો હતો, તે ઇશાખાંની સામે આ બંને ભાઇઓએ સર્વદા યુદ્ધ ચાલુ રાખ્યું હતું. 'ઈશાખાંની સાથેના યુદ્ધમાં ચોદરાય અને કેદારરાયે પોતાની સ્વાધીનતાનું સંરક્ષણ દીર્ઘકાળ કરચું હતું. બાલ્કાચંદ્રદ્વીપના (હાલને બાખરગંજ જીલ્લો) કન્દર્પ નારાયણરાય, અને સુંદરવનની પાસેના પ્રદેશને મુકુન્દરાય પણ વીરત્વમાં વિખ્યાત હતા. ૧૮૫૬ માં ઇસવિસનમાં રાલફફિચે બાલ્કાચંદ્રદ્વીપનું દર્શન કર્યું. તેના લખેલા વિવર્ણપરથી સ્પષ્ટ જણાય છે કે, બાલ્કાચંદ્રદ્વીપ સ્વતંત્ર–સત્તાવાન હિંદુ રાજાને સ્વાધીન હતો. કંદર્પનારાયણની પુષ્કળ સ્મર્ણનિશાનીઓ હતી. અદ્યાપિ તેની એક પિતલની તોપ ચંદ્રદ્વીપમાં છે. ફરીદપુરની પાસે ચરમુકંદીઆ નામની જગ્યામાં મુકંદરાયના ઘણાક ચિન્હ જોવામાં આવેછે. મુકંદરાય દિલ્લીશ્વરની સેનાની સાથે યુદ્ધ કરતાં રણસંગ્રામમાં માર્યો ગયો. તેને પુત્ર શત્રુજીત મોગલબાદશાહ જહાંગીરને તાબે થયો નહિ. જે વેળાએ આલીવર્દીખાં બંગાળ, બીહાર, અને ઉડિષ્યાને શાસન દેવાને મથતો હતો, તે સમયે રાજા કીર્ત્તિચાઁદ અને રાજા રામનારાયણ શત્રુની સાથે યુદ્ધ કરવાને નાખુશ થયા નહોતા, મસ્તાફાખાં જ્યારે વિદ્રોહી થઈને આલીવર્દીખાંના સૈન્યદળને છોડીને આજીમાબાદને ઘેરો ઘાલ્યો, ત્યારે ત્યાંના દીવાન જૈનઉદ્દિ, કીર્ત્તિચાઁદ અને રામનારાયણના હાથમાં સૈન્યાધક્ષ્યતાને ભાર અર્પણ કર્યો. તેમણે બીજા મુસલમાન સેનાપતિના પ્રમાણે મસ્તાફાખાંની સાથે લડાઈ કરી હતી.

ઐતિહાસિકોના અભિપ્રાયે સિરાજદવલાને સેનાપતિ દિવાન માણેકચંદ અને મોહનલાલ બંગાળી હતા. સિરાજદવલાએ જ્યારે કલકતામાં અંગ્રેજોના કિલ્લાને ઘેરો ઘાલ્યો, ત્યારે માણેકચંદ્ર લશ્કરને અધ્યક્ષ હતો. પ્લાસીના યુદ્ધમાં મોહનલાલનું જે વીરત્વ જાહેર થયું હતું તે વાંચનારાઓ જાણે છે. આ જગ્યાપર કહેવું યથેષ્ટ થશે કે મીર જાફર વિશ્વાસઘાતક થઈને સિરાજદવલાને જો દગો ન દેત તો પ્લાસીના યુદ્ધમાં જય મેળવવાની વાત કલાઈવિના પક્ષને મુશ્કેલ થાત. એક સમયે બ્રિટીશ તેજની આગળ પણ બંગાળી અવનત થયા નહોતા.

અધિક ઉદાહરણ આપવાની જરૂર નથી. જે કાંઈ કહેવામાં આવ્યુંછે તે પરથી જણાશે કે બંગાલીઓ બ્રિટીશ અધિકારની પૂર્વે કેવા ક્ષમતાપન્ન હતા. નીચે અમે બંગાળી સાહસનું એક ઉદાહરણ આપીએ છીએ.

એક સમયે બંગાળીઓ સાહસ અને વીરત્વમાં પ્રસિદ્ધ હતા એક સમયે બંગાળીઓએ પોતાના અસ્ત્રબળથી બંગાળના નવાબ અને દિલ્લીના

બાદશાહની આગળથી સ્મર્ણ ચિન્હ લીધાં હતાં અને પોતાની સ્વાધીનતાનું સંરક્ષણ કરયું હતું.

આજે અમે બંગાળી સાહસનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ આપીશું. [૧] ઉદયચંદ નામનો એક બંગાળી યુવક, ઢાકાના અતઃપાતી ઉલાઈલ પરગણામાં રહેતો હતો. બાલ્કાચંદ્રદ્વીપના (બાખરગંજ જીલ્લાના) કંદર્પનારાયણના વંશની સાથે તેનો પાસેનો સંબંધ હતો. કાળે કરીને કંદર્પ નારાયણનો વંશ લોપ થયો, તેઓની સઘળી સંપત્તિ ઉદયનારાયણના હાથમાં ગઇ, પરંતુ થોડા દિવસ પછી મુર્શીદાબાદના નવાબ વંશનો એક માણસ સાહસનો પક્ષપાતી હતો. એ સૂત્રે બંગાળીના બાહુબળની પરીક્ષા કરવાની ઇચ્છા કરી. સંપત્તિભ્રષ્ટ ઉદય નારાયણના પ્રતિ હુકમ થયો. જો ઉદય નારાયણ એક વાઘની સાથે લઢાઈ કરીને સ્વહસ્તે તેને મારી શકે તો સઘળી સમ્પત્તિ તેને પાછી આપવામાં આવશે. તેજસ્વી બંગાળી એથી દિલગીર થયો નહિ. કાયર પુરૂષની પેઠે મલિન ભાવે ઘરમાં પાછો આવીને પોતાના અદ્રષ્ટની નિંદા કરતો અને રડતો જણાયો નહિ ઉદયનારાયણે નવાબની-અભિલાષા પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો. ઠરાવેલી વેળાએ એક પ્રચંડ વાઘ તેની સામે છોડવામાં આવ્યો. સાહસી બંગાળી અસંકુચિત ચિત્તથી રંગભૂમિમાં અવતીર્ણ થઈને પોતાના સાહસની ઓળખાણ આપવામાં પ્રવૃત્ત થયો.

ભયાનક વાઘની સાથે તેજસ્વી બંગાળી યુવકના યુદ્ધનો આરંભ થયો. યુદ્ધમાં ઉદયનારાયણે પોતાના સાહસ અને અસ્ત્ર ચલાવવામાં વિશેષ કૌશલ્યતા દેખાડી વિકાળ વાઘ યુવકનું પરાક્રમ દીર્ઘકાળ સહન કરી શકયો નહિ. ઉદયનારાયણે વાઘને ચક્ષુ ચોળતાંમાં મારી નાખ્યો અને તે વાઘને નવાબની પાસે લઈ ગયો. નવાબ ઉદયનારાયણનું સાહસ અને તેજસ્વિતાથી ખુશ થયો, અને તેને સમસ્ત સંપત્તિનો અધિકાર આપીને દરબારમાં તેનું સંમાન વધાર્યું.

એક યુવક બંગાળીએ એક સમયે પોતાનું આવું સાહસ અને પરાક્રમ દેખાડયું હતું, પરંતુ આજે કેટલા બંગાળી યુવક એ વિષય જાણેછે! ફરીદખાં બહાદુરે સ્વહસ્તે એક વાઘની હત્યા કરીને શેરખાં નામ ધારણ કર્યું હતું. આસ્તોલીનોએ એવાં કામથી પોતાને મહાગૌરવાન્વિત માનીને શેર અફ્ગાન નામ ધારણ કરીને મહેરૂન્નીસાર (પછી નુર જાહાન)ની સાથે પરણ્યો હતો. આજસુધી ઈતિહાસ તેઓની વીરત્વ કીર્ત્તિઘોષણા કરેછે; પરંતુ એ બંગાળી યુવકના સંબંધમાં ઇતિહાસ નિરવ કેમ છે? બં-

૧ એશિઆટીક જનરલ ઓફ બંગાળ વા૦ ૧ પા૦ ૨૦૯

ગાળીએ બંગાળનો ઈતિહાસ લખ્યો છે. ફ્રારેદખાં અને આસ્તા જીલ્લાના પરાક્રમની વાત લખીછે. ઉદય નારાયણની વાત કેમ કહી નથી? જગત પૂછેછે કેમ નથી કહી? અભાગીઆ બંગાળ? આત્મવિસ્મૃત થઈને સર્વ વિષયમાંજ અંગ્રેજનું અનુસરણ કરેછે. પોતાની વાત કહેતાં ભૂલી જાયછે.

---

## રાજા સીતારામરાય.

જ્યારે બાદશાહ ફરરોખશેર દિલ્લીની ગાદી ઉપર બેઠો હતો, મહામતિ નાનકનો સ્થાપેલો ધર્મ સંપ્રદાય ગુરૂ ગોવિંદના મહામંત્રથી સજીવન થઇને જ્યારે ધીરે ધીરે પોતાની મહાપ્રાણતાની ઓળખાણ આપતો હતો, મરાઠાઓ જ્યારે મહાવીર શીવાજીના શિક્ષણના બળથી અસીમ સાહસ અને અસાધારણ તેજસ્વિની સાથે આખા ભારતવર્ષમાં પ્રાધાન્ય ફેલાવવાની કોશિશ કરતા હતા; ત્યારે બંગાળાનો યશોહર જિલ્લો–સુરમ્ય જલાશય, સુદૃશ ઈમારતો અને સુદૃઢ કિલ્લામાં ઘેરાઈને ભારતની સમૃદ્ધ, ભૂખંડમાં પોતાનો ગૌરવ અને સૌભાગ્ય–લક્ષ્મીની ઓળખાણ આપતી નથી. એ જિલ્લાની મધુમતી નદીના પશ્ચિમ કિનારા ઉપર મહમુદપુર નામનું એક મોટું નગર હતું. નગર એક મોટા કિલ્લામાં ઘેરાયલું હતું કિલ્લાની ચારે બાજુએ ઉચ્ચી દીવાલ–દીવાલની ચો તર્ફ ઉંડી ખાઈ હતી. એ કિલ્લામાં એક વખતે રાતની વેળાએ ઘણો મજબુત બાંધાનો પૂર્ણ યૌવન–પ્રાપ્ત પુરૂષ મન લગાડીને સેતરંજ રમતો હતો. યુવકની મૂર્ત્તિ ગંભીર, પ્રશાંત અને વીરત્વવાળી હતી. યુવક એક ચિત્તથી મન લગાડીને પારદર્શિતાની સાથે સેતરંજના ચોખટા ચલાવતો હતો. એવી વખતે ખબર આવી કે નવાબનું ઘણું લસ્કર કિલ્લાની તર્ફ આવેછે. તેઓ જલદીથી કિલ્લાને ઘેરી લઇને અધિકાર કરશે. યુવક થોડોક અન્યમનસ્ક થયો, તેની ભ્રુયુગલ થોડી આકુંચિત થઇ. લલાટની રેખા થોડી વિકાશ થઈ તેથી પ્રશાંત ગાંભીર્યનો વ્યતિક્રમ થયો; યુવક થોડો અસ્થિર થયો હતો ખરો, પરંતુ રમવાથી વિરત થયો નહિ. પ્રતિદ્વન્દ્વીને હરાવવાને માટે પાછો મન લગાડીને શોગટા ચલાવવા લાગ્યો. પરંતુ પ્રતિદ્વન્દ્વી હાર્યો નહિ. થોડો અસ્થિરતાવાળો યુવક તે બાજી હાર્યો. ત્યારે તે ઘણો વિરક્ત થઇને બોલ્યો "આજે જે કષ્ટ પામ્યો છું, યવનનું માથું કાપ્યાથી પણ તે કષ્ટ જનાર નથી." પાસે એક દીર્ઘ કાય, ભીમ પરાક્રમ વીર પુરૂષ ઉભો હતો. યુવકની વાત સાંભળીને તે ગુપચુપ ત્યાંથી જતો રહ્યો.

પ્રાતઃકાળ થયો; નવીન સૂર્ય નવીન ભાવથી ઉત્ફુલ્લ થયાથી, મહમુદપુ-

રનો કિલ્લો ઉદ્દ્ભાસિત થયો. જે યુવક રાતે સેતરંજ રમતો હતો, તેણે પ્રભાતમાં મોઢું ધોયું, એવી વખતે તે દીર્ઘકાય વીરપુરૂષે તેના પગનીચે એક છિન્ન મસ્તક રાખીને અભિવાદન કરીને ઉભો. એ આકસ્મિક વ્યાપારથી યુવકચમકિત થયો અસમયે, અતર્કિતભાવે માણસનું છિન્ન મસ્તક જોઇને ગંભીર સ્વરથી વીર પુરૂષને કહ્યું, "મેનાહાતી? આ શું છે?" મેનાહાતી અવનત મુખથી કૃતાંજલિ પુઢે બોલ્યો "મહારાજ! યવન સૈન્ય પરાભૂત થયાથી ભાગ્યા. આ મુસલમાન સેનાપતિ આબુતરોબનું માથું છે." યુવકની જ્યોતિર્મ્મય આંખ વધારે જ્યોતિર્મ્મય થઈ. ગંભીર, પ્રશાંત મુખમંડલ અધિકતર ગાંભીર્યનું ચિન્હ વિકાશ કરવા લાગ્યું. યુવક થોડો ચિંતિત થયો, પરંતુ તે ચિંતાનો આવેગ બહાર દેખાયો નહિ. યુવકે પ્રફુલ્લ ચિત્તથી મેનાહાતીને ધન્યવાદ આપ્યો અને પ્રફુલ્લ ચિત્તથી તેવા સાહસ તથા પરાક્રમને માટે તેને યથોચિત પુરસ્કૃત કરીને કહ્યું, " નવાબની સાથે જણાય છે કે જલદીથી મોટી લઢાઇ શરૂ થશે. ચાહે તેમ હોય, ભયનું કંઇ કારણ નથી. તમે સૈન્ય સંખ્યા વધારવાની તજવીજ કરો."

પૂર્ણ યૌવન પ્રાપ્ત આ તેજસ્વી પુરૂષનું નામ સીતારામરાય હતું. અને આ અતુલ વીરત્વશાલી ભીમ–પરાક્રમ વીર-પુરૂષ તેનો સેનાપતિ હતો.

સીતારામરાય ઉત્તરાટી કાયસ્થ હતો. મધુમતી નદીના પૂર્વ કિનારે હરિહર નગર નામનું એક ન્હાનું ગામ છે એ ગામમાં સાતમી સદીની આખેરીએ સીતારામ રાયનો જન્મ થયો હતો. સીતારામના બાપની થોડી ભૂ-સંપત્તિ હતી. ગમે તેમ હોય, સીતારામ તે વેળાની પ્રચલિત રીતી પ્રમાણે મેહેતાજીની નિશાળમાં શિખવા બેઠો. પરંતુ નિસ્તેજ, નિરીહ પંડિત થવાના કરતાં સાહસી, તેજસ્વી, વીરપુરૂષ જાણીને પ્રથિત થવામાં સીતારામની અધિકતર ઈચ્છા હતી. મરાઠાનો ઉદ્ધાર કર્ત્તા શીવાજી બાલ્યકાલે અસાધારણ તેજસ્વિતાની ઓળખાણ આપીને સર્વને ચમકિત કર્યા હતા. પંજાબ કેશરી રણજિતસિંહે શૈશવમાં લોકાતીત શૂરત્વના બલથી, પંજાબનો ગૌરવ સૂર્ય ઉદ્દ્ભાસિત કરી મૂકયો હતો. અઢારમી સદીની શરૂઆતમાં સીતારામરાયે પોતાનું વીરત્વ અને સાહસના પ્રભાવથી બંગાળાનું મુખ ઉજ્જ્વલ કરવાને ઉદ્યત થયો.

સીતારામ ન્હાની ઉમરમાં તીર ચલાવવામાં સુદક્ષ થયો હતો. લાઠી રમવામાં પ્રતિપત્તિ મેળવી હતી, ઘોડા ઉપર સ્વારી કરવામાં અપૂર્વ કૌશલતા દેખાડ્યાથી સર્વે સ્તંભિત થઇ ગયા હતાં, બંદુક પકડવામાં વિશેષ યોગ્યતાની ઓળખાણ આપી હતી અને તરવાર ચલાવવામાં સર્વે બંગાળામાં અદ્વિતીય કહીને પ્રસિદ્ધ થયો હતો. તે જેવી રીતે ચક્ષુના નિમિષમાં

લક્ષ્ય પાતિત કરતો, જેવી રીતે દ્રુતવેગથી ઘોડો ચલાવતો, જેવી રીતે નિષ્કોષિત તરવાર અને સુદૃઢ લાકડી લઈને અસાધારણ ચલાવવાની કૌશલતા દેખાડતો હતો. તે વખતે બંગાળના નવાબની દરબાર અને દિલ્લીના આમખાસના અમલદારો અજાયબ અને ભયની સાથે તેનું વીરત્વ સાંભળતા. બંગાળી હાલ સાધારણની આગળ ભીરૂ કાપુરૂષ જાણીને ધિક્કારને પામેછે. બંગાળના હાલ કેટલાક અનભિજ્ઞ વિદેશીય લખેલા ઈતિહાસમાં અકર્મણ્ય સંતાનની પ્રસૂતિ કહીને અવિરત કુત્સા સંગ્રહ કરે છે, પરંતુ બંગાળ પૂર્વે કદી પણ એવો કલંકની કાલિમામાં મલિન થયો નહોતો. ઘણાક દોષોથી બંગાળનું અધઃપતન થયું છે, ઘણાક અકાર્યના અનુષ્ઠાનથી બંગાળી મનસ્વિતા અને તેજસ્વિતાથી વિચ્યુત થઇ પડ્યા છે. પરંતુ બંગાળીઓએ પૂર્વે કદી પણ આત્મ ગૌરવમાં જલાંજલિ આપી નહોતી. જ્યારે દિલ્લીના મુસલમાન બાદશાહો ભારતમાં આધિપત્ય સ્થાપન કરતા, દેશના પછી દેશ જ્યારે તેઓના પદાનત થતા હતા, ત્યારે પણ બંગાળીઓએ ઘણીક જગ્યા ઉપર પોતાની સ્વાધીનતાની રક્ષા કરી છે. બંગાળનો વિજયસિંહે દુસ્તર સાગર પાર થઇને દેશાંતરમાં અધિકાર વિસ્તાર કર્યો છે; બંગાળના ગંગાવંશીઓએ ઉડિષ્યાનું આધિપત્ય સ્થાપન કરીને પવિત્ર ઇતિહાસની આગળ વીરત્વ અને સાહસની પૂજા પામ્યા છે; બંગાળનો પાલ અને સેન રાજાઓ વિજયિની સેનાનો અધિનાયક થઈને વિજય મહિમામાં વધ્યા છે. બંગાળના દ્વાદશ ભૌમિક પોતાના શૂરત્વ અને વીરત્વથી દિલ્લીના બાદશાહને ચમત્કૃત કરી મૂક્યા હતા. બંગાળનો સીતારામ ક્ષમતા અને તેજસ્વિતાના બળથી વીરેન્દ્ર સમાજનો વરણીય થઈ પડ્યો છે. બંગાળનો વીર્યવન્ત પુરૂષસિંહો યથાનિયમથી રણકૌશલ શિખતા, અને પ્રશસ્ત ક્રીડા ભૂમિમાં કૃત્રિમ યુદ્ધ કરીને દર્શકોને સંપ્રીત કરવાને વ્યસ્ત રહેતા. બંગાળે પ્રાચીન કાળમાં કદી પણ આત્મગૌરવમાં જલાંજલિ આપી નથી. જ્યાં સુધી પવિત્ર ઈતિહાસની મર્યાદા રહેશે, જ્યાં સુધી દેશ હિતૈષિતાનું સંમાન કાયમ રહેશે, જ્યાં સુધી પૂર્વસ્મૃતિ સમવેદનાનું પ્રાધાન્ય રાખવાની આશા રહેશે; ત્યાં સુધી સત્યનિષ્ટ સુહૃદગણ મુક્તકંઠથી જલદ ગંભીર અવાજથી કહેશે કે, "બંગાળે પ્રાચીન કાલમાં કદી પણ આત્મગૌરવમાં જલાંજળિ આપી નથી."

વયોવૃદ્ધિની સાથે સીતારામરાય ઘણાક વીરપુરૂષનો અધિનાયક થયો. ધીરે ધીરે ઘણી જમીન તેઓએ હાથ કરવા માંડી. મહમુદપુરના પૂર્વમાં બરાસિયા નદીના કિનારે ભૂષણા નામનું એક નગર આજ પણ જોવામાં આવે છે. સીતારામ તેનો માલક થયો. આસ્તે આસ્તે મહમુદપુરમાં

તેની રાજધાની કાયમ થઇ. સીતારામ પોતાના ભૂજબલથી "વીરભોગ્યા વસુંધરા" આ વાતને કામમાં લાવ્યો. તે દુર્દાન્ત દુરાચાર માણુસની પાસેથી કર લઇને પછી પીડિત, પરપદાનત દુઃખીનો ઉપકાર કરતો. જ્યાં નિઃ-સહાય, નિઃસંબલ માણુસને દુઃખ મલતું હતું, ત્યાં સીતારામ તેનું કષ્ટ દૂર કરવાને તૈયાર થતો હતો. એ વખતે યશોહરમાં બાર ચકલા હતા. એ સર્વ ચકલાના રહેવાસિયો દિલ્હીના બાદશાહને કાયદાસર કર આપતા નહોતા. બાદશાહ ફરરોખશેરે વીરશ્રેષ્ઠ સીતારામના વીરત્વની વાત સાંભળી હતી; હમણા તેનેજ તે સઘળા અબાધ્ય ભૂસ્વામીઓને દમન કરવાને વાસ્તે અ-નુરોધ કર્યો. બાદશાહના અનુરોધનો કાગળ આવ્યાથી સીતારામે સર્વ ભૂ-સ્વામિને પોતાના આધીન કરીને બાર ચકલાનો અધિપતિ થયો. બાદ-શાહ તેથી રાજી થયો. તેજસ્વી સીતારામને "રાજા" ઉપાધિ આપીને સંમાનિત કર્યો, દરિદ્રનો છોકરો પોતાની શક્તિથી રાજા થયો. તેનું ઘર ધનસંપત્તિથી પૂર્ણ થયું. પરંતુ તે પોતાના પરોપકાર વ્રતથી સ્ખલિત થયો નહિ. રાજા સીતારામરાય પેહેલાના પ્રમાણે દુઃખીના દુઃખ દૂર ક-રવામાં, વિપદની વિપદ નિવારણમાં, અસહાયને સહાય આપવામાં નિઃસં-બલને સંબલ આપવામાં વ્યાપૃત રહ્યો હતો.

સીતારામ રાજા થયો, બંગાલના નવાબે તેને કર આપવાને લખ્યું. પરંતુ સીતારામરાયે નવાબની વાત કાન ઉપર ધરી નહિ. નવાબની આગળ કોઇપણ રીતે અવનત થયો નહિ ને તેણે ઉદ્ધતાની સાથે નવાબને કહી મોકલ્યું કે, "હું નવાબની રઇયત નથી. મારી પાસેથી કર માંગવો એ ધૃષ્ટતા માત્ર છે હું યશોહરનો સ્વાધીન રાજા છું;" તેથી નવાબ ક્રોધાયમાન થયો. સીતારામને સજા આપવા માટે ઘણું લશ્કર મોકલ્યું, પરંતુ કંઈ થયું નહિ. સીતારામના વીરત્વથી, સીતારામના સાહસથી, નવાબનું સૈન્ય વારંવાર પરાજિત થયું. બંગાળનાં વીર પુરૂષે સ્વાધીનતાના ગૌરવની રક્ષા કરી તથા ખરૂં વીરત્વ દેખાડીને નવાબને સ્તંભિત કરી મૂક્યો. નવાબે છેલ્લે ઘણાં લશ્કરની સાથે પોતાના જમાઈ આબુતરાવને સીતારામની સામે લઢાઈ કરવા મોકલ્યો. આબુતરાવ રાતે સીતારામના માહમુદપુર કિલ્લાની પાસે આવ્યો. એ વખતે સીતારામ સેતરંજ રમતો હતો. રમ-વામાં હાર્યાથી રાજા સીતારામ રાય વિરક્ત થઇને જે કહ્યું હતું તે સાંભળીને પ્રભુભક્ત મેનાહાતી પ્રભુની વાતનું સાર્થક કરવાને વાસ્તે તે રાતે આબુત-રાવને આક્રમણ કર્યો અને તેને સંપૂર્ણરીતે પરાજિત કરીને બીજે દિવસે પ્રાતઃકાળે તેનું છિન્ન મસ્તક સીતારામની આગળ લાવી મૂકયું. એ માથું જોઇને રાજા સીતારામરાયે સાહસી સેનાપતિને ઈનામ આપ્યું હતું. અને

નવાબની સાથે લઢાઇ અપરિહાર્ય સમજીને મેનાહાતીને સૈન્યની સંખ્યા વધારવાને કહ્યું હતું.

જમાઈના મરણના સમાચાર નવાબની આગળ પોહોચ્યા. નવાબ ઘણો ક્રોધાયમાન થઈને બીજી એક લશ્કરની ટુકડી મોકલી. એ સૈન્યદલના અધિનાયકે સામે લઢાઈ ન કરતાં મેનાહાતીને કૌશલની સાથે પકડવાનો યત્ન કરવા લાગ્યો. યત્ન સફળ થયો. વિપક્ષિયોએ કૌશળથી વગર હથિયારે મેનાહાતીને પકડીને લોઢાના પિંજરામાં બંધ કર્યો. એ બનાવ બન્યા પછી એક અઠવાડીએ શત્રુના હાથથી મેનાહાતી માર્યો ગયો. રાજા સીતારામરાય પ્રભુભક્ત સેનાપતિના મરણથી ઘણો કાતર થયો. સંસારના સર્વ વિષયમાં તેનો વિરાગ પેદા થયો. તેણે હવે યુદ્ધનો આયોજન ન કરતાં શત્રુના હાથમાં આત્મસમર્પણ કર્યો. નવાબનો સેનાપતિ તેને બંદીવાન કરીને દરબારમાં લઇ જતો હતો, રસ્તામાં પોતાની વીંટીનો હીરો ખાઈને તેણે પ્રાણ છોડયો. પૂર્ણ યૌવનમાં પુરૂષસિંહ પોતાની ઇચ્છાથી અનંતનિદ્રામાં અભિભૂત થયો.

રાજા સીતારામે યશોહરમાં ઘણા મોટા મોટા તળાવો ખણાવ્યા છે; દેવતાના ઉદ્દેશથી ઘણાક મંદિરો બનાવીને પોતાની અચલા ભક્તિની ઓળખાણ આપી છે મહમદપુરનો કિલ્લો તેની એક પ્રધાન કીર્ત્તિની નીશાની છે. તેનો પ્રતિષ્ઠિત કૃષ્ણસાગર આજ સુધી યશોહર જિલ્લામાં સર્વથી મોટું તલાવ પ્રસિદ્ધ છે. હમણા પણ રાજા સીતારામરાયની ઘણી કીર્ત્તિના ભગ્નાવશેષ અનંતકાળની અપાર શક્તિની ઓળખાણ આપે છે. સીતારામના શાસનની વેળાએ યશોહર વિશેષ સમૃદ્ધ અને ગૌરવાન્વિત થઈ પડયો હતો; એ વખતે હાલની મહાનગરી કલકતા વાઘ્રાદિ જંગલી મારી ખાનારા પશુઓથી પૂર્ણ જંગલ જેવી હતી અને એ વખતે હાલના બંગાળના હર્તાકર્તા અને વિધાતા શ્વેતપુરૂષો બંગાળના સામાન્ય વણિકના વશમાં ક્રયવિક્રય કામમાં વ્યાપૃત હતા.

---

## અબળાનો આત્મત્યાગ.

અનંતકાળનો સ્રોત અવિરામ ગતિથી અઢારમી સદી અતિક્રમ કરીને ઓગણીસમી સદીમાં પગ મૂકયો છે. મોગલ બાદશાહનું પ્રબલ પ્રતાપ અને ચોતર્ફનો ગૌરવ વિલુપ્ત થઈ ગયો છે. અકબર શાહજાન ઇત્યાદિ બાદશાહઓના વંશના પુરૂષો ટાઢથી સંકુચિત થઇને વૃદ્ધના પ્રમાણે પોતે પોતાને છુપાડીને મહાશ્મશાન દિલ્લીના એક ખુણામાં પડી રહેલા છે.

બ્રિટીશસિંહે ભારતના ભિન્ન ભિન્ન સ્થાનમાં પોતાનું આધિપત્ય સ્થાપન કરીને ભિન્ન ભિન્ન સ્વાધીન રાજાઓના હૃદયમાં ગભીર આશંકા અને ઉદ્વેગનો તરંગ નાખી દીધો છે. મરાઠા ભૂપતિ સિંધિયા અને હોલકર દક્ષિણાપથથી આર્યાવર્ત્તમાં પોતાના અધિકાર વધારવાને ઉન્મુખ થયા છે. આ ઘોર ફેરફારની વેલાએ ભીમસિંહ મેવાડનો શાસન-દંડ પરિચાલના કરતો હતો. ભીમસિંહમાં પૂર્વ-પુરૂષોચિત ભીમ પરાક્રમ નહોતું. અતુલક્ષમતાશાલી વીરશ્રેષ્ઠ બાપ્પારાવના વંશના સંતાન પોતાની હમેશાંની તેજસ્વિતાથી વિચ્યુત થઇને મેવાડની ગાદી ઉપર બેઠા હતા. મરાઠા ભૂપતિઓએ સૈન્યદલ લઇને રાજસ્થાનમાં પ્રવેશ કર્યો હતો; તેઓના આક્રમણ ઈતિહાસમાં પ્રસિદ્ધ છે. પવિત્ર જનપદ શોકની, દુ:ખની અને દારિદ્રની રંગભૂમિ થઈ પડી હતી. પ્રતાપસિંહ તથા પુત્ત, જયમલ્લ તથા બાદલ હાલ કેવલ રજપૂતના પૂર્વ સ્મૃતિમાં વિરાજ કરતા હતા. તે તેજસ્વિતા, તે વીરત્વ, તે દૃઢ પ્રતિજ્ઞા હાલ કાલના અસીમ પ્રભાવમાં રાજસ્થાનમાંથી અંતર્દ્ધાન થયાં હતાં. પરંતુ આ શોચનીય સમયમાં પણ એક સ્વર્ગીય પુષ્પ રાજસ્થાનમાં વિકશિત થઈને પોતાની પવિત્રતાના મહિમાથી સઘળાઓને પવિત્ર કરતો હતો; શોલ વર્ષની રજપૂત બાલા કૃષ્ણકુમારીએ પિતાનું રાજ્ય રક્ષાને વાસ્તે આત્મત્યાગનો પરાકાષ્ટ દેખાડીને પૂર્વ ગૌરવ-ભ્રષ્ટ, પરપીડિત રાજસ્થાનને અનંત સૌન્દર્યથી પરિપૂર્ણ કર્યો હતો.

કૃષ્ણકુમારી એ રાણા ભીમસિંહની કન્યા હતી. સૌન્દર્ય-ગૌરવમાં તે અતુલનીયા હતી. લોકો તેને "રાજસ્થાનનું પુષ્પ" કહીને ગૌરવાન્વિત અને સંમાનિત કરતા હતા. તેનું જેવું અસાધારણ રૂપ-લાવણ્ય હતું, તેવીજ તેની અનુપમ દેશભક્તિ હતી. કૃષ્ણકુમારીએ જ્યારે શોલ વર્ષમાં પગ મૂક્યો ત્યારે રાજા ભીમસિંહે મારવાડના અધિપતિની સાથે કન્યાનું લગ્ન કરવાનું સ્થિર કર્યું હતું. પરંતુ એવામાં મારવાડનો રાજા પરલોક પ્રાપ્ત થયો. ભીમસિંહે જયપુરના અધિપતિ જયસિંહના હાથમાં દુહિતા-રત્ન અર્પણ કરવાની ઈચ્છા બતાવી. મારવાડનો પરવર્ત્તી ભૂપતિ માનસિંહ એનાથી ક્રોધાયમાન થઈને સસૈન્યની સાથે મેવાડમાં આવીને રાજસ્થાનનું પુષ્પ કૃષ્ણાનું પાણિગ્રહણાર્થી થયો. એક બાજુએ મહારાજ સિંધિયા જયપુર રાજાના બદલે મારવાડના રાજાની સાથે કૃષ્ણકુમારીનું લગ્ન કરવામાં મહારાજ ભીમસિંહને અનુરોધ કરતો હતો. જયસિંહની સાથે સિંધિયાની શત્રુતા હતી. આ શત્રુતાના વશવર્ત્તી થઈને સિંધિયાએ જયપુરના અધિપતિને વંજિત કરીને મારવાડ રાજાની પ્રાર્થના પૂર્ણ કરવા વાસ્તે મહારાજ ભીમસિંહને આગ્રહની સાથે અનુરોધ કરવા લાગ્યો.

ભીમસિંહ સંમત થયો નહિ. તેથી સિંધિયા સસૈન્ય ઉદયપુરમાં જઇને એક ગિરિ-સંકટમાં રહેવા લાગ્યો. ઉદયપુર અને જયપુરની સેનાએ તેનો પરાક્રમ ખર્વ કરવાનો આરંભ કર્યો; પરંતુ તેમાં ફાવ્યા નહિ તેથી ભીમસિંહ છેલ્લે એકલિંગના પવિત્ર મંદિરમાં સિંધિયાની સાથે મળ્યો. તેને બાધ્ય થઇને પ્રબલના અનુરોધની રક્ષા કરવી પડી. રાણાએ જયપુર રાજાના દૂતને વિદાય કર્યો. જગતસિંહ આ અપમાન સહન કરી શકયો નહિ, અ-વિલંબે તેણે બહુ સંખ્યક સૈન્ય મેવાડમાં મોકલ્યું. એક બાજુએ મારવાડનો રાજા માનસિંહ પણ યુદ્ધાર્થે તૈયાર થયો હતો. વીર ભૂમિ અપૂર્ણ-વિકશિત પવિત્ર રાજસ્થાનનાં પુષ્પને માટે નર-શોણિતમાં રંજિત થવા લાગ્યું.

આ યુદ્ધમાં માનસિંહ પ્રથમમાં જયી જઇ શકયો નહિ. એક દલ લોક પ્રબલ થઈને તેનો સામેનો પક્ષ અવલંબન કર્યો. એઓએ બીજા એક જણને અધિપતિ કરીને ૧,૨૦,૦૦૦ સૈન્યની સાથે જયપુરના વાવટાના આધિનમાં સજ્જિત થયો. માનસિંહ પોતાના રાજ્યમાં ભાગી આવ્યો. તેનું રાજ્ય આક્રાન્ત થયું. પરાક્રાંત રાઠોડો અસાધારણ સાહસ અને વીરત્વની સાથે ગરીયસી જન્મભૂમિ રક્ષા કરવા લાગ્યા. પરંતુ છેલ્લે તેઓની રાજધાની શત્રુના હાથમાં ગઈ અને લૂટાઈ. માનસિંહે યોધગઢનો આશ્રય લીધો. આ કિલ્લો અભેદ્ય જાણીને પ્રસિદ્ધ હતો. આવેલા સંકટાપન્નની વખતે કિલ્લાનો આ ગૌરવ સર્વે વાતે રક્ષિત થયો. મારવાડની રાજધાની આક્રમણકારી સૈન્યો પદાનત થયા હતા ખરા, પરંતુ યોધગઢે પોતાના ગૌરવનો મહિમા અચલ અને અજેય રાખ્યો.

આ લુટફાટ અને બંડની વખતે માનવ સંજ્ઞાધારી એક પશુ ખાશિ-યતના નિકૃષ્ટ જીવ રંગસ્થલમાં આવિર્ભૂત થયો. એનું નામ અમિરખાં હતું. અમિરખાં જાતનો પઠાણ હતો. પાપના ભયાનક રાજ્યમાં જેટલી કંઈ ખરાબ પ્રવૃત્તિ છે, તે સઘળી અમિરખાંની ખાશિયતમાં સંગઠિત થઇ હતી. અમિરખાં પેહેલા માનસિંહના વિપક્ષના પક્ષમાં હતો. માન-સિંહના દુશ્મનને આ દુરાચાર નરાધમને બંધુ જાણીને આલિંગન કર્યું હતું. પરંતુ છેલ્લે આ પાષંડ બંધુના વિશ્વાસ-ઘાતકતાથી તેનો પ્રાણ-વાયુનો અવ-સાન થયો. તેનું લશ્કર નિર્મૂલ થઈ ગયું. અમિરખાં અમ્લાનભાવથી એવી રીતે પાપનું પરિતર્પણ કરીને માનસિંહના દલમાં મળ્યો.

એવી રીતે ઘોરતર વિશ્વાસ-ઘાતક પાપીના ઘોરતર વિશ્વાસઘાતકતા પૂર્ણ કાર્યનો એક ભાગ બજાવ્યો. હાલ દુર્વૃત્ત આ કાર્યથી પણ બીજીએક ભયંકર ભાગ બજાવવાને હાથ ફેલાવ્યા. અનંત સૌન્દર્યમય રાજ્યસ્થાનના પુષ્પને વાસ્તે હમણા પણ જયપુર અને મારવાડના અધિપતિઓ પરસ્પર-

ના દુશ્મનો થઇને ઉભા હતા. હમણા પણ બંને સૈન્યદલના આક્રમણથી મેવાડની પવિત્ર ભૂમિ અશાંતિ અને વિશૃંખલાથી પૂર્ણ હતી. જુલમી પઠાણ આ વખતે ઉદયપુરના રાણાને સલાહ આપતો હતો. તેઓની કુ-પરામર્શથી રાણા અપરિસ્ફુટ હૃદયરંજન પુષ્પને મારી નાખવાની ઇચ્છા રાખી હતી. રાજ્યમાં શાંતિ સ્થાપનને માટે તેણે આ ઉપાય સારો જાણ્યો હતો, કુમંત્રીની ખરાબ સલાહથી આ ઉપાયથીજ મેવાડના ગૌરવની રક્ષામાં રાણાએ દૃઢ સંકલ્પ કર્યો હતો. અવિલંબે આ સંકલ્પ સિદ્ધિનો આ-યોજન થયો. રાણાનો ભાઇ તરવાર હાથમાં લઈને અતુલ લાવણ્યવતી શોળવર્ષની બાલાના સુવાના ઓરડામાં ગયો. કૃષ્ણકુમારી સુતેલી હતી, ઉષદ્-ઉદ્‌ભિન્ન કમલ-દલના પ્રમાણે તેના કોમલ દેહમાંથી સૌન્દર્યની છટા શ-ય્યામાં અપૂર્વ શોભા વિકાશ કરતી હતી. એ શોભાથી ઘાતકસ્તંભિત થઈ ગયો; ક્ષોભથી રોષથી અને વિરાગથી તેનું હૃદય વિચ્છિન્ન થવા માંડયું, અવશ હાથથી તરવાર પડી ગઈ. દગલબાજી ધીરે ધીરે જાહેર થઈ ગઈ. ધીરે ધીરે કૃષ્ણકુમારી અને તેની માના કાનમાં ગઈ. માતા વિષાદમાં અ-ધીર થઈને રડવા લાગી. પરંતુ કૃષ્ણકુમારી કંઈ પણ કાતર થઈ નહિ, એ ભયંકર દગલબાજીમાં પણ ધીરતાની સીમાને અતિક્રમણ કર્યું નહિ. તે અ-કાતરથી, પ્રસન્ન મુખથી માતાને સાંત્વના આપવા લાગી. રાજપૂત બાલા ધીરભાવથી આત્મત્યાગ કરીને રાજ્યનું અમંગળ દૂર કરવાને સ્થિર પ્રતિજ્ઞ થઈ. ઝેરનું પાત્ર તેની સામે લાવવામાં આવ્યું, કૃષ્ણાએ અમ્લાનભાવથી તેનું પાન કર્યું, બીજું એક પાત્ર આવ્યું, કૃષ્ણા પેહેલાના પ્રમાણે વગર આના-કાનીથી તે પણ નિઃશેષ કરીને પી ગઈ. એવીરીતે બે વાર ઝેર પીધું તો પણ તેનો પ્રાણ ગયો નહિ, દેવ-વાંછનીય પવિત્ર પુષ્પ કરમાવ્યું નહિ, ત્યારે "કુસુંભ-રસ" નામનું બીજુ એક જાતનું તીવ્ર ઝેર તૈયાર કરવામાં આવ્યું. કૃ-ષ્ણકુમારી પેહેલાના પ્રમાણે પ્રસન્ન મુખથી ઈશ્વરનું પવિત્ર નામ સ્મરણ કરીને એ પી ગઈ. તેથી તેને ગાઢ નિદ્રા આવી, એ ગભીર નિદ્રાથી તે પાછી જાગી નહિ. પિતૃભક્તિ-પરાયણા સ્વદેશ-હિતૈષિણી શોલ વર્ષની અબલાએ અકા-તરથી અમ્લાનભાવથી અસાધારણ આત્મત્યાગની અપાર પવિત્રતા ફેંકતી ફેંકતી સ્વર્ગમાં ગઈ. ભૂલોકમાં તેની અનંત ગૌરવમય કીર્ત્તિનો સ્તંભ અક્ષય થઇ રહ્યો છે.

---

## લક્ષ્મીબાઈ.

લક્ષ્મીબાઈ આ ઓગણીસમી સદીની એક ખરી વીરરમણી થઈ ગઈ છે. જ્યારે ભારતવર્ષમાં બ્રિટીશસિંહનો પ્રતાપ, હિમાલયથી કુમા-

રિકા સુધી, સિંધુથી બ્રહ્મ સુધી હતો, ત્યારે લક્ષ્મીબાઈ બ્રિટીશ શાસનના વિરૂદ્ધ ઉભી થઇને પોતાની સ્વાધીનતાનો ગૌરવ રક્ષામાં કૃતસંકલ્પ થઇ અને પોતાનું લોકાતીત વીરત્વ દેખાડીને સર્વને સ્તંભિત કરી નાખ્યા. લક્ષ્મીબાઈનું હૃદય જેવું કમનીય કામિની-જનોચિત મધુરતા અને સ્નિગ્ધતામાં ભીંજાયલું હતું, તેવું સ્થિરતા અને દૃઢ પ્રતિજ્ઞતાના રેખાપાતમાં અટલ થયલું હતું. જો કોઈ માધુર્યમય કોમલ સૌન્દર્યની સાથે ભીમ-ગુણાન્વિત ભાવનો એકત્ર સમાવેશ જોવાની ઇચ્છા કરે, જો કોઇ પ્રભાત-કમલના અંગ-વિલાસની સાથે વિશાલ સાગરના ભયાવહ દૃશ્ય જોવા ચાહે, જો કોઈ કોમલ વીણા-ધ્વનિની સાથે લોકારણ્યની પર્વત વિદારી ભૈરવ રવ સાંભળવામાં સ્પૃહાયુક્ત હોય તો લક્ષ્મીબાઈ તેની આગળ અનુપમ સ્વર્ગીય ભાવનો અદ્વિતીય આસ્પદ જાણીને પરિગણિત થશે. એ લાવણ્યમયી વીરાંગનાની વીરત્વની-વાત સાંભળ્યાથી સ્તંભિત થવાયછે.

લક્ષ્મીબાઈ કોણ હતી? તે શા વાસ્તે બ્રિટીશ શાસનની વિરૂદ્ધમાં અસ્ત્ર ધારણ કર્યા? જે શક્તિના પ્રભાવથી દિગ્વિજયી મરાઠાઓએ મસ્તક અવનત કર્યું હતું, પંજાબ-કેશરીનો પંચનદ પૂર્વ ગૌરવ-ભ્રષ્ટ થયો હતો, બંગાળ અને બિહારની શ્યામલ ભૂમિમાં, મદ્રાસ અને મુંબઈના સમૃદ્ધ સ્થલમાં, સિંધુ અને મધ્ય ભારતના વિસ્તૃત ક્ષેત્રમાં બ્રિટીશ વાવટો અપ્રતિદ્વન્દ્વિ ભાવથી વિકાશ પામતો હતો તથા ઇંગલંડના વણિક સમાજના એક કર્મચારીની શક્તિથી વિશાલ ભારત સામ્રાજ્યમાં ચંદ્રગુપ્ત તથા વિક્રમાદિત્ય, અશોક તથા ભોજના ક્ષમતાના ગૌરવ-સ્પર્દ્ધિની થતી હતી, શા વાસ્તે તે મહાશક્તિ પર્યુદસ્ત કરવામાં ઉદ્યત થઈ હતી. આ જગ્યા ઉપર તેનો ઉલ્લેખ કરવો ઉચિત જણાય છે.

ભારતના નકશાના કેંદ્રસ્થલમાં બુદેલખંડનો પાર્વત્ય પ્રદેશમાં ઝાંસિ નામના એક ક્ષુદ્ર રાજ્યનું અવસ્થાન જોવામાં આવે છે. ઝાંસિ પ્રકૃતિના રમણીય સ્થાનમાં વસેલું છે. એની ઉત્તર અને દક્ષિણ બંને બાજુએ સમુન્નત પર્વત માળા રહેલી છે. પર્વતના પાદદેશમાં હરિદ્વર્ણ વૃક્ષશ્રેણીથી સુશોભિત રહેલા છે. સ્થાને સ્થાને પ્રશસ્ત જલાશય અપૂર્વ નેત્ર-વિનોદન ગ્રામ્ય શોભા વિકાશ કરી મૂકે છે. એ ક્ષુદ્ર રાજ્યનું પરિમાણ ૧૫૬૮ વર્ગ માઇલ છે. પૂર્વે ઝાંસિ મરાઠા કુલ-ગૌરવ પેશવાના આશ્રિત અને અનુગત મરાઠા-વંશના શાસનાધીન હતી; પછી ૧૮૧૭ ઈસવીસનમાં બ્રિટીશ ગવર્નમેન્ટની સાથે એનો સંશ્રવ જન્મ્યો હતો. ઝાંસિના છેલ્લા અધિપતિનું નામ ગંગાધરરાવ હતું એ ૧૮૩૮ ઈસવીસનમાં ઝાંસિની ગાદી ઉપર બેઠો હતો. લક્ષ્મીબાઈ એ ગંગાધરરાવની પત્ની હતી.

૧૮૫૩ ઇસવીસનમાં ગંગાધરરાવનું મરણ નિપજ્યું. તેને છોકરો નહોતો. એ વાસ્તે બ્રિટીશ રેસિડેન્ટને મરતી વખતે લખ્યું હતું કે, "હું હાલ અતિશય અસુસ્થ થઇ ગયોછું. એક ક્ષમતાપન્ન ગવર્નમેન્ટના વિશેષ અનુગ્રહમાં રહેવાથી એટલા દિવસ પછી મારા પૂર્વ પુરૂષોનું નામ વિલુપ્ત થવાથી મારા મનમાં ઘણો ક્ષોભ ઉત્પન્ન થાય છે. મેં એ વાસ્તે બ્રિટીશ ગવર્નમેન્ટની સાથે મારી જે સંધિ થઈ છે તેની બીજી કલમ પ્રમાણે મેં આનંદરાવ નામના મારા એક પંદર વર્ષના ઘનિષ્ટ સગા બાલકને દત્તક પુત્ર રૂપથી લીધો છે. જો ઈશ્વરની કૃપાથી અને આપની ગવર્નમેન્ટના અનુગ્રહથી હું રોગથી મુક્ત થાઉ, અને હું જેવી રીતે તરૂણવયસ્ક છું તેમાં જો મને કોઇ પુત્ર સંતાન જન્મે તો હું એ વિષયમાં યથાવિહિત કાર્ય-પદ્ધતિનું અનુસરણ કરીશ, અને જો હું જીવતો ન રહ્યો તો મારા વિશ્વસ્તતાના અનુરોધથી જાણે બ્રિટીશ ગવર્નમેન્ટ આ બાલકના પ્રતિ અનુગ્રહ દેખાડીને બાલકની મા અને મારી વિધવા પત્નીને આજીવન સર્વ વિષયની સ્વત્વાધિકારિણી કરે, તેના પ્રતિ કોઇ રીતનો અસદ્વ્યવહાર ન દેખાડે."

મુમૂર્ષુ ગંગાધરરાવની કલમથી એવી રીતના વિનય-નમ્ર વાક્ય નિકલ્યાં હતાં, એવી રીતનું સૌજન્ય તેના જીવનની છેલ્લી ઘડીએ લિપિના દરેક અક્ષરમાં નિકલ્યાં હતાં. પરંતુ મુમૂર્ષુનો આ છેલ્લો અનુરોધ રાખવામાં આવ્યો નહિ. એ વખતે લાર્ડ ડાલહૌસી ભારતવર્ષનો ગવર્નર જનરલ હતો. જેને સંધિ ભંગ કરીને રણજિતસિંહના રાજ્યમાં બ્રિટીશ વાવટો ઉડાડ્યો, જેની રાજનીતિના મહિમાથી સેતારા રાજ્યમાં ઇતિહાસ-પ્રસિદ્ધ મરાઠાવંશીયનું આધિપત્ય વિલુપ્ત કરવામાં આવ્યું, હમણા ઝાંસિના સંબંધમાં વિચાર કરવાનો ભાર તેના હાથમાં આવ્યો. ડાલહૌસી અવસર સમજીને સેતારાના પ્રમાણે ઝાંસિ લેવાનો નિશ્ચય કર્યો. સંકલ્પસિદ્ધિના પક્ષમાં વિલંબ કરવામાં આવ્યો નહિ. જલદીથી હુકમ જાહેર કર્યો. ઝાંસિ ડાલહૌસીનાં સર્વ સંહારિણી કલમના આઘાતથી રાવવંશીયના હાથથી સ્ખલિત થઈ પડી.

ઝાંસિ બ્રિટીશ ઇંડિયામાં સંયોજિત થઇ ખરી, પરંતુ તેજસ્વિની લક્ષ્મીબાઈ બ્રિટીશ ગવર્નમેન્ટની અનુરક્ત થઈ નહિ. તેનું રાજ્ય પરહસ્તગત થયું છે, પરદેશીય પરપુરૂષ વગર હરકતે અમ્લાન વદનથી તેના દત્તકપુત્રનો અધિકાર વિલુપ્ત કર્યો છે, એનાથી તે મર્માહત થઈ. એ મર્મજ્વાલા તરત નિવારિત થઈ નહિ લક્ષ્મીબાઈનું હ્રદય અતિ ઉચ્ચ ભાવથી પૂર્ણ હતું. મેજર માલકમના જેવા માણસે પણ સ્પષ્ટાક્ષરથી લખ્યું છે કે, "લક્ષ્મીબાઈ સાતિશય માનનીયા અને રાજ પ્રતિનિધિત્વની સંપૂર્ણ યોગ્યપાત્રી છે,

તેનો સ્વભાવ અતિ ઉચ્ચભાવનો પરિચાયક છે. ઝાંસિના સર્વ લોક તેના ઉપર પ્રગાઢ સંમાન દેખાડે છે." એ ઉચ્ચ પ્રકૃતિની વીરાંગના સ્વીય રાજ્ય રક્ષા કરવામાં યથા સાધ્ય પ્રયાસ પામી, સંધિનો નિયમ, બંધુતાનું દૃષ્ટાંત અને દત્તકગ્રહણની વિધિ સિદ્ધતા દેખાડીને ઝાંસિની સ્વાધીનતા રક્ષાને માટે આગ્રહની સાથે બ્રિટીશ ગવર્નમેન્ટની આગળ પ્રાર્થના કરી પરંતુ તેની તે પ્રાર્થના તથા તે મેહેનત ફૂલવતી થઈ નહિ. આ અવિચારમાં અને અવમાનનાથી લક્ષ્મીબાઈ સાતિશય વ્યથિત થઈ. તેની હૃદયગત વ્યથા તથા કેવલ નયનજલની સાથે વિલીન થઈ નહિ, અવિલંબથી એ હૃદયના પ્રતિસ્તરમાં ઉદ્દીપ્ત થઈને પ્રચંડ હુતાશનમાં પરિણત થયો. દૃઢ પ્રતિજ્ઞાએ જેની પ્રકૃતિને ઉન્નત કરી છે, અટલતાએ જેના હૃદયને અવિચલિત રાખ્યું છે અને અધ્યવસાયે જેના ચિત્તવૃત્તિ સમસ્તને વિઘ્ન વિપત્તિના આક્રમણ સહ્ય કરવાને ઉપયોગિની કરી મૂકી છે, તેને કદી પણ કોઇ પ્રકારની વિપત્તિમાં કર્ત્તવ્યવિમુખ થઇને ભવિષ્યતની આશામાં જલાંજલિ આપી નહિ. લક્ષ્મીબાઈ એવી પ્રકૃતિની હતી. તેથી તે પોતાની દશા-વિપર્યયમાં પણ દૃઢતર અધ્યવસાયથી સ્ખલિત થઈ નહિ. બ્રિટીશ એજેન્ટની સાથે મોલાકાતની વખતે લક્ષ્મીબાઈ સક્રોધથી વજ્ર-ગંભીરસ્વરથી બોલી હતી કે, "મેરી ઝાંસિ દેવુંગી નહિ," લક્ષ્મીબાઇની આ ધ્વનિથી બ્રિટીશ એજેન્ટનું હૃદય કાંપી ઉઠ્યું. એજેન્ટ એ વીરરમણીની દૃઢતાથી સ્તંભિત થઈ ગયો. ઝાંસિ કંપનીના રાજ્યમાં ગઈ, પરંતુ એ અવમાનના-રેખા વીરજાયા વીરાંગનાના હૃદયમાં ગાઢરૂપથી અંકિત રહી—કામનીનું કોમલ હૃદય અપમાન-વિષથી કાળું થઈ ગયું.

૧૮૫૭ ઈસવીસનનાં સિપાઈ-યુદ્ધના સમય જ્યારે ભારતવર્ષના ભયંકર કાંડ સંઘટિત થયું હતું, કાનપુર, મિરટ, લખનૌ અને દિલ્લીની સાથે સાથે જ્યારે બુંદેલખંડમાં પણ તરંગાયિત થયું હતું, ત્યારે તેજસ્વિની લક્ષ્મીબાઇ પોતાનાં પ્રનષ્ટ ગૌરવને ઉદ્ધાર કરવામાં યત્નવતી થઈ હતી. જે તુષાનલ તેના હૃદયમાં પ્રસારિત થયું હતું, તે આ સમયે પ્રજ્વલિત થઈ ગયું. લક્ષ્મીબાઈએ એ વખતે કામિનીનો કમનીય વેશ પરિત્યાગ કર્યો. યુદ્ધ વેશમાં હમણા તેનું લાવણ્યમય દેહ સજ્જિત થયું. તેની સુખદુઃખની ચિર, સંગિનીબેહેન હાલ તેની સહકારિણી થઈ. ઓગણીસમી સદીના મધ્ય ભાગમાં ભારતની યુવતી વીરાંગના સુશિક્ષિત બ્રિટીશ સૈન્યની સાથે યુદ્ધ કરવામાં ઉદ્યત થઇ. વૈદેશિકોની કઠોર કલમથી ગમે તે નીકલે, સત્હૃદય કવિ અને સત્યપ્રિય ઐતિહાસિકની આગળ એ ચિત્ર ચિરકાલ પવિત્ર જાણીને સમ્પૂજિત થશે. કોણે વિચાર કર્યો હતો કે, પ્રબલ-પ્રતાપ બ્રિટીશ શાસનમાં ભા-

રતમાં પાછો આવો અપૂર્વ દૃશ્યનો સંચાર થશે ? કોણે મનમાં આણ્યું હતું કે આ પરાધીનતાની વખતે ભારતની કોમલતામયી યુવતી અશ્વ પૃષ્ટ ઉપર બેસીને, કોમલ હસ્તમાં કઠોર અસ્ત્ર પકડીને મહાશક્તિરૂપે આવિર્ભૂતા થ-શે ? જે કમનીય વન્હિશિખાએ લોક–લોચનને તૃપ્તિ ઉત્પન્ન કરી હતી, કો-ણે વિચાર કર્યો હતો કે તે સંહારિણી મૂર્ત્તિ થઈને ભૈરવ રવથી ચારે બાજુ દગ્ધ કરવામાં આગળ પડશે ? વધારે દિવસ થયા નથી, ભારતમાં એવા અસાધારણ પરિવર્ત્તન લક્ષિત થયાં હતાં. પરાધિનતાના શોચનિય સમયમાં નિર્જિવ, નિશ્ચેષ્ટ અને નિષ્ક્રિય ભારત-વાસીમાં એવો જ્વલન્ત પાવક-શિખાનો આવિર્ભાવ થયો હતો. ભારતની યુવતી વીર-રમણી યૌવનનો વિલાસ પરિહાર કરીને એવી ભયંકરી મૂર્ત્તિ ધારણ કરી હતી. પૂર્ણ વિકશિત શતદલ એવી કઠોરતામાં પરિણત થઇ હતી.

લક્ષ્મીબાઈ વીરપુરૂષનો વેશ પરિગ્રહ કર્યો તેનું કોમલ-દેહ કઠણ કવચમાં આચ્છાદિત થયું, અને કોમળ હાથમાં કઠોર તરવાર શોભા આપવા લાગી. સૌન્દર્ય-લીલામયી લલનાનું લાવણ્ય રાશિ હમણા અપૂર્વ ભીષણતા-સાથે મળી ગયું. સત્હૃદય પાઠક ! દુઃખ-દારિદ્રય-પૂર્ણ હતાશ ભારતની શોચનીય અવસ્થામાં એકવાર આ અપૂર્વ ભાવના વિષય ચિંતા કરો, કલ્પનાના સંમોહન-નેત્રમાં એકવાર ભયંકરી મહાશક્તિની તર્ફ જુઓ હૃદયમાં અભૂતપૂર્વ-અચિંત્યપૂર્વ-અનાસ્વાદિતપૂર્વ કેવો એક અનિર્વચનીય રસનો સંચાર થશે.—લક્ષ્મીબાઇ વીર પુરૂષના વેશમાં ઘોડા ઉપર સ્વાર થઇને પોતાના મરાઠી સૈન્યોને પરિચાલના કરવા લાગી. બ્રિટીશ સેનાની સાથે તેનું સંગ્રામ થવા લાગ્યું. લક્ષ્મીબાઈએ એ સંગ્રામમાં કંઈ પણ કાતરતા દે-ખાડી નહિં. તેણે કેટલાક મહીના સુધી અસીમ-સાહસથી-અકુતોભયથી ઇંગ્રેજોની સાથે યુદ્ધ કર્યું, સુદક્ષ બ્રિટીશ–સેનાપતિએ કેટલાક મહીના સુધી આ વીર્યવતી વીરાંગનાનું અદ્‌ભુત રણ કૌશલ અને અસામાન્ય સાહસથી વિસ્મિત થઇને મુક્તકંઠથી તેના યશોગાનમાં પ્રવૃત્ત થયો લક્ષ્મીબાઈ વ્યતિરિક્ત કોઈપણ સેનાપતિ રણક્ષેત્રમાં સર હિઉરોજે વધારે વ્યતિવ્યક્ત કર્યો નહિ પ્રથમ યુદ્ધમાં લક્ષ્મીબાઇએ પોતાનું અસાધારણ પરાક્રમ દેખાડયું હતું. તેના સંગ્રામ નૈપુણ્યમાં બ્રિટીશ સેનાપતિ સર હિઉરોજનું સૈન્યદલ પણ વિશૃંખલ અને હતવીર્ય થઈ ગયું હતું. એ વીરાંગનાનું વીરત્વનું યશોગાન કોણ ગાશે ? આ નિર્જીવ ભારતમાં કોણ સત્હૃદય ઐતિહાસિક આ અનંત કીર્ત્તિની કાહાણી અક્ષય અક્ષરમાં લખી શકશે ? ભારત યથાર્થેજ જગત્‌માં અતુલનીયા છે. જેઓ મહાસંગ્રામમાં નેપોલિયનના પ્રમાણે અલોક સામાન્ય વીરપુરૂષને પણ હત ગૌરવ કર્યા હતા; ભારતની વીર-

રમણી તેઓના સૈન્યદલને નિર્મૂળ કરવામાં કૃતહસ્ત થઈ છે. પ્રચંડ નિદ્દાઘના ભયંકર સમયમાં ભારતની મહાશક્તિ બ્રિટિશ-સેનાપતિની શક્તિ નાશમાં ઉદ્યત છે. આ અપૂર્વ ભાવની ગંભીરતા જાણવી એ સર્વને સાધ્ય નથી—ઘણું લશ્કર નાશ પામ્યું તોપણ લક્ષ્મીબાઇની તેજસ્વિતામાં કઇપણ કમતાઈ થઈ નહિ. તેણે પાછું મહાપરાક્રમથી કલ્પિનગરમાં બ્રિટિશ-સૈન્યની સાથે યુદ્ધ કર્યું. પરંતુ છેલ્લીવારે કલ્પિ અંગ્રેજોના હાથમાં ગયું. લક્ષ્મીબાઇ એનાથી પણ ઉત્સાહ તથા ઉદ્યમ શૂન્ય થઇ નહિ. જેઓએ તેનું રાજ્ય લીધું છે, તેના પુત્રને સામાન્ય લોકની હાલતમાં નાખ્યો છે; ચાહે તેમ હોય; તેની ક્ષમતાનો નાશ કરવો તેનો એકમાત્ર ઉદ્દેશ હતો. લક્ષ્મીબાઈએ આ ઉદ્દેશ સિદ્ધિને માટે પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું હતું. વીરરમણીની એ પ્રતિજ્ઞા કદિ પણ સ્ખલિત થઈ નહોતી—વીરત્વની એ ઉજ્જ્વલ મૂર્ત્તિમાં કોઈ વખતે પણ કોઈ જાતની કાલિમાની છાયા અડકી નહોતી. ૧૮૫૮ ઇસિવી સનની ૧૭ જુનને દિવસે લક્ષ્મીબાઇએ ગોવાલિયરની આગળ પાછું અંગ્રેજ સૈન્યની સાથે યુદ્ધ કર્યું. પાછી ભૈરવ રવથી "યુદ્ધં દેહિ" કહીને બ્રિટિશ સેનાપતિ સર હિઉરોજની સામે થઈ. આ યુદ્ધ વીરરમણીના જીવનનું છેલ્લું યુદ્ધ હતું. આ યુદ્ધની છેલ્લી ઘડીએ વીરરમણીનો પવિત્ર જીવન—સ્રોત સ્વર્ગીય અમૃત—પ્રવાહમાં મળી ગયો. આ યુદ્ધમાં વીરાંગનાએ અસાધારણ પરાક્રમ દેખાડ્યાથી સર હિઉરોજે કહ્યું છે કે "લક્ષ્મીબાઈ હતી તો રમણી, તથાપિ તે વિપક્ષિયોમાં સર્વ કરતાં સાહસિની અને સર્વ કરતાં રણ—પારદર્શિની હતી." વીરપુરૂષ વીરાંગનાનું ખરૂં વીરત્વ સમજ્યો હતો તેથીજ સંમાનની સાથે પ્રકૃત વીરત્વનો એવો ગૌરવ રક્ષા કરેછે. એ ભયંકર યુદ્ધમાં લક્ષ્મીબાઈ અને તેની બેહેન પોતાના લશ્કરની પેહેલા રહેતી. ઉભય કવચથી આચ્છાદિત, બંને ઘોડા ઉપર સ્વાર, અને બંને વીર પુરૂષના-વેશમાં સજ્જિત છે. કેટલાક કલાક સુધી ઘોરતર સંગ્રામના પછી બંને જ્યારે રણ-ભૂમિમાંથી પાછી ફરીને આવતી હતી, ત્યારે વિપક્ષ તુરૂક સ્વારની ગોળીથી અથવા તરવારના આઘાતથી બંનેનો પ્રાણ—વાયુનો અવસાન થયો. રણક્ષેત્રમાં એ વીરાંગના—દ્વયનું પતન બ્રિટિશ સેનાપતિના નયન ગોચર થયું નહિ. છેલ્લે એના રક્તાક્ત દેહ પવિત્ર સમરક્ષેત્રમાં જોવામાં આવ્યા. મૃતદેહ રક્ષાને વાસ્તે લક્ષ્મીબાઈના વિશ્વાસી દેહ—રક્ષકો પ્રાણુપણ કરીને ચારે બાજુએ ઉભા હતા. અવિલંબે ચિતા તૈયાર થઈ. જોતાં જોતાંમાં પરમસુંદરી વીરરમણી-યુગલના દેહ ભસ્મસાત્ થઈ ગયાં. લક્ષ્મીબાઈનો જીવન—નાટકનો આ છેલ્લો અંક કેવો ગંભીર ભાવનો ઉદ્દીપક છે? પોતાની સ્વાધીનતાને માટે યુવતી વીર-રમણી એવું અસાધારણ આત્મ-

ત્યાગ આહા કેવો ગંભીર ઉપદેશનો પરિપોષક છે! હાય ! આ ગંભીર ભાવથી કોણ પ્રમત્ત થશે! આ ગંભીર ઉપદેશમાં કોણ કર્ણપાત કરશે! લક્ષ્મીબાઈએ અંગ્રેજના વિરૂદ્ધમાં અસ્ત્ર ધારણ કર્યાં હતાં તેથી અમે તેની પ્રશંસા કરી નથી, તેના અસામાન્ય વીરત્વથી અમે મુગ્ધ થયા છિયે.

---

# આત્મસન્માનમાં આત્માહુતી.

## રંગરાવ.

૧૮૫૭ ઈસવીસનના ડીઝેમ્બર મહીનામાં કર્ણાટક પ્રદેશમાં ઇંગ્રેજ અને ફ્રેન્ચમાં ભીષણ યુદ્ધ ચાલે છે. મદ્રાસના કિનારા ઉપરના રાજાઓ કોઇએ તો ફ્રેન્ચનો, કોઈએ તો ઇંગ્રેજનો પક્ષ અવલંબન કર્યો છે. સાગરના કિનારે ઇંગ્રેજ અને ફ્રેન્ચની રણતરી આકાશ માર્ગમાં વૈજયન્તી ઉડાવીને અભિમાનથી અહીંથી તહીં ફરે છે, આખા દેશમાં સૈન્ય ફેલાઈ ગયું છે, સૈન્યના પગલાથી દેશ કંપાન્વિત થાય છે, લઢાઈની તૈયારીમાં દેશ પૂર્ણ થયો છે. વિદેશીય સ્વાર્થ રક્ષાને માટે ભારતી ભારતીના લોહીમાં તર્પણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. સ્વદેશવાસીના લોહીની નદી પ્રવાહિત કરવાને માટે સ્વદેશના ગળામાં ફાંસો નાખવાને પ્રવૃત્ત થયા છે. ફ્રેન્ચ સેનાપતિ બુસી રાજમહેન્દ્ર નગરમાં આવ્યો છે, સ્વદેશીના લોહીનો તરસ્યો વિજિયા ગામના મહારાજાના પૂર્વપુરૂષ રાજા વિજયરામરાજીએ બબિલીના રાજાનું સર્વનાશ કરવાને માટે તેની સાથે મસલત કરવાનો આરંભ કર્યો છે. એ પાપથીજ ભારતની સ્વાધીનતા જતી રહી છે, એ પાપથીજ ભારતવાસીના ગળામાં ન તોડાય એવી સાંકળ પડી છે. વિજયરામે બુસિને સમજાવ્યો કે, બાબિલીનો રાજા રંગરાવ એક ખરાબ માણસ છે, તેને દેશમાંથી દૂર ન કર્યાથી ફ્રેન્ચનું કલ્યાણ થનાર નથી. બુસિએ રંગરાવને સ્વદેશ છોડીને કોઈ દૂરના ભાગમાં જવાનો હુકમ આપ્યો. તે વખતે ભારતવાસી હીન વીર્યવાળા નહોતા, વિદેશીના કટાક્ષથી તે વેળાએ ડરતા નહોતા, રંગરાવે બુસિના તર્જન ગર્જનની ઉપેક્ષા કરી, એક દલ ફ્રેન્ચ લશ્કરને યુદ્ધમાં પરાજય કરીને તેઓને સમૂળે ધ્વંસ કર્યું. લઢાઈમાં પરાજિત થઇને બુસિ ક્રોધાનલમાં બળવા લાગ્યો, ઘણા અપમાનથી પોતાનું શરીર કરડવાં લાગ્યો, રંગરાવને વંશની સાથે નાશ કરવાને માટે મોટી લઢાઈની તૈયારી કરી.

પેલી બાજુએ રંગરાવે છેટેના ઘાડા જંગલમાં વિટાયલા મજબુત કિલ્લામાં ૨૫૦ લશ્કર અને ૫૦૦ બાલક તથા સ્ત્રિયો લઇને આશ્રય લીધો.

બુસિ ૭૫૦ યુરોપિયન અને ૧૧ હજાર દેશી સૈન્ય તથા ૪ તોપો લઈને રંગ-રાવની સામે લઢાઈ કરવા આવ્યો. વિદ્વેષવિષ–જર્જરિત, સ્વદેશ દ્રોહી, ભારત–કલંક વિજયરામ પણ સ્વદેશવાસીનું લોહી પીવાને માટે લશ્કરની સાથે બુસિમાં સામેલ થયો હતો. આ વિપુલ સૈન્ય શ્રેણીએ વન જંગલ સાફ કરીને થોડા દિવસમાં રંગરાવના કિલ્લાની પાસે આવ્યા. કિલ્લાની લં-બાઇ ૪૦૦ હાથ અને પોહોળાઇ ૪૦ હાથ હતી. કિલ્લો સુમારે ૧૪ હા-થની દીવાલથી રક્ષિત હતો. એના ચારે ખુણા ઉપર ચાર મજબુત ના-ના કિલ્લા હતા, શત્રુઓને ઘેરી લેવાને માટે ચોતર્ફથી દીવાલની ચારે બા-જુનો કેટલોક ભાગ નીકળેલો હતો. બુસિએ સેનાને ચાર ભાગમાં વેંચીને ચાર બાજુના નાના કિલ્લાઓને તાબે કરવાને માટે હુકમ આપ્યો. રંગરાવ થોડું લશ્કર લઇને જીવન પણ કરીને લઢાઈ કરવા લાગ્યો. ૧૮૫૮ ઇસિવીસનની ૨૪ મી જાનેવારીના સૂર્યોદયની પહેલાથી લઢાઈની શરૂઆત થઈ. ફ્રેન્ચ તોપોમાંથી ગોળાઓ વરસવા માંડયા, કિલ્લામાંના ર-હેનારાઓએ અગ્નિના ભય નિવારણને માટે ઘાસનાં ઝુપડાં ભાગી નાખ્યાં. ૯ વાગ્યાની વેળાએ કિલ્લાની દિવાલ ઘણી જગા પરથી ભાંગી ગઈ, ફ્રેન્ચ લશ્કર એકીવારે ચારે બાજુએ દીવાલમાંથી અંદર જવાને માટે દોડવા લાગ્યું, અયુતાધિક સેનાએ એક કલાક સુધી ઘણી મહેનત કરી તોપણ એકે માણસ તે દીવાલમાં પેસી શકયો નહિ. રંગરાવની ૨૫૦ સેનાએ ફ્રે-ન્ચ અગણનીય સેનાને ગભરાવી મૂકી, ઘણું લશ્કર મરી ગયું, એ ટોળી હઠી ગઈ, પાછી નવી તેજદાર બીજી ટોળી દીવાલની પાર થવાને માટે યત્ન કરવા લાગી, તેઓ પણ ભગ્ન મનોરથ થઈને પાછી ફરી, ફ્રેન્ચ સેના થાકી ગઈ. સેનાપતિએ લઢાઈ બંધ કરવાનો હુકમ કર્યો. સેના વિશ્રામ કરવા લાગી, પેલી બાજુએ કિલ્લાની દીવાલ તોડવાને માટે ફ્રે-ન્ચ તોપોમાંથી ગોળા નીકળવા માંડયા, કિલ્લાનો ઘણો હિસ્સો ભાગી ગયો, ફ્રેન્ચ સેના પાછી ચઢાઈ કરવાને આગળ પડી, કિલ્લામાંના રહેવા-સીઓ સિંહ પરાક્રમથી લઢાઇ કરવા લાગ્યા, પોતાનાં સ્ત્રી પુત્રનું સન્મા-ન યાદ કરીને ઉત્તેજિત વાઘની પેઠે મહા પરાક્રમથી લઢવા લાગ્યા, અવિરલ અગ્નિની વૃષ્ટિની તર્ફ કંઇ નજર ન રાખતા ભાંગેલી દીવાલના ઉપર ખડા-થઈને તેઓ ચઢાઇ કરનારાઓને કોઇ વખત દીવાલ ઉપરથી નીચે ના-ખતા, કોઇ વખતે ભાલાથી વીંધી નાખીને તેઓના પ્રાણ હરણ કરતા; પરંતુ કિલ્લાના રહેવાસીઓનાં ટોળે ટોળાં મરવા લાગ્યાં. બપોરના બે વાગી ગયા છે, અયુતાધિક શીખેલા રણ કુશલ ફ્રેન્ચ સેના સુગઠિત હથિયારની સાથે અવિરલ લઢાઈ કરવા છતાં ૨૫૦ ભારતવાસીને પરાજય કરી શક્યા

નહિ. ફ્રેન્ચ સેના રણમાં ભંગ કરીને થોડી વાર વિશ્રામ કરવા લાગી. એ અવસરનો લાભ લઇને રંગરાવે સૈન્ય સામંતોને બોલાવીને કહ્યું "હવે વધારે વખત લઢાઇ ચાલશે નહિ, કિલ્લો જલદીથી શત્રુના હાથમાં જશે, હવે બાલક બાલિકા અને સ્ત્રિયોને વિદેશી અને સ્વદેશી શત્રુના અપમાનથી રક્ષા કરવાનો ઉપાય અવલંબન કરો." કેટલાક સૈન્યના સિપાઈને બોલાવ્યા તેઓ એક હાથમાં પેટવેલી મશાલ બીજા હાથમાં ભાલા અને કમરમાં નાની તરવાર લઈને ભયાનક કામમાં આગળ પડયા, જે સર્વ ઘરમાં સ્ત્રિયો અને મદદ વગરના બાલક બાલિકાઓ રહેતી હતી, સેનાએ તે ઘરમાં આગ લગાડી મૂકી, અગ્નિની શિખા ધૂ ધૂ કરતી બળી ઉઠી, ભીષણ અગ્નિ દાહ ભયંકર કરવાને માટે તેના ઉપર ઢગલે ઢગલે બળવાની વસ્તુ નાખી, રંગરાવની સેનાઓએ અપમાનના કરતાં મરી જવું ઉત્તમ સમજીને પોતપોતાનાં સ્ત્રી પુત્ર કન્યાને મારવા લાગ્યા. જેઓ અગ્નિનો તાપ સહન કરી ન શકતાં ભાગવાની કોશેશ કરતી હતી તેઓની છાતીમાં તરવાર ભોકી દેતા, પિતા પોતાને હાથે પુત્ર કન્યાનું, સ્વામી પોતાને હાથે પ્રાણાધિકા ભાર્યાનું, ભાઈ પોતાને હાથે પ્રાણસમી બેહેનનો વધ કરીને ઘોરતર લડાઈમાં પોતાનો પ્રાણ વિસર્જન કરવાને માટે આગળ પડયા. પેલી બાજુએ શત્રુસેના પાછી ચઢાઈ કરવાને અગ્રસર થઈ છે, રંગરાવની સેના આ વખતે પૃથ્વીના સઘલા સંબંધ તોડીને જીવતર ઉપર મમતા ન રાખતાં ઘોર યુદ્ધમાં પ્રવૃત્ત થઈ, પરંતુ થોડી વારમાં શત્રુની સેના દીવાલના ઉપર ઉભી થઇ. રંગરાવ આક્રમણમાં અગ્રસર થયો પરંતુ બાણ વિદ્ધ થયાથી તરત મરી ગયો. તેના મર્યાથી પણ સૈન્યો યુદ્ધ કરવા લાગ્યાં તેઓને પલમાં શત્રુ સેનાએ મારી દીવાલ શુન્ય કરી મૂકી, પલમાં ચારે બાજુએથી ચાર ટોળી શત્રુસેનાની આવીને દીવાલ ઉલ્લંઘન કરીને કોઇ પણ કિલ્લામાં પેઠી—પરંતુ કિલ્લાના કોઈપણ રહેવાસીઓ ભાગી ગયા નહિ, કાયર પુરૂષની પેઠે પ્રાણ બચાવવાની ભિક્ષા માગી નહિ, પરંતુ વીરની પેઠે શત્રુની છાતીમાં તરવાર પેશાડીને એક એક રણ શય્યામાં હમેશાંને માટે સુતા. પૂર્વે ભારત વીર વગરનું નહોતું, કેવી રીતે મરવું જોઇએ તે ભારતવાસી સારી પેઠે જાણતા. હાય ! આજ કેવી ઘોર કાપુરૂષતાથી સઘળું ભારત પસરી ગયું છે ? ફ્રેન્ચ સેનાએ રણમાં જય મેળવીને મહોલ્લાસથી જયધ્વનિ કરતા કરતા કિલ્લો લઇ લીધો પરંતુ નર નારીના અગ્નિ દગ્ધ ભીષણ મૂર્તિ જોઇને સઘળાઓના હૃદયમાં વિષાદનો પ્રવેશ કર્યો. સઘળાઓ યુદ્ધમાં જય મેળવીને વિષન્નમનથી બેઠેલા છે, એવી વખતે એક વૃદ્ધ એક બાલકને હાથમાં લઇને શત્રુસેનાની પાસે આવી

બોલ્યો "આ બાલક રંગરાવનો પુત્ર છે, રંગરાવની ઇચ્છાની વિરૂદ્ધ એનું મેં જીવન રાખ્યું છે." બાલકને સન્માનની સાથે બુસિની આગળ મોકલ્યો. બુસિએ તેને કોઈ સુદૂરવર્તી ભૂભાગનો રાજા કર્યો.

લઢાઇ થઈ રહ્યા પછી ત્રીજી ઘોર અંધારી રાતે વિજયરામરાંજીની છાવણીમાં ઘણી ગડબડ મચી રહી છે, છાવણીમાં પ્રવેશ કરીને જુએછે તો ઘાતકના હાથથી તરવાર વિદ્ધ થઈને વિજયરામનું મરણ નીપજ્યું છે. રંગરાવના મરણ બાદ તેના ચાર વિશ્વાસુ અનુચરે પ્રભુના મૃત્યુનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરી હતી. લઢાઈ થયા પછી તેઓ કોઈ છુપી જગા પર છુપાઇને રાતની વેળાએ અંધારાનો આશ્રય લઈને કિલ્લાની દીવાલ ઓલંગીને પાસેના જંગલમાં છુપી રીતે રહેતા હતા. ત્રીજે દીવસે રાત્રીએ જ્યારે છાવણી નિસ્તબ્ધ થઈ, ત્યારે તેઓ બે જણા ધીરે ધીરે જંગલ મૂકી દઈને વિજયરામની છાવણીમાં આવ્યા. તે વેળાએ વિજયરામ ઘોર નિદ્રામાં હતો, તેનું શરીર એવું તો મોટું હતું કે તે પોતે હાલી ચાલી શકતો નહોતો એકલો નાકમાંથી ફુફાડા મારતો શત્રુ નાશના પછી નિશ્ચિંત મનથી ઊંઘ લેછે, તેવા વખતે રંગરાવના બંને અનુચર ગુપચુપ છાવણીમાં પેશીને એકી વારે તેની છાતીમાં બે તરવાર ખોશી નાખી, તેથી વિજયરામે એકી વારે મોટો અવાજ કરીને પ્રાણ છોડયો, તે મોટા અવાજથી પ્રહરી આવીને તંબુમાં ગયા, પ્રહરીઓએ બંને ઘાતકોના ઉપર બંદુક ચલાવી, બંદુકનાં નીશાન ચુકી ગયા, ઘણા લોકો એકઠા થયા, બંને ઘાતકોએ પોતાના પ્રાણ ઉપર મમતા છોડીને કહેવા લાગ્યા " આ જુઓ અમારો પ્રતિ હિંસાનો બદલો થયો છે." તરત તેઓના પ્રાણ લેવામાં આવ્યા. તેઓના શરીરના ટુકડે ટુકડા કરવામાં આવ્યા. પરંતુ તેઓએ સ્વદેશ દ્રોહી વિજયરામનો જીવ લઈને પોતાની પ્રતિજ્ઞા પાળીને આ લોકમાંથી ચાલ્યા ગયા. જે ભારતમાં એક વખતે એવું વીરત્વ એવો સ્વદેશાનુરાગ હતો, તે ભારતની આજે કેવી દુર્દશા થઈ છે. તે ભારતના વીસ કરોડ સંતાન નિર્જીવ અને અસાડ થઇ ગયાં છે, તે ભારતના માણસો અપમાનને શિરોભૂષણ સમજે છે. હાય ! કેવું અધ:પતન! કેવી ઘોર અંધારી રાત ભારતને ઢાંકી રાખે છે !

---

## પરોપકારમાં પ્રાણાર્પણ.

૧૮૫૭ ની સાલમાં સિપાઇઓ ઉન્મત્ત થઈને અંગ્રેજોને સમૂળથી ધ્વંસ કરવાને માટે સ્થિર પ્રતિજ્ઞ થયા હતા, ચોતરફ ભયંકરી શોણિત-તરંગિની અબાધથી તરંગ રંગ વિસ્તાર કરીને વહેતી જાય છે, અંગ્રેજ

અને સિપાઈ બંને સમયના ઉત્તેજનથી, હિંસા અને ક્રોધના આવેગમાં બં-નેના ઉપર નિર્દયતાનો છેડો દેખાડે છે. સઘળું હિંદુસ્થાન વાયુ-સંતાડિત સાગરના પ્રમાણે ચંચલ થઇ રહ્યું છે, ભારતના સમસ્ત અધિવાસી સર્વદા વિપદની આશંકામાં અસ્થિર છે. એ વિપત્તિ-પૂર્ણ સમયમાં ભારતની દયાવતી રમણીઓએ અપૂર્વ દયાની ઓલખાણ આપી છે. પોતાનું જીવન સંકટમાં નાખીને વિદેશી, વિધર્મી, નિરાશ્રય અંગ્રેજ કુલકામિનીને અને બાલકોને આશ્રય આપીને જગતની સામે અસાધારણ પરોપકારના અને માનવી પ્રકૃતિના પવિત્ર દેવ-ભાવનો મહિમા વિકાશ કર્યો છે.

બુંદીના રાજાની ધર્મ-પરાયણ વનિતાના કોમલ હૃદયમાં એવો દેવ-ભાવ પ્રતિફલિત થયો હતો. બુંદીરાજ સિપાઈઓની સાથે મળીને યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો, એક બાજુથી તેની દયાશીલા પત્નીએ સાંભલ્યું કે, યુરો-પિયનો દલે દલે માર્યા જાય છે. જે સઘળી કુલકન્યા અને શિશુ સંતાનો એક સમયે સુખ સૌભાગ્યના ખોલે લાલિત થયા હતા, તેઓ હમણા ખોરાક અને વસ્ત્ર-વિનાના થઈને આશ્રય-સ્થાનના અભાવથી દિવ-સના સખત તડકાથી અને રાતની સખત થંડીથી પાસેના જંગલમાં પડી રહ્યા છે. એ શોચનીય દુર્ગતિની ખબરથી કામિનીનું કોમલ હૃદય દયાર્દ્ર થયું. બુંદીની અધીશ્વરી સ્વામીના અજ્ઞાતસારથી વિશ્વાસી લોકદ્વારા પોતાને ખર્ચે અરણ્યમાં રહેનારા નિરાશ્રય યુરોપિયનોને ખાવા માટે અન્ન અને પેહેરવાને વસ્ત્ર મોકલવા લાગી. એની સાથે બૂટ ઇત્યાદિ બીજી જ-રૂરીયાતની વસ્તુ પણ મોકલવા લાગી. બુંદીનો અધિપતિ યુદ્ધક્ષેત્રમાં ગયો હતો, તેથી શત્રુ-પક્ષની પ્રતિ પત્નીનો આ સદ્વ્યવહાર તે જાણતો ન હતો. રાજમહિષીની મદદથી નિરાશ્રય યુરોપિયનો સુસ્થ શરીરે દિલ્લીમાં રહેનાર અંગ્રેજી સેનાના નિવાસમાં પુગ્યા. રાણીએ યથા સમયે જો મદદ ન કરી હોત તો એઓમાંથી ઘણાકના મરણ નીપજત. એવી મદદથી પોતાની પ્રાણહાનિની સંભાવના છે તે રાણી જાણતી હતી, પરંતુ તે જાણવા છતાં પણ તે હૃદયના ધર્મથી વિચ્યુત્ થઈ નહિ. હિતૈષિણી નારીએ વિપન્નને મદદ આપીને, હિતૈષિતાની ગૌરવ રક્ષા કરી. પરંતુ હાય! એ હિતૈષિતા, સદાશ્રયતા અને ઉદારતાજ રાણીના જીવન નાશનનું કારણ થયું. બુંદીરા-જના પ્રત્યાગમનની આગમજ રાણીને પરલોકની પ્રાપ્તિ થઇ. એ બનાવ બન્યા પછી રાજા પણ અંગ્રેજ સેનાપતિ સર હિઉરોજની સાથે યુદ્ધમાં માર્યો ગયો. કેવા કારણથી રાણીનું એકાએક મરણ થયું, તે ચોકસ રીતે જાણવામાં આવ્યું નથી. ઘણાકો સંદેહ કરે છે કે, બુંદીના અરણ્યમાં રહે-લા અસહાય યુરોપિયનોને મદદ કરવાથી રાજાના હુકમથી રાણીનો વધ ક-

રવામાં આવ્યો હશે. દયાવતી અબળાએ ભૂમંડલમાં દયાની અપાર પવિત્રતા દેખાડીને ઘાતકના હાથમાં આત્મજીવન સમર્પણ કર્યું.

ઉપર લખેલા વિલુંઠન, વિપ્લવ અને નરહત્યાના સમયમાં સ્વર્ગીય દયા બીજી એક જગ્યા ઉપર નિરાશ્રય અને નિઃસહાયઓમાં જે પ્રમાણનું સુખ અને શાંતિનું અમૃતમય રાજ્ય વિસ્તાર કર્યું હતું, તેનું ચિત્ર આપવામાં આવે છે.

ફયજાબાદના ડેપ્યુટી કમિશનરે આરીસમાં જઈને સાંભલ્યું કે, પાસેની ફોજમાં રહેનાર સિપાઈઓ યુદ્ધ મુખ્ય થયા છે. તેણે એ ખબર સાંભળતાં, માત્ર એક વિશ્વાસુ પટાદારથી, પોતાની સ્ત્રીને અવિલંબથી સર્વ સંપત્તિ પરિત્યાગ કરીને નદી કિનારે જવાને કહી મોકલ્યું. એ પટાદારની સાથે સ્ત્રી જવાને તૈયાર થઇ. સહદ્ધર્મિણીની આગળ ખબર મોકલી ડેપ્યુટી કમિશનરને કાર્યાનુરોધથી સેના-નિવાસમાં જવું પડયું. એક બાજુ કમિશનરની સ્ત્રી પાલખીમાં વિશ્વાસુ ચાકરની સાથે નદિ કિનારે જવા લાગી, ત્યારે સિપાઈઓ એ વખતે ધન લુંટવા અને અંગ્રેજોના વિનાશને માટે ચોતર્ફ ફરવા લાગ્યા. ભીતા અને અસહાયા અંગ્રેજ મહિલાએ સંધ્યા-સમાગમે એક ગામમાં પ્રવેશ કર્યો. એક દયાશીલા ગામની રહેનારીએ પોતાનું જીવન સંકટમાં નાખીને તેને પોતાના ઘરમાં આશ્રય આપી એક વગર કામના તંદુરની અંદર છુપાડી રાખી. પાલખી ઉઠાવનારાઓ પાલખીને નદી કિનારે મૂકીને જતા રહ્યા. કમિશનરની પત્ની ભય-વિહ્વલ ચિત્તથી સર્વ રાત તે તંદુરની અંદર છુપી રહી. રાત્રિકાલે સિપાઈઓ ઉપલા ગ્રામમાં પ્રવેશ કરીને, ચારે બાજુ ભાગેલા અંગ્રેજ પુરૂષ અને સ્ત્રીની શોધ કરવા લાગ્યા. અને પળાયિત તથા આશ્રય આપનારને બાહાર નહી કાહાડી આપશો તો આશ્રય આપનારનો પ્રાણ લેવામાં આવશે. એમ કહીને સઘળાઓને ભય દેખાડવા લાગ્યા. પોતાના જીવનની હાનિની સંભાવના જાણ્યા છતાં કોમલ-હૃદયા આશ્રયદાત્રીએ નિરાશ્રયા અંગ્રેજ મહિલાને નર-શોણિત-લોલુપ સિપાઇઓના સન્મુખ હાજર કરી નહિ. જ્યારે એ અંગ્રેજ-રમણીએ ગામમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે ગામના પુરૂષ ખેતરમાં ખેતીના કામ ઉપર લાગ્યા હતા, તેથી તેઓ ઘણાક એ વિષે જાણતા ન હોતા. પરંતુ ગામની રહેનારીઓ ઘણીખરી મહિલા આ નિગૂઢ તત્વ જાણતી, તથાપી તેઓ કોઈએ પણ જાહેર કર્યું નહિ. ભયથી આકુલા વિદેશિની આશ્રય-દાત્રીની કૃપાથી તંદુરની અંદર નીરવે સઘળી રાત યાપન થઇ. આસ્તે આસ્તે સિપાઈઓની ગડબડ કમી થઇ અને સિપાઇઓ સ્થાનાંતરમાં ગયા, ભયંકરી રાત્રિથી પ્રભાત થયું, ડેપ્યુટી કમિશનરના ઉપલા

વિશ્વાસુ નોકરે તે જગ્યા ઉપરના અતિ સમૃદ્ધ અને આબરૂદાર ભૂસ્વામી મહારાજ માનસિંહની આગળ જઈને એક હોડીની પ્રાર્થના કરી. દયાર્દ્ર માનસિંહે વિપત્તીના ઉદ્ધારને માટે નોકરની પ્રાર્થના પૂર્ણ કરી. ડેપ્યુટી કમિશનરની પત્ની અને બીજી કેટલીક યુરોપિયન મહિલાઓએ પોતાનાં છોકરાં છૈયાંની સાથે હોડીમાં પ્રવેશ કર્યો. બહાર કેટલાક વિશ્વાસુ નોકર અને સિપાઈઓ બેશી રહ્યા, અને એક તીર્થયાત્રીની નાવ કહીને સાધારણોની આગળ કહેવા લાગ્યા. એક બે જગ્યા ઉપર એઓની સાથે વિદ્રોહી સિપાઈઓનો સાક્ષાત્ થયો હતો, પરંતુ નૌકાની અંદર પલાતક યુરોપિયનો છે, એ વિદ્રોહિઓ જાણી શક્યા નહિ. સંધ્યા થવા આવી, તેથી નૌકાને કોઇ નિરાપદ સ્થાન ઉપર લગાડી કેટલાક નોકર દૂધ અને રોટલીને માટે પાસેના ગામમાં ગયા. એ જગ્યામાં પણ ગામની રહેનારીઓ વિપન્ન પલાતકોને સહાય દાનમાં કાતર થઇ નહિ. એક દયાવંતી રમણીએ બાળકોને ભૂખ્યા જોઈને દ્રુત–ગતિથી ગામમાં પ્રવેશ કર્યો. અને કેટલીક દૂગ્ધવતી દાઇ સાથે લઈને હોડીની આગળ ગઇ. યુરોપિયન મહિલાઓએ ખુશીની સાથે એઓને ગ્રહણ કરી. એઓએ પોતાના સ્તન્ય દાનથી બાળકોને પરિતૃપ્ત કર્યાં. એ સિપાઈઓ જાણવા પામત તો એ આશ્રયદાત્રી અને સાહાયકારિણી મહિલાઓના પ્રાણ સંહાર કરત. પોતાનું જીવન એવી રીતે સંશયવાળું હોવાં છતાં પણ ઉપલી દયાવતી રમણીઓએ વિપન્નોને યથાશક્તિ મદદ કરી. એવી મદદ મળ્યાથી યુરોપિયની કુલ કામિનીઓ નિરાપદથી અલાહાબાદમાં ગઈ.

જેઓ પરોપકારને માટે આત્મ-પ્રાણને તુચ્છ સમજે છે, તેઓની સાથે કોઈ જાતના પાર્થિવ પદાર્થની તુલના થતી નથી. તેઓ સર્વદા દેવ ભાવથી પૂર્ણ થઈને જગતની આગળ પોતાની અસાધારણ મહત્વની ઓળખાણ આપે છે. તેઓના આવિર્ભાવથી, તેઓના ગૌરવથી, તેઓના અપાર્થિવ કાર્યોના અનંત મહિમામાં આ રોગશોકમય અને દુઃખ–દારિદ્રય–પૂર્ણ સંસાર સુખનું, શાંતિનું, પ્રીતિનું અદ્વિતીય પ્રસ્રવણ સ્વરૂપ થઈ પડે છે. ભારતની અબલાઓએ એક સમયે પૃથ્વીમાં એવી રીતનો સ્વર્ગીય ભાવ વિકાશ કર્યો હતો. જીવનની મમતા પરિહાર કરીને અતૂલ સાહસ, અવિચલિત ધીરતા અને અપરિમેય દયાની સાથે નિરાશ્રય, વિપદગ્રસ્તોને એવી રીતે સુખ અને શાંતિને રસ્તે લઈ ગઈ હતી. સત્દ્દય-સમાજમાં અનંત કાલ એઓની નિસ્વાર્થ હિતૈષિતાનું સન્માન રહેશે.

---

# ખરેખરી તેજસ્વિતા.

ઔરંગજેબને દમન કરવાને માટે સોલમી સદીના મધ્યભાગમાં રાઠોડરાજ યશોવંતસિંહ ત્રીશ હજાર રજપૂત સૈન્ય અને કેટલાક મોગલ સૈન્યના અધિનાયકત્વમાં અભિષિક્ત થઈને આગરામાંથી નીકલ્યું. તેના વિશાલ સેનાના પ્રચંડ પગલાંથી ધરતી ધ્રુજવા લાગી. આવી મોટી સેના ઘણા પરાક્રમની સાથે નર્મદાની તર્ફ જવા લાગી. ઉજ્જયિનીના આઠ કોશ દક્ષિણમાં સેના આવી પોહોંચી છે તે વેળાએ સાંભળવામાં આવ્યું કે, ઔરંગજેબ તેની પાસે આવવા ઈચ્છેછે તે વેળાએ યશોવંતે આગળ ન વધતાં તે જગાપર છાવણી કરી. જોતા જોતામાં ઔરંગજેબનું લશ્કર નર્મદા ઉતરીને યશોવંતની પાસે આવવા માંડયું. પરંતુ એકદમ તેની સાથે લઢવાની હિંમત કરી નહિ. રાઠોડરાજ ઈચ્છા કરત તો તે જગાપર તેઓને ઉત્સાહિત કરી શકત; પરંતુ તે વેળાએ તે ચુપ રહ્યો. એથી ઔરંગજેબને વખત મલ્યો. તેણે એ સુયોગમાં પોતાના ભાઈ મુરાદની સાથે એકત્રિત થઇને પોતાનું બલ દૃઢ કરી લીધું. એ જાણ્યા છતાં પણ યશોવંતસિંહ કંઇ પણ બોલ્યો નહિ. એક વખત પણ તેઓને તેમ કરતા રોકયા નહિ. પોતાના બલમદમાં મત્ત થઇને વિચાર કરતો હતો કે, એકીવાર બંને વિદ્રોહી ભાઈનું એકઠું બલ વિનાશ કરીશ. એ વાસ્તેજ તેણે તેઓને પરસ્પર મળવા દીધા હતા. પરંતુ તેનાથી તેનો અભિપ્રાય સિદ્ધ થયો નહિ, એટલુંજ નહિ પણ તેનાથી ખરાબ પરિણામ નિપજ્યું. તેનાથી તેના સંમાન ગૌરવમાં ઘણીક રીતે ઓછાપણું આવી પડયું. ચતુર ઔરંગજેબ ભાઈની સાથે મળીને બેસી રહ્યો નહિ, પણ યશૌવંતના આધીન મોગલ સૈનિકોની સાથે ષડયંત્ર કરવા લાગ્યો. તે ચક્રાંતનું ફલ થોડાવારમાં જાહેર થયું. કેમકે રાઠોડરાજે જે વેળાએ વિદ્રોહીઓની સાથે લઢાઈ કરવાનો હુકમ આપ્યો, તે વેળાએ તરત મોગલ સ્વારોએ તેને છોડીને ઔરંગજેબના પક્ષમાં યોગ આપ્યો. દુર્વૃત્તોની આવી વિશ્વાસ-ઘાતકતાથી તેજસ્વી યશોવંત એક પલને માટે પણ નિરૂત્સાહ થયો નહિ, ઉલટો તેનો ઉત્સાહ પ્રથમના કરતાં વધારે ઉત્તેજિત થઈ પડયો. યવનો તેને છોડી ગયા પણ તેની ૩૦ હજાર રજપૂત સેનાના ઉન્નત પતાકાના મૂલમાં ઉભો રહ્યો. તેનો અને તેની રજપૂત સેનાનો દૃઢ વિશ્વાસ હતો કે, શત્રુસેના ગમે તેટલી મોટી હોય તોપણ તેઓની પાસેથી પરાજિત થશે. એ વિશ્વાસથી હિંમતવાન થઈને તેઓએ શ્રવણ ભૈરવ રવથી સિંહનાદ કર્યો અને તેઓ પ્રચંડ પાહાડી નદીની પેઠે શત્રુસેનાની તર્ફ આગળ વધ્યા. રાજા યશોવંત ભીષણ ભાલો હાથમાં પકડીને પોતાના રણતુરંગ માણુવના ઉપર બેસીને બાદશાહના બંને

છોકરાને ઘેર્યાં. તે ભીષણ લઢાઈમાં દશ હજાર મુસલમાનો મરી ગયા. તેઓને મારવા જતા ૧૭ સો રાઠોડ તથા તે સિવાય ગિહલાટ, હાર, ગોર અને રાજવાડના દરેક સામંત સમ્પ્રદાયના ઘણાક વીર મરી ગયા. ઓરંગને લઇ મુરાદ બહુ મુશ્કેલીથી પ્રાણ લઈને નાઠો. કેમકે તેઓનું મૃત્યુ આવ્યું નહોતું. માબુબ અને તેનો માલક યશોવંતસિંહ લોહી લુવાણ થયા હતા. યશોવંતસિંહ ક્ષુત્કાતર વાઘની પેઠે દેખાતો હતો અને તે પ્રમાણે એક સિંહની પેઠે પોતાનો શિકાર છોડીને ચાલ્યો ગયો.

બીજે દિવસે ફરી લઢાઈ થઈ તે વેળાએ ફ્રેન્ચ ગોલન્દાજ વર્ણિયાર હતો. તે વખતે બંદુકની ગોળી અને તોપના ગોળા ચાલતા હતા અને મોટી લઢાઇ થતી હતી તેમાં કોઈનો પણ જય જણાયો નહિ. રાત પડી ત્યારે બંને પક્ષે લઢાઈ કરવી બંધ કરી; ત્રીજે દિવસે સવારે રાજા યશોવંતસિંહ યુદ્ધસ્થળ છોડીને પોતાના રાજ્ય ભણી પાછો ફર્યો.*

રાઠોડરાજ યશોવંતસિંહ લઢાઈનું મેદાન છોડીને ગયો ખરો, પરંતુ એનાથી તેનો કંઇપણ અપજશ થયો નહિ. કેમકે ક્રમાગત એક દિવસસુધી ઘોર યુદ્ધના પછી બંને પક્ષોએ લઢાઇનું મેદાન છોડયું હતું. અદ્યાપિ બંને પક્ષમાં જય પરાજયનું કંઇપણ લક્ષણ જોવામાં આવ્યું નહોતું, તથાપિ વિશેષ વિવેચના કરીને જોયાથી સ્પષ્ટ જણાશે કે, ઓરંગજેબનોજ જય થયો હતો. તેની દુરભિસંધિ વ્યર્થ કરવા જતા રજપૂતોએ ઘણું વીરત્વ દેખાડયું હતું ખરૂં, પરંતુ વિદ્રોહી બાદશાહના બેટાઓનાં ઘણાં લશ્કરની આગળ તેઓનું વીરત્વ વધારે ફલદાયક થયું નહિ, કેમકે તેઓના ઘણાખરા વીર લઢાઈના મેદાનમાં પડયા હતા. જેઓ બાકી રહેલા હતા, તેઓને લઈને યશોવન્તસિંહે ઓરંગજેબના ઉપર પાછી ચઢાઇ કરવાની ઇચ્છા કરી નહિ. ચતુર ઓરંગજેબ પણ તેમાં ખુશ થઈને તેની સાથે લઢવા ગયો નહિ. ગમે તે હો પરંતુ બંને પક્ષો કોઈ જાતની ગડબડ ન કરતાં લઢાઈના મેદાનમાંથી વિદાય થયા. રાજા યશોવંત પોતાની રાજધાનીની તર્ફ આવવા લાગ્યો; પરંતુ તે સહેલાઇથી જોધપુરમાં આવી શક્યો નહિ; તેના પ્રવેશનો માર્ગ એક માણસથી રોકાયલો હતો, તે માણસ તેની પ્રિયતમા રાણી હતી.

રાજા યશોવંતસિંહે શિશોદિય કુલની એક સ્ત્રીની સાથે લગ્ન કર્યું હતું. તેની બાઈડી જેવી ઉચ્ચકુલની ઉત્પન્ન થયલી હતી, તેવીજ તે ઉચ્ચતમ ગુણાલંકારમાં ભૂષિત હતી. તેણે ફતિયાબાદની લઢાઈના વર્ણનવિષે જ્યારે

---

* વર્ણિયાર અને ખાફિખાં કહે છે કે, કાસિમખાં નામનો જે યશોવંતના આધીનમાં મોગલસેનાનો અધિનાયક થઈને ગયો હતો તેની વિશ્વાસ-ઘાતકતાથી યશોવંત પરાજિત થયો હતો.

સાંભળ્યું કે, તેના પતિનું ઘણુંખરૂં સર્વે લશ્કર નાશ પામ્યું છે. અને તે શત્રુને પરાજય ન કરી શક્યાથી લઢાઇના મેદાનમાંથી પાછો આવ્યો છે, ત્યારે તેના હૃદયમાં ઘણો ક્રોધ અને ધિઃક્કાર ઉત્પન્ન થયો. ક્યાં તે રણશ્રાંત નૃપતિને સાંત્વના વાક્યથી તાઢો પાડશે, તેમ ન કરતાં કિલ્લાનો દરવાજો બંધ કરવાનો હુકમ કર્યો. આ અજાયબ હુકમ સાંભળ્યાથી તેની સખીઓ અજાયબ થઇ સાહસ ઉપર ભરૂસો રાખીને તે આકસ્મિક મનોવિકારનું કારણ પૂછ્યાથી તે સાપિણીની પેઠે ગર્જ્જન કરીને બોલી "રજપૂત કુલમાં જન્મ લઈને વીરપૂજ્ય શિશોદીય કુલમાં લગ્ન કરીને જે માણસનો પ્રાણ હોવા છતા શત્રુને પીઠ દેખાડે તે શું વીર પુરૂષ છે? નહિ કદી નહિ, તે કદી નહિ, તે કાયર પુરૂષ છે–કાયરપુરૂષથી પણ અધમ છે. તે અધમ માણસને મારા આ કિલ્લામાં પેસવા દઈશ નહિ. તેને કહેજો કે, હું એવા માણસને સ્વામી કહીને સ્વીકાર કરી શકતી નથી. કેમકે શિશોદીય રાજાનો જમાઈ કદીપણ આવો નીચ મનનો થઇ શકતો નથી. તેને યાદ રાખવું જોઈએ કે એવા ઉચ્ચ વંશમાં લગ્ન કર્યાથી એના અસીમ ગુણરાશિનું અનુકરણ કરવું જોઇએ. અને તો લઢાઈમાં જય મેળવવો જોઈએ; નહિ તો દુશ્મનના હાથે મરવું જોઇએ; તથાપિ પરાજય પામીને કદીપણ પ્રાણ લઈને ઘરમાં પાછું આવવું ન જોઇએ." એટલું કહેતામાંજ રાણીનાં મુખમંડળે બીજી મૂર્ત્તિ ધારણ કરી; વિશાળ બંને આંખમાંથી અવિરલ ધારાથી આંશુ વહેવા લાગ્યાં. તે ગાંડોની પેઠે રડવા લાગી. રડતી રડતી તે વેળાએ એક મોટી ચિતા તૈયાર કરવાનો હુકમ કર્યો. તે હવે જીવન ધારણ કરશે નહિ, અવમાનિત અને કલંકિત થઈને પોતાના સ્વામીને પણ જીવતો રહેવા દેશે નહિ; જરૂર રાજાને મરવું પડશે; તે તેની સાથે જશે, તેની સાથે એકત્ર તે ચિતાનલમાં જીવન વિસર્જ્જન કરશે. એક પળમાં એ શોકોન્માદિની મૂર્ત્તિ પણ બદલાઇ. તેની જગાપર વળી તે રૂદ્રા મૂર્ત્તિ જોવામાં આવી તે સ્વામીના ઉદ્દેશથી હજારો ધિક્કાર આપવા લાગી. એવી રીતે ઉન્માદિનીની હાલતમાં આઠ નવ દિવસ ગાળ્યા. સ્વામીને મળવાની તેની ઇચ્છા પ્રથમથીજ નહોતી. છેલ્લે તેની મા તેની પાસે આવીને તેને ઘણીક રીતે સમજાવવા લાગી. અને કહેવા લાગી કે, રાજા શ્રાંતિ દૂર કરીને પાછો લઢાઇના મેદાનમાં જશે અને ઓરંગજેબને હરાવીને નાશ પામેલો ગૌરવ પાછો મેળવશે." તેથી તેના ક્રોધની આગ ઓલવાઇ અને તેના કિલ્લાના દરવાજા ઉઘાડવાનો હુકમ આપ્યો. આ ઉપરથી જણાય છે કે રાજસ્થાનની સ્રિયો ઘણી હિંમતવાન અને ઉન્નત હૃદયવાળી હતી. હાય! આજે એવી નારી ક્યાં છે?

---

# સતીત્વરક્ષાને માટે આત્મોત્સર્ગ.

જ્યારે ગનોર રાજ્યને યવનોએ ઘેરી લીધું ત્યારે ગનોરની રાણીએ યવનોની બહુ ચઢાઈઓ રોકી, પરંતુ લશ્કરનું બળ કમી હોવાથી હજારો વીરપુરૂષો ટપોટપ મરવા લાગ્યા. શત્રુઓએ રાજ્યના કિલ્લાઓ એક પછી એક હાથ કરી લીધા; તથાપિ રજપૂત વીરાંગનાએ આત્મસમર્પણ કર્યું નહિ. છેલ્લે આત્મરક્ષાનો ઈલાજ નહિ જોયાથી નર્મદાના કિનારાપર પોતાના એક કિલ્લામાં જવાને નિકળી. વીરાંગના જેવી મછવામાંથી ઉતરી કિલ્લા તરફ જાય છે, એટલામાં તો શત્રુઓએ તેને ઘેરી લીધી. જેમ તેમ મહાકષ્ટે તે કિલ્લામાં દાખલ તો થઇ ચુકી, પરંતુ જોત જોતામાં દરવાજો બંધ કરતાં શત્રુસૈન્ય અંદર પેઠું અને પછી બાકી રહેલા રજપૂતસૈન્યનો નાશ કરી મૂક્યો. ગનોરની અધીશ્વરી જેવી વીર્યવતી, તેવીજ પરમ લાવણ્ય હતી; પરંતુ તેની તે અસામાન્ય સુંદરતાજ તેનું કાલ સ્વરૂપ હતું. મુળમાં રૂપથી લુબ્ધ થઈનેજ યવનરાજે ચઢાઇ કરી હતી. રાજ્ય જીત્યા પછી યવનરાજે વીરાંગનાને કહાવી મોકલ્યું કે,—"સુંદરી ! તમારૂં રાજ્ય પાછું લઈ તમે મારા હૃદયરાજ્યની અધીશ્વરી બનો; વિવાહથી મને ચરિતાર્થ કરો એટલે પછી દાસ થઈ રહીશ." પત્ર વાંચી રાણીને પગથી માથા સુધી ક્રોધાનલ પ્રગટયો પરંતુ તે શું કરે ? થોડો વિચાર કરી વીરાંગનાએ જ્યાં નીચેના ઓરડામાં કામમોહિત યવનરાજ બેઠો હતો, ત્યાં તેને ઉત્તર મોકલ્યો કે,—"મને બે કલાકનો વખત આપો તો લગ્નને માટે વિવાહ યોગ્ય પોશાક તૈયાર કરી શકું." બે કલાક થયા પછી લગ્ન લાયક પોશાક પેહેરી પોતાના વિશ્રામભવનમાં આવીને બેઠી, અને એક મૂલ્યવાન પોશાક યવનરાજ્યને મોકલાવ્યો. તે પેહરી થોડા વખતમાં યવનરાજ સુંદરીસમીપ આવી ઉભો રહ્યો. પ્રથમ તો તેના હૃદયમાં સુખના હજારો વિચારો આવવા લાગ્યા, પરંતુ અકસ્માત્ તેના હૃદયમાં ભયંકર દરદ ઉપડી આવ્યું; તેની આંખોએ અંધારી આવી અને તે ઘેલાની માફક બકવા લાગ્યો; "અરર બળી મરૂં છું !" એવો તેનો બોલ સાંભળી વીરાંગનાએ કહ્યું,—"તમારૂં આયુષ્ય હવે પુરૂં થયું. આજેજ આપણું લગ્ન અને મૃત્યુ એકઠું થશે. તમારા અપવિત્ર શ્વાસમાંથી રમણીના સાર રત્ન સતીત્વધનની રક્ષાનો બીજો ઉપાય ન જોયાથી મેં તમોને ઝેર ભરેલો પોશાક આપ્યો હતો." એટલું બોલી બીજા માળપરથી પછડાઈ. અરે હાય! તે બાપડી મરણ પામી; અને ત્યાર પછી યવન પણ તરફડીને મૂઓ. ધન્ય છે એ સતીને !

સમાપ્ત.